# મૃગલોચની

અથવા

## માયા—પ્રાબલ્ય.

### ભાગ ૧૦ મો.

[ અદ્ભુત ઘટનાયુક્ત નવલકથા. ]


સંપાદક

ગજલાલ જાદવજી ઠક્કર,

અમદાવાદ.



પ્રકાશક,

જી. એમ. જાગુષ્ટે,

ત્રણ દરવાજા. અમદાવાદ.

સોલ એજન્ટ,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,

બુકસેલર અને પબ્લિશર

ત્રણ દરવાજા—અમદાવાદ.


મૂલ્ય રૂ. ૩-૦-૦.

પ્રત ૧૦૦૦. પ્રથમાવૃત્તિ.
સંવત્સરાબ્દ ૧૯૭૭. ખ્રિસ્તાબ્દ ૧૯૨૧.



અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# બે બોલ.

ઈશ્વર કૃપાથી આ બૃહત્ નવલકથાના બધા ભાગ વાર્તાવિલાસી વાંચકબંધુઓના કરકમળમાં સમર્પણ કરવામાં આવ્યા છે. આ નવલકથામાં પાત્રોની સંખ્યા એટલી બધી છે કે કોઈ કોઇ સ્થળે કદાચ કોઇ પાત્રનું નામ લખતાં ભૂલ થઇ હશે. આવી ભૂલ તરફ જો અમારું લક્ષ ખેંચવામાં આવશે તો બીજી આવૃત્તિ પ્રસંગે સુધારવામાં આવશે.

વળી આ નવલકથામાં પિશાચપતિ નામના બહુરૂપીનું એક અદ્ભુત પાત્ર આવેલું હોઇ તેના સંબંધીની રહસ્યમય ભેદભરેલી હકીકતનું વર્ણન અલગ નવલકથામાં કરવામાં આવનાર હોઇ એ નવલકથાનું નામ 'પિશાચપતિ' રાખવામાં આવ્યું છે. મૃગલોચની નવલકથા જેમણે વાંચી હશે તેઓ તથા જેમણે તે નહિ વાંચી હોય તેઓ પણ 'પિશાચપતિ' નામની નવલકથા સહેલાઇથી વાંચી શકશે; કેમ કે એ નવલકથાનો મૃગલોચની નવલકથા સાથે કાંઇ ખાસ સંબંધ નથી. વાંચકબંધુઓએ જેવી રીતે આ મૃગલોચની નવલકથાનો સત્કાર કર્યો છે તેવો જ સત્કાર આ નવીન નવલકથા પિશાચપતિનો કરી ઉપકૃત કરશે એવી આશા છે.

# વિષયાનુક્રમણિકા.

ॐ तत्सत्परमात्मने नमः ।

# મૃગલોચની

અથવા

## માયા-પ્રાબલ્ય.

## ભાગ ૧૦ મો.

## પ્રકરણ ૧ લું.

### પિશાચપતિની જીવનકથા.

પિશાચપતિની સ્થિતિએ સર્વનું ધ્યાન પોતાના તરફ આકર્ષ્યું. થોડા સમય સુધી મૌનાવલંબન કર્યા પછી ઇન્દ્રદેવે પુનઃ મહારાજ તરફ જોઇને કહ્યું:—"ધ્યાન આપવાથી અને વિચાર કરવાથી સર્વને માલૂમ પડશે કે, આજકાલ આપના દરબારે નાટ્યશાળાનું રૂપ ધારણ કરવા માંડ્યું છે. નાટકનો ખેલ કરી જે જે વાતો દર્શાવી શકાય છે તથા જે જોવાથી લોકોને લાભ મળી શકે છે તેવીજ સ્થિતિ આપશ્રીના દરબારની છે. ગ્રહદશા કિંવા કર્મફળને લીધે જેમણે દુઃખ ભોગવ્યું છે તેઓ હાજર છે તથા જેમણે જાણી જોઇને પોતાના પગમાં કુહાડી મારી છે એ પણ હાજર છે. જેમને

પોતાના કર્મનું ફળ ઇશ્વરેચ્છાથી મળી ચુક્યું છે તેઓ પણ આવ્યા છે તથા જેમને શિક્ષા કરવામાં આવશે તેઓ કારાગૃહમાં છે. બુદ્ધિમાનોનું એમ કહેવું છે કે, 'જે ખરાબ રસ્તે ચાલશે તેને ખરાબ ફળ અવશ્ય મળશે.' આ કથન યથાર્થ છે; પરંતુ ક્વચિત્ એવું બને છે કે, સારે રસ્તે ચાલનાર પ્રામાણિક મનુષ્ય દુઃખના પંઝામાં ફસાઇ પડે છે તથા દુર્જન અને દુષ્ટ મનુષ્ય આનન્દમાં પોતાના દિવસ પસાર કરે છે. આમ થવાનું કારણ કેવળ ગ્રહદશા જ નહિ પણ પરમાત્માએ આપેલી બુદ્ધિ અને વિચારશક્તિનો અનાદર છે. એમ કરનાર મનુષ્યને જ દુઃખ સહન કરવું પડે છે. ગમે તેમ હો, મ્હારા કથનનું તાત્પર્ય એ છે કે, આજકાલ આપને ત્યાં સર્વ પ્રકારના જીવ જોવામાં આવે છે. દૃષ્ટાંત આપવાને બદલે કેવળ ઇશારો કરવાથી કામ ચાલી શકે તેમ છે. વળી હું એ કહેવું ભૂલી ગયો છું કે, એ જીવોમાં કેટલાક એવા જીવ છે કે જેઓ પોતાના કર્મથી નહિ પરંતુ સંબંધીઓના કર્મથી દુઃખ ભોગવે છે. એ પરથી સગાઇ અને સંબંધનો ગૂઢ અર્થ પણ નીકળે છે. બીચારાં લક્ષ્મીદેવી તરફ જુઓ. તેમણે કોઇનું કાંઇ બગાડયું નથી તો પણ તેમણે અપાર દુઃખ વેઠયું છે. એટલું દુઃખ વેઠવું પડેલું હોવા છતાં તેઓ જીવતાં રહી શક્યાં છે એ આશ્ચર્યનો વિષય છે. હવે તેમને એટલું બધું દુઃખ શા માટે વેઠવું પડયું એ વિચારીએ. ઉત્તરમાં હું એમ જ કહીશ કે, 'રાણા ગોપાલસિંહને લીધે જ એમ થયું છે' તેઓ બેધ્યાન દુષ્ટ દારોગાના હાથનું રમકડું બની ગયા હતા તથા પોતાના ઘરમાં શું થાય છે, પોતાના નોકરોએ પોતાને કેવી જાળમાં ફસાવ્યા છે એ સંબંધીનો તેમણે કાંઇ વિચાર કર્યો નહોતો. જે રાજાને પોતાના ઘરની ખબર ન હોય તે પ્રજાનું શું કલ્યાણ કરી શકે તેમ છે? વળી એવા રાજા

ઉપર સંકટ આવી પડે એમાં આશ્ચર્ય પણ શું છે? કેવળ એટલું જ નહિ પણ એવા રાજાને દુઃખ ભોગવવું પડે છે તેનું બીજું પણ એક કારણ છે. કેટલાક વિચારશીલ વિદ્વાનોએ કહ્યું છે કે, 'સ્ત્રીની આગળ પોતાના ભેદની વાત પ્રકટ કરવી એ બુદ્ધિમાનનું કામ નથી;' પરંતુ રાણા ગોપાલસિંહજીએ આ મહાન્ સૂત્રને લક્ષ્યમાં રાખ્યું નથી. તેઓ દુષ્ટાચારિણી માયાવિનીની કૃત્રિમ પ્રણયજાળમાં ફસાયા તથા તેને પોતાના ભેદો બતાવી અપાર દુઃખ પામ્યા. સજ્જનતાથી કિંવા સરળ સ્વભાવથી જ કાંઇ દુનિયામાં સુખી થઇ શકાતું નથી. સજ્જનતા અને સરળ સ્વભાવની સાથે નીતિનો આશ્રય પણ સ્વીકારવો પડે છે. હવે આપણે રાણા કનકસિંહનો વિચાર કરીએ. એની એના ખુશામદીઆઓએ બરબાદી કરી નાખી છે. જે લોકો ખુશામદ સાંભળી પોતાને સર્વથા મહાન્ સમજી બેસે છે અને દુશ્મનને તુચ્છ સમજે છે તેમની કનકસિંહના જેવી જ દશા થાય છે. દુષ્ટો અને દુર્જનોની વાત જવા દો. એમને તો એમનાં દુષ્કૃત્યોનું ફળ મળવું જ જોઇએ. એવું ફળ એમને મળ્યું છે તેમ જ મળશે. એમના સંબંધી વિશેષમાં મ્હારે જે કાંઈ કહેવું છે તે હું પછીથી કહીશ. જે માણસો ખરાબ નહિ હોવા છતાં નીતિ અનુસાર નહિ વર્તવાને લીધે તથા ખરાબ સોબતને લીધે દુઃખી થયાં છે તેમની જ વાત હમણાં હું કરું છું. હું ખાત્રીપૂર્વક કહું છું કે, પિશાચપતિના જેવા ચાલાક, પ્રમાણિક અને દયાળુ બહુરૂપીઓ ઘણા થોડા હશે; પરંતુ લાલચ તથા વિલાસ વિભવનો ભોગ થઇ પડવાથી તેમની એવી દુર્દશા થઇ ગઇ કે, મુખ છુપાવવા છતાં અને પોતાને મરી ગયેલા જાહિર કરવા છતાં તેઓ એક પણ દિવસ માટે સુખની નિદ્રા લઈ શક્યા નહિ. જો પરિશ્રમ કરીને પ્રામાણિકતાથી દ્રવ્યસંપત્તિ મેળવ-

વાના પ્રયત્નો તેમણે કર્યા હોત તો આજે એમની દ્રવ્યસંપત્તિની કોઇથી કલ્પના સુદ્ધાં કરી શકાત નહિ. પ્રથમ તેમણે એમ વિચાર્યું હતું કે, 'હું માલદાર છું, હોશિયાર છું, ચાલાક છું તેમ જ બહુરૂપી છું. કુલટા સ્ત્રીઓ અને રંડીઓની સોબતની મઝા લઇ સફાઇથી હું અલગ થઇ જઇશ.' પરંતુ હવે એમને એવો સંપૂર્ણ અનુભવ થઇ ગયો છે કે, રંડીઓ બહુરૂપીઓના પણ કાન કાપે છે. નાગર વગેરેના વ્યવહારને જ્યારે તેઓ યાદ કરતા હશે ત્યારે તેમનું હૃદય અત્યંત વ્યથિત થતું હશે. હમણાં એમની નિન્દા કરી એમને હલકા પાડવાનો મ્હારો વિચાર નથી; પણ હું એમના હૃદયપરનો અસહ્ય ભાર ઓછો કરવાને ઇચ્છું છું. હું એમને મ્હારા મિત્ર સમજતો હતો અને હજી પણ મિત્ર જ સમજું છું. વળી આ પ્રસંગે સત્યતાનું રક્ષણ કરવા માટે મ્હારે કહેવું જોઇએ કે, છેલ્લાં કેટલાંક વર્ષથી તેમના ઉપરથી મ્હારો વિશ્વાસ ઉડી ગયો હતો તથા હું એમની સોબત પસંદ કરતો નહોતો; પરંતુ એમાં મ્હારો કાંઇ દોષ નથી. કોઇની ચાલચલણ ખરાબ થાય છે ત્યારે બુદ્ધિમાન્ લોકો એનો વિશ્વાસ કરતા નથી. શાસ્ત્રની પણ એવી જ આજ્ઞા છે. હું પણ એ શાસ્ત્રાજ્ઞાનુસાર વર્તવા લાગ્યો. જો કે મ્હેં એમને કોઇ પણ પ્રકારે દુઃખી ન કર્યાં; પરંતુ હું એમની મિત્રાચારીને ભૂલી ગયો. તેમની સાથે મુલાકાત થતાં કોઇ નવીન માણસ સાથે મુલાકાત થઇ હોય એવી રીતે હું વર્તતો હતો; પરંતુ હવે તેઓ જ્યારે પોતાની રીતભાત સુધારી સજ્જન બન્યા છે, પોતાની આગલી ભૂલો યાદ કરી પસ્તાવા લાગ્યા છે તથા મહારાજશ્રીએ પણ તેમની પ્રામાણિકતા અને બહાદુરી લક્ષ્યમાં લઇ તેમના અપરાધોની ઉદારતાથી ક્ષમા આપી તેમને પોતાના બહુરૂપી બનાવ્યા છે ત્યારે હવે હું પણ હૃદયપૂર્વક તેમને

ક્ષમા આપી મ્હારા સ્નેહી સમજું છું. આ સ્થળે મ્હારે કહેવું જોઇએ કે પિશાચપતિ આ દુનિયામાં સદાચાર અને દુરાચારના ફળનું દર્શન કરાવવાને નમુનારૂપ છે. આજે તેઓ પોતાના ભેદ જાહિર થતા જોઇને ડરે છે તથા પોતાના ભેદો હમ્મેશાં ગુમ રહે એવી એમની ઇચ્છા છે; પરંતુ આ એમની ભૂલ છે. તેમનાં પાછલાં દુષ્કર્મ બન્ને કુમાર અને મહારાજશ્રીના જાણવામાં આવ્યાં છે. આવી સ્થિતિમાં તેમણે પોતાની સઘળી સત્ય હકીકત કહીને પોતાના હૃદયના ભારને હમ્મેશાંને માટે હલકો કરી નાખવો જોઇએ. પિશાચપતિ! તમારા એ ચાર ભેદ એવા છે કે, જે સાંભળવામાં આવતાં લોકોની આંખો ઉઘડશે અને તેઓ એમ સમજશે કે, માણસ આવાં આવાં કાર્યો કરી આવાં ફળ મેળવે છે! હું કોઇ ખરાબ વિચારથી આમ કહેતો નથી. જેના નામથી તમે ડરો છો તેને તમારો દોસ્ત બનાવવાના વિચારથી જ હું આમ કહું છું તમારે બિલ્કુલ ચિંતા રાખ્યા સિવાય તમારી હકીકત કહેવી જોઇએ."

પિશાચઃ–ઠીક છે, હું શું કરું? મ્હારી જીભ જ ઉપડતી નથી. મ્હેં એવાં બુરાં કામ કર્યાં છે કે જે યાદ કરતાં પણ મ્હારાં રૂંવે રૂંવાં ખડાં થઇ જાય છે તથા આત્મહત્યા કરવાની મ્હને ઇચ્છા થાય છે. આમ છતાં હું બદનામીથી મરવા ઇચ્છતો નથી તેથી મ્હારાથી બનશે ત્યાં સુધી હું સત્કીર્ત્તિ મેળવવાનો પ્રયત્ન અવશ્ય કરીશ.

ઇન્દ્રદેવઃ–તમારું કહેવું ખરું છે; તમારે એવો પ્રયત્ન કરવો જ જોઇએ; પરંતુ જ્યારથી મહારાજશ્રીએ તમને પોતાના બહુરૂપી બનાવ્યા છે ત્યારથી જ તમે સત્કીર્ત્તિ મેળવી ચુક્યા છો. જે કાર્યો સારામાં સારા બહુરૂપીઓ પણ ન કરી શકે એવાં ઘણાં કાર્યો તમે કર્યાં છે. તમે પહેલાં ગમે એવાં બુરાં કામ કર્યાં હોય તે તરફ જોવાનું

નથી. હમણાં તમે જે સત્કાર્યો કર્યા છે તેથી અમે સર્વ તમારા ઋણી થયા છીએ. અમે એમ જ સમજીએ છીએ કે, તમે તમારાં કુકર્મોનું પ્રાયશ્ચિત્ત કરી ચુકયા છો.

પિશાચઃ-આમ બોલીને આપ આપનું મહત્વ દર્શાવો છો; પરંતુ હું તો એમ સમજું છું કે, મ્હેં જે કુકર્મ કર્યા છે તેનું પ્રાયશ્ચિત્ત જ નથી. હું મહારાજને શરણે આવેલો છું તથા મ્હારાં કુકર્મ તરફ ધ્યાન નહિ આપતાં તેમણે દયાભાવે મ્હને પોતાનો દાસાનુદાસ બનાવ્યો છે તેથી મ્હારો આત્મા સંતુષ્ટ છે. હવે હું દુનિયામાં મ્હારું મ્હોં બતાવી શકીશ. વળી હું એ પણ સમજું છું કે, આપ જે કાંઇ આજ્ઞા કરો છો તે ખરી રીતે મહારાજશ્રીની આજ્ઞા છે તથા એ આજ્ઞાનું હું કદાપિ ઉલ્લંઘન કરી શકું તેમ નથી. હું મ્હારી અદ્દ્ભુત જીવનકથા કહી સંભળાવવા તૈયાર છું; પરંતુ.........

આટલું બોલી પિશાચપાતએ એક ગાઢ નિશ્વાસ મૂકી મહારાજ દેવીસિંહ તરફ જોયું. મહારાજે કહ્યું:-"પિશાચપતિ! જો કે અમે તમારી કેટલીક હકીકત સાંભળી ચુકયા છીએ; છતાં અમે તમારી સંપૂર્ણ જીવનકથા તમારે જ મુખે સાંભળવાને ઇચ્છીએ છીએ. તમે કોઇ પણ પ્રકારનો સંકોચ રાખ્યા સિવાય તમારી જીવનકથા કહી સંભળાવો. એથી તમારું હૃદય હલકું થશે અને હમ્મેશાંને માટે તમે નિશ્ચિંત થઇ શકશો."

પિશાચઃ-જેવી આજ્ઞા.

આમ કહી પિશાચપતિ મહારાજને પ્રણામ કરી પોતાની જીવનકથા કહેવા લાગ્યો કેઃ-"સર્વથી પ્રથમ હું આપ જાણતા નથી એ વાત કહીશ. એ વાત એ છે કે, હું વિજયગઢના રહેવાસી તેમ જ લક્ષ્મણસિંહના સગા કાકા જીવનસિંહનો પુત્ર છું. મ્હારી સાવકી

માતા ઘણી ઇર્ષ્યાખોર હોઇ હું તેની આંખોમાં કાંટાની માફક ખુંચતો હતો. મ્હારે લીધે જ મ્હારી માતાનાં માનપ્રતિષ્ઠા હતાં અને એ વંધ્યાને તો કોઇ પૂછતું જ નહોતું. આમ હોવાથી ઇર્ષ્યાવશ થઇ તે મ્હને મારી નાખવાની ચિંતામાં પડી તથા એ પ્રકાર મ્હારા પિતાના જાણવામાં પણ આવ્યો. છેવટે મ્હારા પિતાએ પરિસ્થિતિનો વિચાર કરી મ્હને મ્હારી આઠ વર્ષની ઉમ્મરે પોતાના મિત્ર દેવદત્ત બ્રહ્મચારીને સ્વાધીન કરી દીધો. એ દેવદત્ત બ્રહ્મચારી જ શ્રીમાન્ જ્યોતિસિંહજીના ઉસ્તાદ કિંવા ગુરુ હતા. તેઓ મહાત્માઓની માફક વિજયગઢના તિલિસ્મીમાં રહેતા હતા. એ તિલિસ્મી મહારાજશ્રી વીરસિંહજીએ ફતેહ કર્યું છે. મ્હારા પિતાએ મ્હારા સંબંધી દેવદત્ત બ્રહ્મચારીને શું કહ્યું હતું તથા સમજાવ્યું હતું એ હું જાણતો નથી; પરંતુ બ્રહ્મચારીજી મ્હને પોતાના પુત્રની માફક ખવડાવતા પીવડાવતા હતા, અભ્યાસ કરાવતા હતા અને બહુરૂપીની વિદ્યાનું જ્ઞાન આપતા હતા. મ્હને કોઇ ઓળખી શકે નહિ એટલા માટે જડીબુટ્ટીઓના પ્રભાવથી તેમણે મ્હારા ચ્હેરામાં ઘણો ફેરફાર કરી નાખ્યો હતો. વળી મ્હારા પિતા પણ મ્હને મળવા માટે વારંવાર આવતા હતા."

આટલું કહી પિશાચપતિ થોડા વખત માટે ચુપ થઇ ગયો અને સર્વનાં મ્હોં તરફ જોવા લાગ્યો. દેવીસિંહે વિસ્મિત બની જઇને કહ્યું:—"શું તમે જીવનસિંહના પુત્ર છો? એમણે તમારા સંબંધી સર્વત્ર એવી હકીકત જાહેર કરી હતી કે, તમને જંગલમાં સિંહ ઉપાડી ગયો છે!"

પિશાચપતિએ પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:—"જી હા."

જ્યોતિસિંહ પિશાચપતિ તરફ જોઇ બોલી ઉઠયો:—"અને ગુરુજી 'રમતારામ' કહીને બોલાવતા હતા એ જ તમે છો કે?

તમારાથી એક સ્થળે વિશેષ વખત સુધી બેસી રહેવાતું નહિ હોવાથી ગુરુજીએ તમારું એવું નામ રાખ્યું હતું."

પિશાચઃ-આપનું કહેવું ખરું છે.

લક્ષ્મણસિંહ હવે ચુપ રહી શક્યો નહિ. તેણે પિશાચપતિ તરફ જોઇને કહ્યું:-"જો કે ઘણા દિવસથી હું તમને મ્હારા ભાઇ તરીકે ગણું છું પરંતુ તમે વાસ્તવિક રીતે મ્હારા ભાઇ જ છો એ જાણી મ્હને અપાર આનન્દ થાય છે. હવે એ કહો જોઇએ કે, આવી સ્થિતિમાં શેરસિંહ આપના ભાઇ કેવી રીતે થયા તથા તેઓ કોણ છે ?"

પિશાચ:-વાસ્તવિક રીતે તેઓ મ્હારા ભાઇ નહિ પરંતુ ગુરુ-ભાઇ છે. તેઓ દેવદત્ત બ્રહ્મચારીના જ પુત્ર છે. બાલ્યાવસ્થામાં અમે બન્ને સાથે રહેતા હોવાથી અમારો એક બીજા સાથે સગા ભાઇ જેવો સંબંધ થયેલો છે.

જ્યોતિસિંહે પૂછ્યું:-"હમણાં શેરસિંહ ક્યાં છે ?"

પિશાચઃ-એ સંબંધીની મ્હને કાંઈ ખબર નથી; પણ મ્હારું મન એમ કહે છે કે, હવે આપણે એમનું દર્શન કરી શકીશું નહિ.

વીરસિંહ:-એનું કાંઇ કારણ ?

પિશાચઃ-કારણ એજ કે, તેઓ પોતાને છુપાવી આપણી સાથે મળીને રહેતા હતા; વળી તેઓ પણ કાંઇ દોષશૂન્ય નહોતા.

દેવીસિંહ:-ચિંતા નહિ, પછી શું થયું ?

પિશાચપતિ કહેવા લાગ્યો:-"હું એ બ્રહ્મચારીજી પાસે રહેવા લાગ્યો. કેટલાંક વર્ષ પસાર થઇ ગયાં. પિતાજી મ્હને મળવા માટે ક્વચિત્ ક્વચિત્ આવતા હતા. પછી જ્યારે હું મ્હોટો થયો ત્યારે

મ્હને જૂદો કરવાનું કારણ તેમણે કહ્યું. બહુરૂપીની વિદ્યામાં મ્હને ઘણો હોશિયાર થયેલો જોઇ તેઓ અતિ પ્રસન્ન થયા તથા તેમણે બ્રહ્મચારીજીને કહ્યું કે, 'હવે જો એને કોઇ રાજ્યમાં બહુરૂપી તરીકેની નોકરીમાં જોડી દેવામાં આવશે તો તેની એ વિદ્યા વિશેષ ખીલી નીકળશે.' છેવટે બ્રહ્મચારીજીની કૃપાથી હું ગદાધરસિંહના નામથી રાણા રણધીરસિંહનો નોકર થયો તથા શેરસિંહે મહારાજ દિગ્વિજયસિંહની નોકરી સ્વીકારી. એ પ્રસંગે રણધીરસિંહની જમીનદારીમાં અનેક પ્રકારના ઉત્પાત થવા લાગ્યા હતા. તથા ઘણા માણસો તેમના કટ્ટા શત્રુ બની ગયા હતા. એમનાં આત્મીયોની તો એવી ખાત્રી થઇ ગઇ હતી કે, હવે રણધીરસિંહજીનો જીવ કોઇ પણ પ્રકારે બચશે નહિ. કેમકે એ પ્રસંગે એમનો બહુરૂપી શ્રીસિંહ શત્રુઓના હાથે માર્યો ગયો હતો તથા ખૂનીનો પત્તો લાગતો નહોતો. વળી બીજો કોઇ બહુરૂપી તેમની પાસે નહોતો તેથી તેઓ ઘણી ચિંતામાં પડયા હતા. જો કે એવા સમયે એમની નોકરી સ્વીકારવી એ જીવને જોખમમાં નાખવા જેવું હતું; પરંતુ એ સંબંધીની મ્હેં કાંઇ પરવાહ કરી નહિ. મ્હને નોકર તરીકે રાખીને રણધીરસિંહજી અત્યંત પ્રસન્ન થયા તથા તેઓ મ્હને કોઇ પણ પ્રકારના કષ્ટનો અનુભવ થવા દેતા નહિ. એનાં બે કારણ હતાં. તેમાંનું એક કારણ એ હતું કે, એ ભયંકર પ્રસંગે તેમને બહુરૂપીની ઘણી જ જરૂર હતી. બીજું કારણ એ હતું કે, મ્હારા પિતાની સાથે તેમને મિત્રતા હતી તથા એ પ્રકાર થોડા દિવસ પછી મ્હારા જાણવામાં આવ્યો હતો. શ્રીમાન્ રણધીરસિંહજીએ મ્હારો વિવાહ પણ જલ્દી કરાવી નાખ્યો. એ પ્રકારને હું એમની કૃપાનું પરિણામ સમજું છું; છતાં મ્હારા પગમાં સંસારની બેડી બાંધવામાં આવશે તો હું નાશી નહિ જાઉં એવા વિચારથી જ તેમણે એમ કર્યું હોય એમ મ્હને લાગે છે.

એકલો બેફિકર માણસ સંસારમાં સ્થિરતાથી કામ કરી શકતો નથી એવી જ ઘણા માણસોની માન્યતા હોય છે. ગમે તેમ હો, મ્હારા કહેવાની મતલબ એ છે કે, તેમણે ઘણા માન અને પ્રેમથી મ્હને પોતાને ત્યાં રાખ્યો તથા મ્હેં પણ થોડા દિવસમાં એવાં અદ્ભુત કામ કરી બતાવ્યાં કે, તેથી એમને ઘણું આશ્ચર્ય લાગતું હતું. અંતે એમના શત્રુઓની હિમ્મત તૂટી ગઇ તથા દુશ્મનાવટની આગમાં તેઓ પોતે જ સળગવા લાગ્યા.

"માણસના હાથથી જ્યારે બેચાર સારાં કાર્યો થાય છે અને ચોતરફ તેની પ્રશંસા થાય છે ત્યારે તે પોતાના કર્ત્તવ્ય કર્મ તરફ સામાન્યતઃ દુર્લક્ષ્ય કરે છે. મ્હારી સ્થિતિ પણ એવી જ થઇ.

"આપ જાણતા જ હશો કે, રણધીરસિંહજીનો દયારામ નામનો એક ભત્રિજો હતો. તેના ઉપર તેઓ ઘણો પ્રેમ રાખતા હતા તથા એ દયારામ જ તેમનો વારસ કિંવા ઉત્તરાધિકારી થવાનો હતો. એનાં માબાપ એની બાલ્યાવસ્થામાં જ સ્વર્ગવાસી થયેલાં હતાં; પરંતુ કાકાના અપાર સ્નેહને લીધે માબાપના મૃત્યુનો શોક તેને થતો નહિ. દયારામની ઉમ્મર મ્હારાથી થોડી ન્હાની હતી પણ મ્હારી તેમજ તેની વચ્ચે દોસ્તીનો સંબંધ બંધાઇ ગયો હતો. અમે બન્ને જ્યારે ઘેર હોઇએ ત્યારે એક બીજાને મળ્યા સિવાય અમને ચેન પડતું નહિ. દયારામનો મ્હારે ત્યાં વિશેષ અવરજવર હતો. મુખ્યત્વે કરીને રાત્રે તે મ્હારે ત્યાં જ ખાઇપીને સૂઇ રહેતો હતો તથા એનાં ઘરવાળાં એથી મ્હારા-પર બિલ્કુલ નારાજ થતાં નહોતાં.

"જે મકાન મ્હને રહેવા માટે મળ્યું હતું તે ઘણું સરસ હતું. એના પાછળનાના ભાગમાં એક ન્હાનો બાગ હતો. દયારામના શૉખને

લીધે એ બાગ સદૈવ મનોહર બની રહેતો હતો. પ્રાયઃ સંધ્યા સમયે અમે બન્ને એ બાગમાં બેસી ભાંગ ઘુંટી પીતા હતા અને ઘણી રાત્રિ થતાં સૂધી વાતચિત કરતા બેસી રહેતા હતા.

" જ્યેષ્ઠ માસ ચાલતો હતો. પુષ્કળ ગરમી પડતી હતી. રાત્રિનો એક પ્રહર વીતિ ગયેલો હોવા છતાં હું અને દયારામ બાગમાં બે પલંગમાં પડયા પડયા એક બીજાની સાથે ધીમેથી વાતચિત કરતા હતા. મ્હારો ખૂબસૂરત કૂતરો પાંગોથ તરફ એક પત્થરપર બેઠો હતો. વાતચિત કરતાં કરતાં હું તથા દયારામ નિદ્રાધીન થઇ ગયા.

" મધ્યરાત્રિ વીતિ ગઇ હશે એવામાં કૂતરાના ભસવાથી મ્હારી નિદ્રા ઉડી ગઇ. મ્હેં એના ભસવા તરફ ધ્યાન નહિ આપતાં પાસું બદલીને પુનઃ નેત્રો મીંચ્યાં; કેમ કે એ કૂતરો મ્હારાથી ઘણે દૂર બાગના પાછલા ભાગમાં હતો; પરંતુ અલ્પકાળ પશ્ચાત્ તે પાછો મ્હારા પલંગ પાસે આવીને ભસવા લાગ્યો. ફરી મ્હારી આંખો ઉઘડી ગઇ તથા કૂતરાને વ્યાકુળ બની ગયેલો મ્હેં જોયો. તે જીભ બ્હાર કાઢી જોરથી હાંફતો હતો તથા આગલા બન્ને પગથી જમીન ખોતરતો હતો.

" મ્હારા કૂતરાની આદતને હું ઘણી સારી રીતે જાણતો હતો. એની વ્યાકુળ સ્થિતિ જોવામાં આવતાં મ્હારું મન શંકાશીલ બની ગયું. ગભરાઈ જઇને હું ઉઠી બેઠો થયો. મ્હારા મિત્રને સાવધાન કરવા માટે હું એના પલંગ પાસે ગયો તો એ પલંગમાં કોઇ મ્હારા જોવામાં આવ્યું નહિ. વ્યાકુળતાથી હું ચોતરફ જોવા લાગ્યો તથા મ્હારા ઉશિકા નીચે રાખેલું ખંજર મ્હેં ઉપાડી લીધું. એ સમયે મ્હારો કૂતરો મ્હારું ધોતીઉં પકડી ખેંચવા લાગ્યો તથા મ્હને બાગના

પાછલા ભાગ તરફ લઇ જવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેના સંકેતાનુસાર જ્યારે હું ચાલવા લાગ્યો ત્યારે તે મ્હારી આગળ દોડવા લાગ્યો. ઝડપથી હું તેનું અનુસરણ કરવા લાગ્યો. એ સમયે કૂતરાને મ્હેં ઘાયલ થયેલો જોયો. એનો પાછલો પગ જખમી થયેલો હોવાથી તે એ પગ ઉંચો રાખીને દોડતો હતો; અસ્તુ. તેની પાછળ ચાલીને હું બાગલી પાછલી દિવાલ નજીક ગયો. ત્યાં પુષ્પલતાઓની સંખ્યાનું પ્રમાણ વિશેષ હોવાથી એ સ્થળે ઝાડીનું સ્વરૂપ ધારણ કરેલું હોઇ ત્યાં પ્રબળ અંધકારનું સામ્રાજ્ય સ્થાપિત થયેલું હતું. કૂતરો એ ઝાડી પાસે જઇ ઉભો રહ્યો તથા મ્હારા તરફ અર્થભેદક દૃષ્ટિથી જોઇ પૂંછડી હલાવવા લાગ્યો. એ સમયે મ્હેં એ ઝાડીમાંથી ત્રણ માણસોને બ્હાર નીકળીને બાગની દિવાલ તરફ જતા જોયા. તેઓ ઝડપથી દિવાલ ઓળંગી બીજી તરફ ચાલ્યા ગયા. એ ત્રણ માણસોમાંના એકના હાથમાં ન્હાની પોટલી હતી. એ પોટલી દિવાલ ઓળંગતી વખતે હાથમાંથી છૂટી જવાથી બાગમાં પડી ગયેલી મ્હેં જોઈ. તે પુનઃ એ પોટલી લેવાને બાગમાં આવ્યા સિવાય રહેત નહિ; પરંતુ મ્હને તથા મ્હારા કુતરાને તે જોઇ ચુકેલો હોવાથી બાગમાં આવવાનું સાહસ કરી શક્યો નહિ.

"પોટલી નીચે પડતાંની સાથે જ મ્હેં સંકેતધ્વનિ કર્યો. તથા ખંજર હાથમાં લઇ એ માણસોની પુંઠ પકડવા હું તત્પર થયો; છતા કૂતરાએ મ્હારો મનોભાવ સમજી જઈ ફરી મ્હારૂં ધોતીઉં પકડી ઝાડી તરફ જવાનો મ્હને સંકેત કર્યો. આ પ્રકારથી હું સમજી ગયો કે, એ ઝાડીમાં બીજા માણસો હજી હોવા જોઇએ. હું ઘણું ધ્યાન દઇને ઝાડી તરફ જોવા લાગ્યો. એ સમયે પાંદડાઓનો ખડખડાટ થવાથી એમાં કોઇ માણસ જરૂર હોવો જોઇએ એવી મ્હારી ખાત્રી

થઇ. પ્રથમ પેલા ત્રણ માણસો જે સ્થળેથી પલાયન કરી ગયા હતા એ સ્થળેથી જ ઝાડીમાંનો માણસ પલાયન કરી જાય નહિ એટલા માટે હું એ દિવાલ પાસે ગયો. એ સમયે ત્યાં દિવાલ સાથે ચાર ડંડાની એક સીડી મ્હારા જોવામાં આવી. એ સીડી પર થઇને જ પેલા માણસો પલાયન કરી ગયા હતા. મ્હેં સીડી ઉપાડી પેલી પોટલી ઉપર ફેંકી દીધી; કેમકે એ પોટલી તરફથી મ્હારું ધ્યાન દૂર થયું નહોતું.

"સીડી ખસેડવામાં આવી કે તરત જ બે માણસ એ ઝાડીમાંથી બહાર નીકળ્યા તથા તેઓ ઘણી બહાદુરીથી મ્હારી સ્હામે થયા. પેલી પોટલી ઉપાડી લેવા તરફ તેમનું ધ્યાન વિશેષ હતું એમ હું સહેલાઇથી સમજી શકયો. આપશ્રી જાણો છો કે, મ્હારા હાથમાં માત્ર ખંજર હતું; પરંતુ એ બન્ને માણસોના હાથમાં લાંબી મજબૂત લાકડીઓ હતી. વળી લઢવામાં પણ તેઓ કાંઇ કમજોર નહોતા. મ્હારું ધ્યાન આત્મરક્ષણ કરવા તરફ હોઈ મદદે બોલાવેલા માણસો આવી ન પહોંચે ત્યાં સુધી લઢાઇ બંધ કરવાની મ્હારી ઇચ્છા નહોતી.

"અડધી ઘડીથી વિશેષ સમય સુધી અમારી લઢાઈ ચાલી. એવામાં દૂરથી પ્રકાશ આવતો નજરે પડવાથી મદદે બોલાવેલા માણસો આવે છે એમ હું સમજી શક્યો. એક ક્ષણ માટે એ તરફ મ્હારું ધ્યાન ખેંચાયું એવામાં એક શત્રુની લાકડી મ્હારા માથામાં વાગવાથી હું બેહોશ બની જઇ પૃથિવીપર પટકાઇ પડયો.

"જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે મ્હેં મ્હને મ્હારા માણસોની વચ્ચે જોયો. તપાસ કરતાં મ્હને માલુમ પડ્યું કે, અડધી ઘડીથી વિશેષ વખત સુધી હું બેશુદ્ધિમાં રહ્યો નહોતો. શત્રુઓ સંબંધી મ્હેં મ્હારા માણસોને પૂછ્યું ત્યારે મ્હને માલૂમ પડયું કે, એ બન્ને માણસો પણ નાશી ગયા હતા; પરંતુ મ્હારા માણસો આવી પહોં-

ચેલા હોવાથી તેઓ પેલી પોટલી લઇ જઇ શક્યા નહોતા. મ્હારી હિમ્મત અને શક્તિનો વિચાર કરી મ્હેં તેમની પૂંઠ પકડવાનો વિચાર માંડી વાળ્યો. છેવટે લાચાર બની જઇ પહેરાનો બંદોબસ્ત કરી પેલી પોટલી લઇ હું મ્હારા ઓરડામાં ચાલ્યો આવ્યો; છતાં મ્હારા મિત્ર દયારામ માટે મ્હારું મન ઘણું બેચેન બની ગયું હતું તથા મ્હારા મનમાં અનેક પ્રકારની શંકાઓ ઉપજતી હતી.

" મ્હારા ઓરડામાં ઉજ્વળ દીપકના પ્રકાશનો સંપૂર્ણ વિસ્તાર થયેલો હતો. દ્વાર બંધ કર્યા પછી મ્હેં પોટલી છોડી તથા તેમાંની વસ્તુઓને હું ઘણા જ ધ્યાનથી જોવા લાગ્યો.

" એ પોટલીમાંથી બે જોડ કપડાં નીકળ્યાં. એ કપડાં કોનાં હતાં એ હું જાણી શક્યો નહિ. એ કપડાં પહેરેલાં તેમજ મેલાં હતાં. વળી પોટલીમાંથી કાગળોનું એક બંડલ નીકળ્યું. એ પત્રો રણધીરસિંહજીની ખાસ પેટીમાંના હતા એમ હું જોતાંની સાથે સમજી શક્યો. આ ઉપરાંત એમાંથી મોતીની એક માળા, કંઠો અને ત્રણ રત્નજડિત વીંટીઓ નીકળી. એ સઘળી વસ્તુઓ દયારામની હોઇ એ પહેરીને જ બાગમાં તે મ્હારી સાથે અલગ પલંગમાં સૂઇ ગયો હતો.

" એ સર્વ વસ્તુઓ જોઇ ઘણા સમય સુધી હું ચિંતામગ્ન બની ગયો. એવામાં મ્હારા ઓરડામાંથી અંતઃપુરમાં જવાનું જે દ્વાર હતું તે ઉઘડયું તથા મ્હારી સ્ત્રી અર્થાત્ નારંગીની માતાને મ્હેં મ્હારી પાસે આવતી જોઇ. એ પ્રસંગે તે એક બાળકની માતા થઇ ચુકેલી હોઇ તે એ બાળકને લઇ મ્હારી પાસે આવતી હતી. આ સ્થળે મ્હારે કહેવું જોઇએ કે, મ્હારી, સ્ત્રી બુદ્ધિમતી હોઇ કેટલાંક ન્હાનાં મ્હોટાં કાર્યોમાં હું તેની સલાહ પણ લેતો હતો. તેનું મ્હોં

જોતાં જ હું સમજી ગયો કે, એ સમયે શોક અને ભયથી તે અસ્થિર બની ગઇ હતી. મ્હેં તેને બોલાવી મ્હારી પાસે બેસાડી તથા તેને સઘળી હકીકત કહી સંભળાવી. તે સાથે મ્હેં તેને એમ કહ્યું કે, 'આ વખતે હું મ્હારા દોસ્તનો પત્તો મેળવવા જાઉં છું.' તેણે મ્હારું આ કહેવું પસંદ નહિ કરતાં મ્હને પ્રથમ શ્રીમાન્ રણધીરસિંહજીને મળવાની સલાહ આપી.

"આગળ પાછળનો વિચાર કર્યાં પછી મ્હેં તેની સલાહ પસંદ કરી તથા હું પેલી પોટલી સાથે લઇને શ્રીમાન્ રણધીરસિંહજીને મળવા માટે રવાના થયો. રસ્તામાં કદાચ પેલા શત્રુઓ મળીને મ્હારી પાસેની પોટલી પડાવી લે નહિ એ વિચારથી મ્હારા બે શિષ્યોને મ્હેં મ્હારી સાથે લીધા હતા.

"રણધીરસિંહજી નિશ્ચિંતતાથી નિદ્રાસુખ અનુભવતા હતા. મ્હેં તેમને જગાડયા એટલે ચમકી ઉઠીને તેમણે કહ્યું, 'કેમ, શું બન્યું છે? આવા કવખતે તમને મ્હારી પાસે કેમ આવવું પડ્યું છે? દયારામ કુશળ છેને?'

"મ્હારું મ્હોં જોતાંની સાથે જ તેમણે દયારામના કુશળ સમાચાર પૂછ્યા તેથી મ્હને ઘણું આશ્ચર્ય લાગ્યું. હું એમની પાસે બેઠો તથા જે કાંઇ બન્યું હતું તે અથથી ઇતિ સુધી તેમને કહી સંભળાવ્યું.

"આ હકીકત હું ટૂંકમાં જ કહીશ. રણધીરસિંહજી સઘળી હકીકત સાંભળી ઘણા દુઃખી તથા ઉદાસ બની ગયા. ઘણી વાતચિત કર્યા પછી તેમણે કહ્યું, 'દયારામ મ્હારો એકનો એક વારસ અને તમારો દિલોજાન દોસ્ત છે. આવી સ્થિતિમાં એને માટે શું કરવું એનો વિચાર તમે જ કરો. હું શું કહું? હું એમ ધારતો હતો કે હવે શત્રુઓ સંબંધીની ચિંતા દૂર થઇ છે; પરંતુ......'

"આમ કહી વસ્ત્રમાં પોતાનું મ્હોં ઢાંકી તેઓ રડવા લાગ્યા. હું તેમને પુષ્કળ સમજાવીને તેમની પાસેથી વિદાય થયો તથા મ્હારે ઘેર ચાલ્યો આવ્યો. મ્હારી સ્ત્રીને મળી તેને સઘળી હકીકત કહી સમજાવીને મ્હારા અનુચરોને સાથે લઇ હું ઘરની બ્હાર નીકળી પડયો. થયું–ત્યારથી જ મ્હારા દુર્ભાગ્યનો આરંભ થયો."

આટલું બોલી પિશાચપતિ ચુપ થઇ ગયો તથા માથું નમાવી સ્વગત કાંઇ વિચારવા લાગ્યો. સર્વ વ્યાકુળતાથી તેના તરફ જોઇ રહ્યા હતા. પોતાની જીવનકથાની વિશેષ હકીકત હમણાં કહેવી કે નહિ તેનો જ પિશાચપતિ વિચાર કરતો હોય એમ તેના મુખ-ભાવપરથી માલૂમ પડી આવતું હતું એ સમય દરમ્યાન બીજા પણ બે માણસો એ ઓરડામાં ચાલ્યા આવ્યા તથા મહારાજશ્રીને સલામ કરીને એક બાજૂએ ઉભા રહ્યા. એમનું મ્હોં જોવામાં આવતાં જ પિશાચપતિના ચ્હેરાનો રંગ ઉડી ગયો તથા તે ભયચકિત દૃષ્ટિથી એ બન્ને માણસ તરફ જોવા લાગ્યો.

જે માણસોએ પિશાચપતિ સમક્ષ પોતાનું નામ દિલિપસિંહ હોવાનું કહ્યું હતું એ જ આ બે માણસો હતા. ઇન્દ્રદેવની આજ્ઞા મળતાં તેઓ બન્ને પિશાચપતિની પાસે બેસી ગયા.

## પ્રકરણ ૨ જું.

### પિશાચપતિની જીવનકથા. (ચાલૂ.)

વાંચકબંધુઓ ભૂલી નહિ જ ગયા હોય કે બે માણસોએ પોતાનું નામ દિલિપસિંહ છે એમ પિશાચપતિને કહ્યું હતું. એ બે જણમાંથી એકને આપણે પહેલો

અને બીજાને બીજો દિલિપ સમજવો જોઇએ.

પોતાની જીવનકથાનું વિશેષ વર્ણન કરવું કે નહિ તેના વિચારમાં પિશાચપતિ પડી ગયો હતો. એવામાં પેલા બન્ને દિલિપસિંહનું દર્શન થતાં તે ઘણો ગભરાઇ ગયો. બહુરૂપીઓ એમ સમજવા લાગ્યા કે, પિશાચપતિનામાં હવે વાત કરવાની શક્તિ રહી નથી. અંતે ઇન્દ્રદેવે પિશાચપતિને કહ્યું:–" તમે ચુપ કેમ થઇ ગયા? કહો જોઇએ કે, પછી શું થયું?"

આ શબ્દોનો પિશાચપતિએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. મસ્તક નમાવી તે જમીન તરફ જોવા લાગ્યો. આ સમયે પહેલા દિલિપે પોતાના બન્ને હાથ જોડી મહારાજ તરફ જોઇને કહ્યું:–" કૃપાનાથ! પિશાચપતિને પોતાની હકીકત કહેતાં હવે ઘણું કષ્ટ થાય તેમ છે. કોઇ ભલો માણસ પોતાનાં કુકર્મોની વાત કહેતાં સંકોચાય તથા તેને કષ્ટ થાય એ બનવા જેવું છે; અસ્તુ. જો મ્હને આજ્ઞા હોય તો હું તેમની સંપૂર્ણ હકીકત કહી સંભળાવું? પિશાચપતિએ પોતાના જીવન સંબંધીની જે હકીકત કહી છે તે મ્હેં બ્હાર ઉભા રહીને સાંભળી છે. મ્હને જ્યારે એમ લાગ્યું કે, બીજી હકીકત પિશાચપતિથી કહી શકાય તેમ નથી ત્યારે હું અત્રે ઉપસ્થિત થયો છું. (પિશાચપતિ તરફ જોઇને) મ્હારાં આ વચનો સાંભળી તમે એમ ન સમજશો કે, વૈરભાવથી હું આમ કહું છું. જે કાર્ય આપને સોંપવામાં આવ્યું છે એ કાર્ય હું ઘણી સહેલાઇની બજાવવાની ઇચ્છા રાખું છું."

એ બન્ને દિલિપસિંહને મહારાજ તથા અન્ય સર્વેએ પણ આશ્ચર્યસહ જોયા હતા; પરંતુ જે હશે તે થોડા સમયમાં જ સમજાશે એમ વિચારી કોઇએ ઇન્દ્રદેવને એમના સંબંધી કાંઇ પૂછ્યું નહોતું.

પહેલા દિલિપસિંહે ઉપરોક્ત વચનો ઉચ્ચાર્યા એટલે મહારાજે

ભેદ ભરેલી દૃષ્ટિથી ઇન્દ્રજીતસિંહ તરફ જોયું. ઇન્દ્રજીતે મૃદુસ્વરે તેમના કાનમાં કાંઇ કહ્યું. તેનું કથન વીરસિંહ અને જ્યોતિસિંહે પણ સાંભળ્યું. તેમના બીજા સાથીઓ પણ એ કથનનો ભેદ જાણી શકયા.

દિલિપસિંહનાં વચન સાંભળી ઇન્દ્રદેવે મહારાજ તરફ જોયું. તથા પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:-" આમણે (દિલિપે) જે કાંઇ કહ્યું છે તે ખરું છે. જો પિશાચપતિની અવશિષ્ટ હકીકત એમના મુખે સાંભળવામાં આવે તો એમાં કાંઇ અડચણ જેવું નથી એવી મ્હારી નમ્ર માન્યતા છે."

આ વાકયો તરફ મહારાજે મસ્તક હલાવી સંમતિ દર્શાવી એટલે ઇન્દ્રદેવે પિશાચપતિ તરફ જોઇને પૂછ્યું:-" કેમ પિશાચપતિ! આ વિષયમાં તમને કાંઇ હરકત નથીને?"

પિશાચપતિએ પોતાના બન્ને હાથ જોડી મહારાજ તરફ જોઇને કહ્યું:-" મહારાજની ઇચ્છા વિરુદ્ધ વર્તવાનો મ્હારો વિચાર નથી. મ્હને કયાં ખબર હતી કે, અપરાધોની ક્ષમા મળ્યા પછી પણ મ્હારે આવો દિવસ જોવો પડશે! હું હવે એમ સારી રીતે જાણું છું કે મ્હારો ભેદ કોઇનાથી ગુપ્ત રહ્યો નથી; પરંતુ વારંવાર પોતાની ભૂલોની વાત કહેવાથી અને સાંભળવાથી હું ઘણો શર્માઉં છું. હશે, હું મ્હારા હૃદયને બની શકશે એટલું દૃઢ કરી દિલિપસિંહ જે હકીકત કહેશે તે સાંભળીશ તથા જોઇશ કે તેઓ કાંઈ અસત્યનો પ્રયોગ કરે છે કે નહિ!"

દિલિપ:—ના-ના, પિશાચપતિ! હું કદાપિ અસત્ય શબ્દ ઉચ્ચારીશ નહિ; એ માટે તમે તદ્દન નિશ્ચિંત રહો. (ઇન્દ્રદેવ તરફ જોઇને) ઠીક ત્યારે હવે હું પ્રારંભ કરું છું. આમ કહી દિલિપસિંહ કહેવા લાગ્યો:—

" મહારાજ ! બહુરૂપીની વિદ્યામાં પિશાચપતિ પહેલા નંબરના ઉસ્તાદ અને હોશિયાર છે એમાં શંકા જેવું કાંઇ નથી. જો વિલાસલાલસાના સમુદ્રમાં પડીને તેમણે પોતાની બરબાદી ન કરી હોત તો એમની બરાબરી બીજો કોઇ પણ બહુરૂપી કરી શકત નહિ. મ્હારું મ્હોં જોઇને તેઓ ચમકે છે અને ડરે છે તથા તેઓ મ્હારાથી ડરે એ તદ્દન વ્યાજબી છે; પરંતુ હવે હું તેમની સાથે કોઈ પણ પ્રકારનું ખોટું વર્તન ચલાવી શકું તેમ નથી; કેમ કે એ સંબંધીની બન્ને કુમારો પાસે હું પ્રતિજ્ઞા કરી ચુક્યો છું. વળી કુમારોની કૃપાથી જ હું આજે આ દુનિયામાં જીવતો રહેલો હોવાથી મ્હારાથી મ્હારી એ પ્રતિજ્ઞાનો ભંગ કરી શકાય તેમ નથી. ( પિશાચપતિ તરફ જોઇને ) પિશાચપતિ ! હું ખરી રીતે દિલિપસિંહ જ છું. તે દિવસે તમે મ્હને ન ઓળખી શક્યા એમાં તમારી આંખોનો કાંઇ દોષ નથી. કારાગૃહનાં દુઃખોથી અને વખતના વીતવાથી મ્હારો ચ્હેરો બદલાઇ ગયો હતો. તમે તો મ્હને મરી ગયેલો સમજતા હતા તથા મ્હારી સાથે તમારો મેળાપ નહિ જ થાય એવી તમારી ધારણા હતી; પરંતુ સાંભળો તેમ જ જુઓ કે પરમકૃપાળુ કિરતારની કૃપાથી હું હજી સૂધી તમારી નજર આગળ જીવતો જાગતો છું. એ સઘળો કુમારશ્રીના ચરણોનો પ્રતાપ છે. જો હું કેદ ન પકડાયો હોત તો તમારા ઉપર મ્હારા વેરનો બદલો લીધા સિવાય રહેત નહિ. તમારા સદ્ભાગ્યે જ હું કેદમાં પડ્યો હતો અને તમારા પક્ષપાતી કુમારશ્રીના હાથે જ છૂટો થઇ શક્યો છું. વળી તમારી જુની એબોને જાહિર કરવાના વિચારથી જ ઇન્દ્રદેવ આમ કરે છે એમ સમજી તમારે તેમના ઉપર માઠું લગાડવું જોઇએ નહિ. તમારી હકીકત હવે કોઇથી અજાણી નથી. હવે આ પ્રસંગે ચુપ રહેવાથી તમારા ચિત્તને શાન્તિ

મળી શકે તેમ નથી. તમારી જુની એબો ખુલ્લી કરીને ઇન્દ્રદેવ મહાશય તમારા ચિત્તને શાન્તિ આપવાને ઇચ્છે છે. જેમની સાથે બુરાઈ કરીને તમે શત્રુતા કરી છે તેમને તેઓ તમારા મિત્રો બનાવે છે. વળી તમારી સાથે સાથે અમારો ભેદ પણ ખુલ્લો કરવાની તેમની ઇચ્છા છે; કેમ કે જો તેમ ન થાય તો તમારા અંતરમાંથી અમને મારી નાખવાની ચિંતા દૂર થાય તેમ નથી. (અજીતસિંહ તરફ જોઇને) ઠીક, હવે હું આ સઘળી ભૂમિકાનો ત્યાગ કરી મુખ્ય વિષય તરફ વળું છું. જે વખતની હકીકતનું પિશાચપતિ વર્ણન કરી ચુક્યા છે અર્થાત્ જે પ્રસંગે દયારામ ગૂમ થઇ ગયો હતો એ વખતે આ 'નાગર' કાશીના બજારમાં વેશ્યા થઇને બેઠેલી હોઇ તે ધનાઢ્ય લોકોના પુત્રોના પૈસાનું પાણી કરતી હતી. એનું રૂપસૌન્દર્ય કામી પુરુષોને માટે ઝેર બન્યું હતું તથા દ્રવ્યલોભની વિશેષતાથી તે કેટલાક માણસોના જીવપર પણ હાથ ચલાવતી હતી. વળી મનોરમાની પણ તેના જેવી જ સ્થિતિ હતી. તેની પાસે નાગર કરતાં વિશેષ સંપત્તિ હોવા છતાં તે તેનાથી રૂપસૌન્દર્યમાં ઉતરતી હતી. આ પ્રસંગે મ્હારે એ પણ કહેવું જોઇએ કે મનોરમા નાગર કરતાં વિશેષ ચાલાક હતી. બીજા માણસોની માફક પિશાચપતિ અને દયારામ પણ નાગર પર લટ્ટુ બની ગયા હતા. પિશાચપતિને પોતાની બહુરૂપીની વિદ્યાનું તથા નાગરને પોતાની ચાલાકીનું ઘમંડ હતું. પિશાચપતિ નાગરના હૃદયપર કબ્જો મેળવવાને ઇચ્છતો હતો ત્યારે નાગર તેની તથા દયારામની દોલત પોતાના ખજાનામાં ભરવાને ઇચ્છતી હતી. દયારામની શોધમાં ઘેરથી બ્હાર નીકળીને પ્રથમ પિશાચપતિએ કાશીનો રસ્તો લીધો તથા ઘણી ઝડપથી મુસાફરી કરી તે નાગરને ત્યાં જઇ પહોંચ્યો. નાગરે પિશાચપતિની ઘણી

ખાતર બરદાસ કરી. કુશળ સમાચારની પૂછપરછ થઇ ગયા પછી નાગરે તેમને એકાએક કાશીમાં આવવાનું કારણ પૂછ્યું. પિશાચપતિએ તેને ખરું કારણ તો ન જણાવ્યું; પરંતુ નાગર સમજી ગઇ કે દાળમાં જરૂર કાંઇક કાળું છે. વળી પિશાચપતિના મનમાં પણ એવો સંશય ઉપજ્યો કે, દયારામ ગૂમ થયો છે એ પ્રકાર સાથે નાગરનો કાંઇ સંબંધ અવશ્ય હોવો જોઇએ તથા જે માણસોએ દયારામની સાથે આવી શત્રુતા કરી છે તેમને પણ તે જાણતી હોવી જોઇએ.

દયારામને કાશીના માણસોએ ગૂમ કરેલો હોવો જોઇએ એવો પિશાચપતિને શક હોવાથી તેણે કાશીમાં જ અડ્ડો જમાવી આમ તેમ ફરી દયારામની શોધ કરવા માંડી. દિવસો જેમ જેમ વીતવા લાગ્યા તેમ તેમ પિશાચપતિનો નાગરપરનો શક પણ વધવા લાગ્યો. વળી એમ સાંભળવામાં આવ્યું છે કે, એ પ્રસંગે પિશાચપતિએ કાશીમાં જ લગ્ન કર્યું હતું તથા તેના પેટે કૃષ્ણલાલનો જન્મ થયો હતો; કેમ કે એ પ્રસંગે પિશાચપતિને ઘણા દિવસ સૂધી કાશીમાં રહેવું પડયું હતું.

" ખરું જ છે કે, કુલટા વેશ્યાઓ કેવળ પૈસા સિવાય બીજા કોઇની સગી થતી નથી. જે દયારામ નાગરને ચ્હાતો હતો, તેના શબ્દો ઝીલી લેતો હતો તથા તેને મ્હોં માગ્યા પૈસા આપતો હતો એ દયારામના લોહીની જ તે તરસી બની ગઇ. દયારામનું લોહી રેડાય તો પોતાને વિશેષ પ્રાપ્તિ થાય એવી નાગરના મનમાં આશા હતી. પિશાચપતિએ પોતાના મનની વાત જો કે નાગરને કહી નહિ છતાં નાગર સમજી ગઇ કે તેમનો પોતાના ઉપર શક છે તથા તેઓ દયારામની તપાસ કરવાને જ કાશી આવેલા છે; અસ્તુ૦ નાગરે પોતાની યોગ્ય વ્યવસ્થા કરીને કાશી છોડી દીધું તથા છુપી રીતે તે જમાનીઆ જઇને રહી. પિશાચપતિ જમીન સુંઘતો સુંઘતો તેની

પાછળ જમાનીઆ જઈ પહોંચ્યો તથા એક ભાડાનું મકાન લઈને ત્યાં રહેવા લાગ્યો. તપાસમાં ને તપાસમાં વર્ષો વીતિ ગયાં પરંતુ દયારામનો પત્તો ન જ લાગ્યો. અંતે પિશાચપતિએ પોતાના મિત્ર ઇન્દ્રદેવ પાસે મદદ માગી અને ઇન્દ્રદેવે તેમને મદદ કરી તો પણ દયારામનો પત્તો લાગ્યો નહિ. એ પ્રસંગે ઇન્દ્રદેવના કહેવાથી હું પિશાચપતિનો મદદગાર થયેલો હતો.

"આ હકીકતની સાથે રણધીરસિંહનાં સગાં વ્હાલાંની તથા જમાનીઆ, ગયાજી અને રાજગૃહી વગેરેની ઘણી વાતો કહી શકાય તેમ છે; પરંતુ આપણે કેવળ પિશાચપતિની જ હકીકત જાણવા ઇચ્છીએ છીએ તેથી એ બીજી વાતોનું વર્ણન કરવાની જરૂર મ્હને જણાતી નથી.

"દયારામનો પત્તો મેળવવાના કાર્યમાં એ પ્રસંગે હું પિશાચપતિનો મદદગાર થયો હતો; પરંતુ અફસોસ કે પિશાચપતિનું ભાગ્ય તેમને કોઇ જૂદે રસ્તે લઇ જવાને જ ઇચ્છતું હતું. એમ હોવાથી જ અમારી મહેનતનું કાંઇ આશાજનક પરિણામ આવ્યું નહિ. એક વખત હું પિશાચપતિને મળવા માટે તેમને ઘેર ગયો. મુલાકાત થતાં જ આંખો બદલીને તેમણે મ્હને કહ્યું 'જુઓ દિલિપસિંહ! હું તમને ઘણા ભલા તથા પ્રામાણિક સમજતો હતો; પરંતુ તમે ઘણા ખરાબ તથા દગાબાજ નીકળ્યા! મ્હને એવો ચોક્કસ પત્તો મળ્યો છે કે, દયારામનો ભેદ તમારા દિલમાં તમે છુપાવી રાખ્યો છે. તમે અમારા દુશ્મનોના મદદગાર છો. વળી દયારામ ક્યાં છે એ પણ તમે જાણતા હોવાથી તમારે માટે ઉત્તમ એ જ છે કે, તમારે મ્હને દયારામનો પત્તો બતાવવો. જો તમે તેમ નહિ કરો તો હું તમારી બરાબર ખબર લઇ નાખીશ.'

"મહારાજ! પિશાચપતિના ઉપરોક્ત શબ્દો સાંભળવામાં આવતાં મ્હને કેટલો બધો ક્રોધ ઉપજ્યો હતો એનું યથાર્થ વર્ણન હું કરી શકું તેમ નથી. હું તેમનાં વચનોનો કાંઇ ઉત્તર આપ્યા સિવાય તરત જ પાછો ફર્યો તથા મકાનની બ્હાર નીકળી પડયો. બ્હાર મ્હારો ઘોડો ઉભો રહ્યો હતો. તેના ઉપર બેસી હું સીધો ઇન્દ્રદેવ તરફ ચાલ્યો ગયો. (ઇન્દ્રદેવ તરફ હાથનો ઇશારો કરીને) બીજે દિવસે ઇન્દ્રદેવ પાસે જઇ પહોંચીને જે કાંઇ બન્યું હતું તે તેમને કહી સંભળાવ્યું. એમને પણ પિશાચપતિનાં વચનો ઘણાં ખરાબ લાગ્યાં તથા એક લાંબો નિશ્વાસ મૂકીને તેમણે મ્હને કહ્યું, 'આ બે ચાર દિવસમાં પિશાચપતિના જાણવામાં કયી નવી વાત આવી છે તથા તેણે શા માટે તમારી સાથે આવું વર્તન ચલાવ્યું છે એ સંબંધી હું કાંઇ કહી શકતો નથી. હશે, કાંઇ ચિંતા નહિ. પોતાની આવી બેવકૂફી માટે પિશાચપતિને અવશ્ય પશ્ચાત્તાપ કરવો પડશે. તમે બિલ્કુલ માઠું લગાડયા સિવાય પિશાચપતિની સોબત છોડી દઇને દયારામની તપાસ ચાલૂ રાખો. તેથી મ્હારા તથા રણધીરસિંહના ઉપર તમારો ઉપકાર થશે.'

ઇન્દ્રદેવે મ્હને ઘણું કહી સમજાવીને મ્હારો ક્રોધ શાન્ત કર્યો તથા બે દિવસ સુધી મ્હને પોતાનો મહેમાન કરી રાખ્યો. ત્રીજે દિવસે હું ઇન્દ્રદેવ પાસેથી વિદાય થવાનો હતો એવામાં એમના એક શિષ્યે આવીને મ્હને વિચિત્ર ખબર સંભળાવી. તેણે કહ્યું, 'આજે રાત્રે બાર વાગ્યે મિરજાપુરના એક જમીનદાર 'રાજસિંહ' ને ત્યાં દયારામ હોવાનો પત્તો મ્હને મળ્યો છે. ખુદ મ્હારા ભાઇએ જ મ્હને આ ખબર જણાવી છે. તેણે વિશેષમાં એમ પણ જણાવ્યું છે કે, આજકાલ નાગર પણ એને ત્યાં છે.' ઇન્દ્રદેવે એ શિષ્યને પૂછયું,

'ત્યારે તે મ્હારી પાસે કેમ ન આવ્યો ?' શિષ્યે ઉત્તર આપ્યો, 'એ આપની પાસેજ આવતો હતો એવામાં રસ્તામાં અમારો મેળાપ થયો. એના પૂછવાથી મ્હેં કહ્યું કે, 'દયારામને પત્તો મેળવવાનું કાર્ય મ્હને સોંપવામાં આવ્યું છે.' તેણે કહ્યું, 'હવે તમારે એ કાર્ય કરવાની જરૂર રહી નથી. હું દયારામનો પત્તો મેળવી શક્યો છું તથા એ ખુશખબર સંભળાવવા હું સરકાર પાસે જાઉં છું; પરંતુ હવે તમે મળ્યા છો તેથી મ્હારે ત્યાં જવાની જરૂર નથી. હું જે કાંઇ કહું તે તમે જઇને તેમને કહી સંભળાવો તથા મદદ લઇ ઘણી ઝડપથી મ્હારી પાસે આવો. હું પાછો એ સ્થળે જ જાઉં છું. પાછા દયારામને એ સ્થળેથી બીજા સ્થળે ન લઇ જવામાં આવે એ માટે આપણે સાવચેત રહેવાની જરૂર છે.' આમ કહી એણે દયારામની હકીકત કહી તથા એ ઠેકાણું પણ કહ્યું.

ઇન્દ્રદેવે કહ્યું:–"ઠીક છે. એણે જે કાંઇ કર્યું છે તે સારું જ કર્યું છે; હવે એને મદદ પહોંચાડવાનો બંદોબસ્ત કરવો જોઇએ."

એ શિષ્યે કહ્યું:–"જો આજ્ઞા હોય તો પિશાચપતિને પણ આ વિષયની ખબર આપવામાં આવે ?"

ઇન્દ્રદેવ:–એમ કરવાની કાંઇ જરૂર નથી. હવે તું જઇને આરામ લે. ત્રણ કલાક પછી પાછું ત્હારે જવું પડશે.

એ શિષ્ય પોતાના ઘર તરફ ચાલ્યો ગયો એટલે પછી મ્હારી અને ઇન્દ્રદેવની વચ્ચે વાતચિત ચાલવા લાગી. ઇન્દ્રદેવે મ્હારી પાસે મદદ માગી અને મ્હને મિરજાપુર જવા કહ્યું; પરંતુ એ વાતનો ઇન્કાર કરીને મ્હેં કહ્યું કે, હવે હું પિશાચપતિનું મ્હોં જોઇશ નહિ તથા એના કોઇ પણ કામમાં કાંઇ મદદ કરીશ નહિ. ઇન્દ્રદેવે મ્હને વારંવાર સમજાવીને કહ્યું કે, આ કામ પિશાચપતિનું નથી. હું કહી

ચુક્યો છું કે, આ કાર્ય તમે કરશો તો તમારો મ્હારા તથા રણધીર-સિંહજીના ઉપર ઉપકાર થશે.

આવા પ્રકારની ઘણી વાતો થઇ. છેવટે લાચારીથી મ્હારે ઇન્દ્રદેવની વાત માનવી પડી તથા થોડા કલાક પછી ઇન્દ્રદેવના પેલા શિષ્ય શંભુને સાથે લઇ હું મિરજાપુર તરફ વિદાય થયો. બીજે દિવસે અમે મિરજાપુર જઇ પહોંચ્યા તથા બતાવેલે સ્થળે જઇને શંભુના ભાઇને મળ્યા. તપાસ કરતાં માલૂમ પડયું કે, દયારામજી હજી સૂધી મિરજાપુરની સરહદ બ્હાર ગયા નથી; અસ્તુ. અમારે જે કાંઇ કરવું હતું તે એક બીજાની સલાહથી નક્કી કરી, વેશ બદલીને અમે બ્હાર નીકળી પડયા.

દયારામને શોધી કાઢવા માટે અમે કેવી મહેનત કરી, અમને કેટલું બધુ દુઃખ વેઠવું પડયું એ સંબંધીનું વર્ણન કરી આ વાતને વધારવાની અથવા તો આત્મપ્રશંસા કરવાની મ્હારી ઇચ્છા નથી. મહારાજશ્રીના વિખ્યાત બહુરૂપીઓએ જે અદ્દભુત કાર્યો કર્યા છે તેની સાથે મ્હારા સામાન્ય કાર્યને સરખાવી શકાય તેમ નથી. અત્રે કેવળ એટલું જ કહેવું બસ છે કે, અમે લોકોએ અમારી હિમ્મત કરતાં વધીને કામ કર્યું તથા પુષ્કળ દુઃખ વેઠી દયારામને અમે શોધી કાઢયા; કેવળ દયારામને જ નહિ પણ તેમની સાથે રાજસિંહને પણ કેદ કરી અમારે ઠેકાણે લઈ આવ્યા; પરંતુ અફસોસ! અમારી સઘળી મહેનતપર પિશાચપતિએ પાણી ફેરવી દીધું તથા જીવનપર્યંતને માટે પોતાને માથે કલંક બેસાડી દીધું.

કેદખાનાનું દુઃખ ભોગવવું પડેલું હોવાથી દયારામજી ઘણા દુર્બળ અને બીમાર બની ગયા હતા. એમનામાં વાત કરવાની પણ શક્તિ નહોતી. એમ હોવાથી એ વખતે અમે તેમને ઇન્દ્રદેવ પાસે લઇ

જવાનું ઉચિત ધાર્યું નહિ. તેઓ બે ત્રણ દિવસ સૂધી આરામ લઇ શકે એવા વિચારથી જે સ્થળે અમે ઉતર્યા હતા એ સ્થળે તેમને લઇ ગયા. બની શકે એટલા નરમ બિછાનાની વ્યવસ્થા કરીને એના ઉપર અમે તેમને સૂવાડ્યા તથા તેમના શરીરમાં શક્તિ લાવવાનો પરિશ્રમ કરવા લાગ્યા. વળી એ વાતનો નિશ્ચય કરી લીધો કે, જ્યાં સૂધી તેમની તબિયત બરાબર નહિ થાય ત્યાં સૂધી તેમને શામાટે કેદ કરવામાં આવ્યા હતા એ વિશે પણ કાંઇ પૂછવું નહિ.

દયારામના આરામનો બંદોબસ્ત કરીને અમે અમારાં કપડાં ઉતાર્યાં. પછી વાતચિત કરવાને અને શત્રુતાનું કારણ જાણવાને માટે અમે રાજસિંહને શુદ્ધિમાં લાવ્યા. તેનાં બંધન છોડી નાખી અમે વાતચિત કરવા લાગ્યા. એ પ્રસંગે રાજસિંહ અમારા ઉપર હુમલો કરશે અગર તો અમારું કાંઇ બગાડશે એવો ભય અમારા મનમાં નહોતો.

જે મકાનમાં અમે લોકો ઉતર્યા હતા એ ઘણા એકાન્ત અને ઉજ્જડ મહોલ્લામાં આવેલું હતું. રાત્રિનો સમય હતો અને એ મકાનને ત્રીજે મજલે અમે લોકો બેઠા હતા. ત્યાં એક સાધારણ દીવો સળગતો હતો. દયારામજીનો પલંગ અમારી પાછલી બાજૂએ હતો અને રાજસિંહ સ્હામે બેસી આશ્ચર્યથી અમારાં મ્હોં તરફ જોઇ રહ્યો હતો. આ વખતે થોડી ધમાધમ અમારા સાંભળવામાં આવી અને પછી અલ્પકાળમાં જ પિશાચપતિને તેમના બે સાથીઓસહ અમારી પાસે ઉપસ્થિત થયેલા અમે જોયા. પિશાચપતિએ મ્હારા તરફ જોઇને કહ્યું:–" કેમ રે શયતાનના બચ્ચા! છેવટે મ્હારી વાત ખરી ઠરીને? ત્હેં જ રાજસિંહ સાથે મિત્રતા કરીને અમારી સાથે શત્રુતા ઉત્પન્ન કરી છે. ઠીક છે લે, તું ત્હારા કર્મનું ફળ ભોગવ."

આમ કહીને પિશાચપતિએ મ્હારા ઉપર ખંજરનો ઘા કર્યો.

એ ઘાને ઘણી ખૂબીથી મ્હારા સાથીએ રોકયો. હું પણ ઉઠી ઉભો થયો તથા તેમની સાથે લઢવા લાગ્યો. પિશાચપતિએ એક જ હાથથી રાજસિંહને યમસદનમાં મોકલી દીધો તથા થોડા વખતમાં મ્હને પણ ઘણો ઘાયલ કર્યો. છેવટે હું જમીનપર પડી ગયો તથા મ્હારા બન્ને સાથીઓ પણ નકામા થઈ પડયા. દયારામ સૂતા સૂતા આ સઘળો તમાશો જોતા હતા; તેમને એકાએક જોશ ચઢી આવ્યું તથા પલંગ-પરથી ઉઠી ખાલે હાથે પિશાચપતિ પાસે આવી ઉભા રહ્યા. તેઓ કાંઇ બોલવા જતા હતા એવામાં પિશાચપતિના હાથમાંનું ખંજર તેમના કાળજામાં પેસી ગયું. તેઓ તત્કાળ જમીનદોસ્ત થયા.

પિશાચપતિએ એમ શામાટે કર્યું. તે હું કહી શકતો નથી. પિશા-ચપતિ એમ કહે છે કે તેમણે તેમને ઓળખ્યા નહોતા. હશે, ગમે તેમ હો. દયારામના જમીનદોસ્ત થતાંની સાથે જ મ્હારા મુખમાંથી 'હાય' નો અવાજ નીકળ્યો તથા મ્હેં પિશાચપતિને કહ્યું:—" કમ બખ્ત ! ત્હેં બીચારા દયારામજીને શામાટે મારી નાખ્યા ? એમને શોધી કાઢવામાં અમને ઘણી મહેનત કરવી પડી હતી. "

મ્હારા એ શબ્દો સાંભળી પિશાચપતિ ઘણા વિસ્મિત બની ગયા. તેમના પેલા બન્ને સાથીદાર કોણ જાણે કે શો વિચાર કરીને એકદમ નાશી ગયા; પરંતુ પિશાચપતિ ઘણી બેચેનીથી દયારામ પાસે બેસી તેમનું મ્હોં જોવા લાગ્યા. એ સમયે પિશાચપતિના દેખતાં જ તેમણે છેવટનો શ્વાસ લઈ આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો. પિશાચ-પતિ તેમના મૃતદેહને વળગી પડી રૂદન કરવા લાગ્યા. આવી રીતે ઘણા સમય સૂધી તેમણે રૂદન કર્યું. ત્યાં સૂધીમાં અમે ત્રણ જણા પણ તેમની સ્હામે ઉભા રહેવાને તૈયાર થઇ ગયા. વળી પિશાચચપતિના બન્ને સાથીઓ પલાયન કરી ગયેલા હોવાથી અમારું સાહસ વધી

ગયું હતું. મ્હેં મુશ્કેલીથી દયારામના મૃતદેહ પાસેથી પિશાચપતિને ખસેડીને કહ્યું:–"હવે રૂદન કરવાથી કિંવા ચાળા કરવાથી શો લાભ છે? એમની સાથે તમારો જ્યારે આટલો બધો સ્નેહ હતો ત્યારે પછી તમારે એમનું ખુન કરવું જોઇતું નહોતું. એમનું ખૂન કરીને હવે તમે સ્ત્રીજાતિની માફક ચાળા ચસ્કા કરો છો કે?"

મ્હારાં આ વાક્યો સાંભળી પિશાચપતિએ પોતાનાં નેત્રોમાંનું અશ્રુજળ લુંછી નાખ્યું તથા મ્હારા તરફ જોઇને કહ્યું:–"મ્હેં જાણી જોઇને એમનું ખૂન કર્યું છે કે?"

મ્હેં કહ્યું:–"બેશક! અહીં આવતાંની સાથે જ તમે એમને પલંગમાં સુઇ રહેલા નહોતા જોયા કે?"

પિશાચપતિએ કહ્યું:–"જોયા હતા; પરંતુ તે વખતે એ દયારામ છે એમ હું જાણી શક્યો નહોતો. એમની દુર્બળતાને લીધે જ મ્હારાથી ભયંકર ભ્રમ થયો છે."

મ્હેં કહ્યું:–"ત્યારે તમે આંધળા હતા કે? હશે, એ વિષયનો ઇન્સાફ શ્રીમાન્ રણધીરસિંહજીની હુજૂરમાં થશે. આ વખતે તમે મ્હારી સાથે નિકાલ કરી નાખો; કેમ કે, હજી પણ તમારી લઢવાની ઇચ્છા પૂર્ણ નહિ થઇ હોય!"

પિશાચપતિએ આત્મસંવરણ કરી મ્હોં લુંછીને કહ્યું:–"ના–ના, હવે મ્હારામાં લઢવાની હિમ્મત રહી નથી. જેમને માટે હું લઢતો હતો તેઓ જ્યારે રહ્યા નથી તો પછી મ્હારે શામાટે લઢવું જોઇએ? મ્હને બરાબર ખબર મળી હતી કે, 'દયારામ તમારા પંઝામાં ફસાઇ પડ્યા છે.' એ પ્રકારનું મ્હેં મ્હારી નજરે દર્શન કર્યું છે; પરંતુ અફસોસનો વિષય એ છે કે; હું તેમને ઓળખી શક્યો નહિ તથા

આવી રીતે તેઓ મ્હારા ભયંકર ભ્રમને લીધે માર્યા ગયા. આ ખૂન થવાનો ગુન્હો પણ તમારે માથે આવે છે."

મ્હેં નિર્ભયતાથી કહ્યું:–" ઠીક છે, જો તમારાથી બની શકે તો તમે તમારો ગુન્હો મ્હારાપર બેસાડજો. હું મ્હારો માર્ગ મ્હારી જાતે જ સાફ કરી લઇશ; પરંતુ દયારામને શોધી કાઢવા માટે મ્હેં જે મહેનત કરી હતી તે ઇન્દ્રદેવની ભલામણ તથા આગ્રહથી કરી હતી. હું મ્હારી પ્રશંસા કરાવવાને ઇચ્છતો નહોતો તથા ઇનામ મેળવવાની મ્હારી લાલસા નહોતી. જરૂર પડતાં હું ઇન્દ્રદેવની સાક્ષી મ્હારા બચાવમાં રજૂ કરી શકું તેમ છું. તમે પણ તમને નિરપરાધી ઠરાવવા માટે નાગરને હાજર કરજો; કેમ કે તેના જ કહેવા તથા શિખવવાથી તમે મ્હારી સાથે શત્રુતા કરવા માંડી હતી. પિશાચપતિ! મ્હારાં આ વાકયોનો સ્વસ્થ ચિત્તે વિચાર કરી જોશો તો તમને માલૂમ પડશે કે, તમે કોઇ પણ રીતે ગુન્હામાંથી છટકી જઇને તમારો બચાવ કરી શકો તેમ નથી."

આ વાકયો સાંભળી પિશાચપતિ દિગ્મૂઢ બની ગયા. મસ્તક નમાવી થોડા સમય સુધી તેમણે પોતાના મન સાથે કાંઈ વિચાર કર્યા કર્યો. પછી એક ઉંડો નિશ્વાસ મૂકી મ્હારા તરફ જોઇને તેમણે કહ્યું:– "બેશક! મ્હને કમબખ્ત નાગરે છેતર્યો છે. હવે તો મ્હારે પણ દયારામની સાથે જ મરણને શરણ થવું જોઇએ."

આમ કહી પિશાચપતિએ ખંજરને પોતાના હાથમાં લઇ લીધું; પરંતુ તેઓ કાંઈ કરી શકયા નહિ અર્થાત્ તે પોતાના જીવનનો અંત ન જ લાવી શકયા.

મહારાજશ્રી! વીરનરોનું એ કથન સર્વાંશે સત્ય છે કે, 'બહાદુર મનુષ્યોને પોતાનો જીવ વ્હાલો હોતો નથી. મૃત્યુને તેઓ બચ્ચાના ખેલ બરોબર સમજે છે. ખરી રીતે જોવા જતાં

જેને પોતાનો જીવ વ્હાલો હોય છે તેનાથી કોઇ સાહસિક અગર હિમ્મત ભરેલું કાર્ય કરી શકાતું નથી; પરંતુ જે પોતાનો જીવ હથેળીમાં રાખે છે તથા દુનિયામાં એક જ વાર મરવું છે એમ સમજે છે એ સર્વ કાર્ય કરી શકે છે. પિશાચપતિ બહાદુર છે એમાં કાંઇ સંદેહ નથી; પરંતુ તેમને પોતાનો જીવ તો જરૂર વ્હાલો હતો. આ વિરુદ્ધ વાતનું કારણ એ હતું કે, એ વખતે તેઓ વિલાસના સાગરમાં ડૂબી ગયેલા હતા. જે માણસ વિલાસી હોય છે તેનામાં વિલાસિતાને લીધે અમુક દોષ જરૂર આવે છે તથા એ દોષો વધી પડવાથી તેને પોતાનો જીવ વિશેષ વ્હાલો લાગે છે તેમ જ તે કોઇ કાર્ય કરી શકતો નથી. આમ હોવાથી પિશાચપતિ એ પ્રસંગે પોતાના જીવનનો અંત ન લાવી શકયા અને તેઓ પોતાના બચાવનો પ્રયત્ન કરવા લાગ્યા. બાકી તેમણે એ વખત્તે એવી ભૂલ કરી હતી કે જેનો બદલો પોતાના જીવનો ત્યાગ કર્યા સિવાય વળી ન જ શકે.

થોડા વખત સુધી કાંઇ વિચાર કર્યા પછી પિશાચપતિએ મ્હને કહ્યું:-" આ વખતે હું મ્હારા જીવથી કંટાળી ગયો છું તથા મરી જવાને તૈયાર છું; પરંતુ હું મરી જાઉં તેથી કોઇને કાંઇ લાભ થાય તેમ નથી. હું જેમનું નિમક ખાઇ ચુકયો છું તેમ જ ખાઉં છું. તેમના કલ્યાણનો વિચાર મ્હારે જરૂર કરવો જોઇએ. મ્હારા માલિક હમણાં શત્રુઓથી ઘેરાયલા હોઇ આવા વખતે જો હું મરી જાઉં તો તેથી તેમને ઘણું નુકસાન થાય તેમ છે. જો હું જીવતો હોઉં તો તેમના શત્રુઓનો નાશ કરી તેમને નિશ્ચિંત કરી શકું તેમ છું. આ સઘળો વિચાર કરી હું માફી માગું છું તથા કૃપા કરી બે વર્ષ માટે મ્હને છોડી દેવાની તમને પ્રાર્થના કરું છું."

મ્હેં કહ્યું:-" બે વર્ષ તો શું પણ જીંદગી ભરને માટે તમને

છોડી દઉં છું. તમે જ્યારે મ્હારી સાથે લઢવા ઇચ્છતા નથી ત્યારે પછી મ્હારે તમને શામાટે મારવા જોઇએ? બીજી વાત એ છે કે તમે જાણી જોઇને મ્હારી સાથે દુશ્મની કરેલી હોય તેનું ફળ તમને આપોઆપ મળશે; કેમ કે તમારે હાથે જ બિચારા દયારામ માર્યા ગયા છે એ વાત કાંઇ લોકોથી ગુપ્ત રહેવાની નથી."

પિશાચપતિએ કહ્યું;–"ના–ના, હું જે કાંઇ કહું છું તેનો સંબંધ તમારી પહેલી વાત સાથે નહિ; પરંતુ બીજી વાત સાથે છે. જો તમે ઇચ્છો તો દયારામનું ખૂન મ્હારે હાથે થયું છે એ વિષય બીજું કોઇ જાણી શકે તેમ નથી."

મ્હેં પૂછયું:–"એ વિષય કેવી રીતે ગુપ્ત રહી શકે તેમ છે?"

તેમણે કહ્યું:–"જો તમે ગુપ્ત રાખો તો સઘળું ગુપ્ત રહી શકે તેમ છે."

ટૂંકમાં હું એમ કહું છું કે, આવી રીતે નમ્રતાથી વાતો કરી છેવટે પિશાચપતિ મ્હારા પગમાં નમી પડયા તથા મ્હારી ઘણી ખુશામદ કરીને કહેવા લાગ્યા:–"તમે આ વિષયને છુપાવી મ્હારો જીવ બચાવો." કેવળ આટલું જ નહિ પરંતુ તેમણે મ્હને હરેક રીતે બનાવ્યો તથા સોગંદ ખવડાવીને મ્હારો દમ નાકે આણ્યો. હું જો કે તેમની લાલચને વશ તો ન થયો; પરંતુ પાછલો સ્નેહસંબંધ વિચારી એ ભેદને છુપાવવાના સોગંદ ખાઇ મ્હારા સાથીઓને સાથે લઇ હું મકાનની બ્હાર નીકળી પડયો. પિશાચપતિને તથા પેલાં બંન્ને મુડદાંને મ્હેં ત્યાં જ છોડી દીધાં. પછી એ બન્ને મુડદાંની તેમણે શી વ્યવસ્થા કરી એ સંબંધી હું કાંઇ જાણતો નથી."

અહીં સુધી પિશાચપતિની જીવનકથાનું વર્ણન કરી દિલિપસિંહ થોડા વખત માટે ચુપ થઇ ગયો તથા પિશાચપતિ કાંઈ બોલે છે

કે કેમ એ જાણવાના વિચારથી તેના મ્હોં તરફ જોવા લાગ્યો. આ સમયે પિશાચપતિનાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થતી હતી તથા તે ડુસકાં ખાતો ખાતો રૂદન કરતો હતો. છેવટે ઘણી મુશ્કેલીથી આત્મસંવરણ કરી કપડાથી પોતાનું મ્હોં લુંછીને તેણે કહ્યું:–" ખરું છે–ખરું છે. દિલિપસિંહે જે કાંઇ કહ્યું છે એ સર્વ ખરું છે; પરંતુ હજી પણ હું પ્રતિજ્ઞાપૂર્વક એમ કહી શકું છું કે, મ્હેં જાણી જોઇને દયારામનું ખૂન કર્યું નહોતું. એ સ્થળે રાજસિંહ નજરે પડવાથી જ હું પલંગમાં સૂઇ રહેલા અને અત્યંત દુર્બળ બની ગયેલા દયારામને જોઇ શક્યો નહોતો. મ્હેં એમ વિચાર્યું હતું કે, એ પણ દિલિપસિં-હનો કોઇ સાથી હશે. બેશક, દિલિપસિંહ પરનો મ્હારો સંશય દૃઢ થઇ ગયો હતો તથા હું એવું સમજી બેઠો હતો કે, જે લોકોએ દયારામ સાથે શત્રુતા કરી હતી તેમની સાથે દિલિપસિંહનો સંબંધ અવશ્ય હોવો જોઇએ. એ સંશય એટલો બધો દૃઢ થઇ ગયો હતો કે, મ્હારે હાથે દયારામનું મૃત્યુ નિપજ્યા પછી પણ મ્હારું હૃદય સ્વચ્છ ન થયું; ઉલટું હું એમ સમજ્યો કે આ દિલિપસિંહે જ દયારામને ત્યાં કેદ કરી રાખ્યા હતા. જે નાગર ઉપર પ્રથમ મ્હને શક ગયો હતો એ કમબખ્ત નાગરની જાદુ ભરેલી વાતોમાં હું ફસાઇ ગયો તથા તેણે મ્હારા મનમાં એમ ઠસાવી દીધું છે, એના કર્ત્તાધર્ત્તા દિલિપસિંહ જ છે. આમ હોવાથી જ એટલું બધું બન્યા છતાં દિલિપસિંહની દુશ્મનાવટનો મ્હેં ત્યાગ ન કર્યો. વળી દિલિપસિંહે એક વાત કહી નથી. એ વાત એવી છે કે, દયારામના ખૂનના વિષયને છુપાવી રાખવાના સોગંદ ખાઇને જ કાંઇ તેમણે મ્હને છોડી દીધો નહોતો; પરંતુ તેમણે કહ્યું, ' તમે કાગળપર લેખી માફી માંગો તો જ હું માફી આપીને આ ભેદ છુપાવી રાખવાના સોગંદ

આઉં.' લાચારીથી મ્હારે તેમ કરવું પડયું તથા એવી રીતે મ્હારી માફીનો પત્ર લખી આપી હમ્મેશાંને માટે હું તેમના પંઝામાં ફસાયો."

દિલિપસિંહઃ—બેશક, એમ જ છે; પરંતુ જો મ્હેં એમ ન કર્યું હોત તો પિશાચપતિ થોડા દિવસ પછી મ્હને ગુન્હેગાર ઠરાવી પોતે નિર્દોષ બની જાત. થયું, હવે હું આગળની વાત કહું છું કે જેમાંની કેટલીક હકીકત પિશાચપતિને મુખે જ હું સાંભળી શકયો છું.

આમ કહીને દિલિપસિંહ પાછો બોલવા લાગ્યોઃ—" ઘણી વિનંતિ તથા ખુશામદથી લાચાર બની જઇને મ્હેં પિશાચપતિ પાસે માફીપત્ર લખાવીને તેમને છોડી દીધા. તેમનો ગુન્હો છુપાવવાના સોગંદ ખાઇ મ્હારા સાથીઓસહ હું એ મકાનની બ્હાર નીકળી પડયો. પિશાચપતિની ઇચ્છાનુસાર દયારામના મૃતદેહને અને પિશાચપતિને મ્હેં ત્યાં જ રહેવા દીધા. પછી શું થયું તથા દયારામના મૃતદેહની તેમણે શી વ્યવસ્થા કરી એ સંબંધી હું કાંઇ જાણતો નથી.

હું ત્યાંથી બ્હાર નીકળી ઇન્દ્રદેવ તરફ રવાના થયો તથા હવે શું કરવું એ સંબંધીનો રસ્તે જતાં જતાં વિચાર કરવા લાગ્યો. મ્હેં પિશાચપતિ પાસે તેમનો ગુન્હો છુપાવી રાખવાના સોગંદ ખાધેલા હોવાથી એ વાત ઇન્દ્રદેવથી પણ છુપાવવાનો નિશ્ચય કરી લીધો.

જ્યારે અમે લોકો ઇન્દ્રદેવના મકાનમાં જઇ પહોંચ્યા ત્યારે તેમણે કુશળ મંગળ પૂછ્યા પછી દયારામના સમાચાર પૂછ્યા. તેમની પાસે મ્હેં અસલ પ્રકારને છુપાવી રાખી એમ કહ્યું કે, "આપે તથા મ્હેં જે કાંઇ સાંભળ્યું હતું એમ જ બન્યું છે, ;અર્થાત્ દયારામ રાજસિંહના ઘરમાં હાજર હતા, પરંતુ અફસોસ કે અમે તેમને ત્યાંથી છોડાવી શકયા નથી—તેઓ માર્યા ગયા છે."

ઇન્દ્રદેવે આશ્ચર્ય ચકિત બની જઇને પૂછ્યું:–" હેં ? શું તેઓ જીવથી માર્યા ગયા છે ?"

મ્હેં કહ્યું:–" જી હા, આ વાતની ખબર પિશાચપતિને પણ મળી ચુકી હતી. રાજસિંહે જે મકાનમાં દયારામને કેદ કરી રાખ્યા હતા એ મકાનમાં મ્હારા પહેલાં જ પિશાચપતિ ઉપસ્થિત થયા હતા. એ વખતે તેમણે ત્યાં દયારામના મૃતદેહનું દર્શન કર્યું; કેમ કે તેમના ત્યાં જતાં પૂર્વે જ રાજસિંહે દયારામને મારી નાખ્યા હતા; અસ્તુ. પિશાચપતિએ રાજસિંહને જોઈ ઘણા ક્રોધે ભરાઇને તેનું ખૂન કરી નાખ્યું. એ સિવાય બીજું તેઓ શું કરી શકે તેમ હતા ? થોડા વખત પછી અમે લોકો પણ એ મકાનમાં જઇ પહોંચ્યા એટલે અમે દયારામ અને રાજસિંહના મૃતદેહ પાસે પિશાચપતિને જોઇ શક્યા ! અમે પૂછ્યું એટલે પિશાચપતિએ બનેલા બનાવની સઘળી હકીકત અમને કહી સંભળાવી. પછી અફસોસ કરતા અમે ત્યાંથી રવાના થયા."

મ્હારાં આ બનાવટી વચનો સાંભળી ઉદ્વિગ્ન બની જઇને ઇન્દ્રદેવે કહ્યું:–" અફસોસ ! બહુ ખોટું થયું. હશે, જેવી ઇશ્વરેચ્છા !"

મ્હેં પિશાચપતિની ઐયારી છુપાવી ઇન્દ્રદેવને જે કાંઈ કહ્યું તે પિશાચપતિની ઇચ્છાનુસાર જ કહ્યું હતું. પિશાચપતિએ પણ મ્હારા જેવી જ હકીકત જાહિર કરીને પોતાની ઐયારી છુપાવી રાખી.

અહીં સુધી પિશાચપતિની હકીકત કહીને દિલિપસિંહ જ્યારે થોડા વખત માટે ચુપ થઇ ગયો ત્યારે જ્યોતિસિંહે તેને પૂછ્યું:– " ઠીક, તમે તો જાણે કે પિશાચપતિની ઇચ્છાનુસાર તેના ભેદને છુપાવી રાખ્યો; પરંતુ તમારી સાથે શંભુ વગેરે ઇન્દ્રદેવના જે શિષ્યો હતા તેમણે પોતાના માલિકથી એ ભેદ શા માટે છુપાવ્યો ?"

દિલિપસિંહે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–"ખુશામદ અને રૂપિયાની અપાર માયા છે, 'જર ચાહે સો કર' અને 'ખુશામદથી ખુદ ખુદા પણ રાજી થાય છે.' એ લોકોક્તિ આપ જાણતા જ હશો. આપ આટલા ઉપરથી જ સઘળું સમજી શકો તેમ છો."

જ્યોતિસિંહઃ–ઠીક, પછી શું થયું? પિશાચપતિની હકીકત અપૂર્ણ રહી છે કે પૂર્ણ થઇ છે?

દિલિપસિંહ:–હજી એ હકીકત પૂર્ણ થઇ નથી. હજી મ્હારે ઘણી હકીકત કહેવાની બાકી છે. બીજી વાતો સિવાય પિશાચપતિએ એક ગુન્હો એવો કર્યો છે કે હજી પણ તેમને તેનો ઘણો પશ્ચાત્તાપ થતો હશે.

જ્યોતિસિંહઃ–એવો તે શો ગુન્હો તેમણે કર્યો છે?

દિલિપસિંહ:–એ પણ હું નિવેદન કરું છું. દયારામનું મૃત્યુ નિપજ્યાને કેટલાંક વર્ષો વીતિ ગયાં તથા કેટલાક દિવસ સૂધી હું પિશાચપતિ તરફથી નિશ્ચિંત રહ્યો; પણ જ્યારે એમ માલૂમ પડયું કે, પિશાચપતિ મ્હારા તરફથી નિશ્ચિત નથી તથા તે મ્હારા જીવનો અંત લાવવાને ઇચ્છે છે ત્યારે હું સાવધાન બની ગયો અને રાત્રિ દિવસ મ્હારા બચાવની ફિકરમાં રહેવા લાગ્યો. (પિશાચપતિ તરફ જોઇ) પિશાચપતિ! તમે જયારે મ્હને કેદ કરીને એક વિચિત્ર પહાડી સ્થાનમાં લઇ ગયા હતા તથા તમે જે વિષયમાં મ્હને એમ કહ્યું હતું કે, 'હજી સૂધી મ્હેં દિલિપસિંહનું મ્હોં જોયું નથી' એ વાત હવે હું કરીશ; શું હજી પણ તમે—

પિશાચપતિ વચ્ચે જ બોલી ઉઠયો:–"જે દિલિપસિંહની સાથે અનેક વિષયોમાં મ્હારો સંબંધ હતો તેમનું મ્હો મ્હેં જોયું નથી એમ મ્હારાથી કેવી રીતે કહી શકાય? પરંતુ એ વખતે મ્હેં તમને

છેતરવાને જ એમ કહ્યું હતું. વળી એ દિવસે હું તમને ઓળખી પણ શક્યો નહોતો. મ્હેં એવા હેતુથી જ એમ કહ્યું હતું કે, જો તમે દિલિપસિંહ નહિ હો તો જરૂર બનાવટી વાત કરશો. હશે, જે થવાનું હતું તે થયું; પરંતુ હવે તમે એ હકીકતનું વર્ણન કરવાના છો કે શું ?"

દિલિપસિંહઃ-હા, હું જરૂર એ વિષયનું વર્ણન કરીશ.

પિશાચઃ-પરંતુ એ સાંભળવાથી કોઇને કાંઇ લાભ થાય તેમ નથી તેમ જ કાંઇ ઉપદેશ મળી શકે તેમ નથી. એ તો મ્હારી નાદાની અને પાગલપણાની વાત છે. એ વાત છોડી દેવામાં આવે તો મ્હારા ધારવા પ્રમાણે કાંઇ અડચણ નથી.

દિલિપસિંહઃ-ના-ના, એ વાત જાહિર કરવાની મ્હને જરૂર જણાય છે. શું તમે જાણતા નથી કે એ વાત સાંભળવા માટે નારંગીની માતા અર્થાત્ તમારી સ્ત્રી અહીં આવી છે ?

પિશાચઃ-ઠીક છે; પરંતુ મ્હને એમ લાગે છે કે—

ઇન્દ્રદેવ વચ્ચે જ બોલી ઉઠયોઃ-" પિશાચપતિ ! જો તમારા મનમાં એવો શક હોય કે દિલિપસિંહ વાત વધારીને કહેશે કિંવા તેમની કહેવાની રીતથી સર્વના મન ઉપર ખોટી અસર થશે તો હું તેમ કરાવવા ઇચ્છતો નથી. તમે તમારે હાથે લખેલી જે જીવનકથા પેલી પેટીમાં પડી છે તે જ હું કોઇને વાંચવા માટે આપીશ."

આમ કહી ઇન્દ્રદેવે જે પેટી જોઇને પિશાચપતિ કંપતો હતો એ પેટી બ્હાર કાઢી. એ પેટીને જોઇ પિશાચપતિ એક વખત ગભરાઇ જઇને કંપી ઉઠયો; પરંતુ તરતજ તેણે આત્મસંવરણ કર્યું તથા ઇન્દ્રદેવ તરફ જોઇને કહ્યું:-" હા-હા, આપ કૃપા કરીને એ પેટી મ્હને આપો; કેમ કે એના ઉપર મ્હારો હક્ક છે, જો કે એ

પેટી મ્હને આપ ન આપો એવાં કેટલાંક કારણ બન્યાં છે તો પણ તેને ઉઘાડયા સિવાય મ્હને આપી દેવાની લક્ષ્મણસિંહજીએ પ્રતિજ્ઞા કરેલી છે તેથી હું એના ઉપર મ્હારો હક્ક રાખી શકું છું. લક્ષ્મણસિંહજીની પ્રતિજ્ઞા જૂઠી ઠરી શકે તેમ નથી. ”

આમ કહીને પિશાચપતિએ લક્ષ્મણસિંહ તરફ જોયું. લક્ષ્મણસિંહે મહારાજ તરફ જોઇને કહ્યું:-“ ખરું છે, હું એવી પ્રતિજ્ઞા કરી ચુકયો છું.”

મહારાજ બોલ્યાઃ-“ જો એમ જ હોય તો તમારી પ્રતિજ્ઞાને ખોટી કરી શકાય તેમ નથી. તમને હું તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાની રજા આપું છું. ”

આવી રીતે રજા મળતાં લક્ષ્મણસિંહ ઉઠી ઉભો થયો તથા તેણે ઇન્દ્રદેવ પાસેથી એ પેટી ઉંચકી લઇ એવું કહીને પિશાચપતિના હાથમાં આપી કે, “ લ્યો, હું મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ કરું છું. મહારાજશ્રીએ મ્હારી અને તમારી ઇજ્જતનું રક્ષણ કરેલું હોવાથી તમે તેમના ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કરો.”

પિશાચપતિએ મહારાજને સાષ્ટાંગ પ્રણામ કરીને કહ્યું:-“ મહારાજશ્રીની કૃપાથી હવે હું જીવતો ઉઠયો છું. ”

જ્યોતિસિંહઃ-પિશાચપતિ! જો એ પેટી સહેલાઇથી ખુલ્લી થઇ શકે તેમ હોત તો તે ક્યારનીય ખુલી ગઇ હોત.

પિશાચપતિએ પેટીને બરાબર તપાસીને કહ્યું:-“ બેશક, એ હજી સુધી ખુલી નથી. મ્હારા સિવાય બીજું કોઇ માણસ તેને તોડયા સિવાય ખોલી શકે તેમ નથી. એ પેટી મ્હારાં કુકર્મોથી ભરેલી છે કિંવા એ એક ભેદી ખજાનો છે એમ કહીએ તો પણ

એમાં અતિશયોક્તિ જેવું કાંઇજ નથી. જો કે એમાંના કેટલાક ભેદ ખુલી ગયા છે, કેટલાક હાલ ખુલ્લા થાય છે અને કેટલાક ભવિષ્યમાં ખુલ્લા થશે તથાપિ એને હું અસલ સ્થિતિમાં મેળવીને મહારાજશ્રીને આશીષ આપતાં એમ કહું છું કે, 'હવે જ હું જીવતો ઉઠયો છું.' હવે હું ખુશીથી મ્હારી જીવનકથા કહેવા તથા સાંભળવા તૈયાર છું. તે સાથે હું એમ પણ કહું છું કે, હું મ્હારી જીવનકથા સંબંધી જે કાંઇ કહીશ તે સાચું જ કહીશ."

આમ કહીને પિશાચપતિએ એ પેટી પોતાના વાટવામાં મૂકી દીધી. પછી પોતાના બન્ને હાથ જોડી મહારાજ તરફ જોઇને તેણે કહ્યું:–"મહારાજ! મ્હેં મ્હારી સાચી હકીકત કહેવાની પ્રતિજ્ઞા કરી છે; પરંતુ મ્હારી જીવનકથા ઘણી લાંબી તથા અનેક સુખદુઃખની ઘટનાઓથી પરિપૂર્ણ છે. મ્હારા વ્હાલા મિત્ર ઇન્દ્રદેવ કે જેમણે મ્હારા અપરાધોની મ્હને ઉદારતાથી ક્ષમા આપી છે તેઓ એમ કહે છે કે, 'મ્હારી જીવનકથા જાણવાથી જનસમાજનું કલ્યાણ થશે' તથા વાસ્તવિક રીતે જોવા જતાં તેમનું આ કથન સત્ય છે; છતાં કેટલીક અડચણોનો વિચાર કરીને હું મહારાજશ્રી પાસે એક મહિનાની વિનયપૂર્વક રજા માગું છું. એ સમય દરમ્યાન મ્હારી સઘળી હકીકત પુસ્તકના રૂપમાં લખી કાઢી મહારાજશ્રીની સેવામાં હું રજૂ કરીશ. મહારાજ એને સાંભળી સંભળાવીને એક યાદગિરી તરીકે પોતાના ખજાનામાં રાખવાની આજ્ઞા આપશે. આ એક મહિનાની વચ્ચે મ્હને પણ સઘળી વાતો યાદ કરીને યથાક્રમે લખવાનો વખત મળશે. મ્હારી નિર્દોષ સ્ત્રી તેમજ જેમને જોઇ શકવાની મ્હને આશા પણ નહોતી તેમને કુમારોની કૃપાથી આજે હું જોઇ શકયો છું. હું આજ સુધી તેમને મ્હારાં દુશ્મનો સમજતો હતો; પરંતુ મહારાજશ્રીની

કૃપાથી એમણે મ્હારા અપરાધોની મ્હને ક્ષમા આપી છે. એમને સર્વને મળી બીજી પણ કેટલીક બાબતોનો પત્તો હું મેળવીશ અને તેથી મ્હારી જીવનકથા વિશેષ ચિત્તરંજક અને બોધક થશે."

આમ કહીને પિશાચપતિએ ઇન્દ્રદેવ, રાણા ગોપાલસિંહ, બન્ને કુમાર તથા દિલિપસિંહ વગેરે તરફ જોયું તથા જોતાંની સાથે જ તે સમજી શકયો કે તેની ઉપરોક્ત વિનંતિ સ્વીકારવામાં આવશે.

મહારાજે કહ્યું:-" કાંઇ ચિંતા નહિ. તમારી વિનંતિને પ્રસન્નતાપૂર્વક સ્વીકારવામાં આવે છે. એ એક માસના સમય દરમ્યાન અમે કેટલાંક જરૂરી કાર્યો કરી નાખીશું."

રાણા ગોપાલસિંહ અને ઇન્દ્રદેવે પણ આ વાત પસંદ કરી. પછી ઇન્દ્રદેવે દિલિપસિંહ તરફ જોઇને પૂછ્યું:-" કેમ દિલિપસિંહ! આથી તમને તો કાંઇ હરકત નથી ને?"

દિલિપસિંહે પોતાના બન્ને હાથ જોડી ઉત્તર આપ્યો:-" ના, કાંઇ હરકત નથી; કેમ કે, અમને હવે પિશાચપતિ સાથે કોઇ પણ પ્રકારની શત્રુતા નથી. વળી તેઓ હવે અમારું કાંઇ અનિષ્ટ નહિ જ કરે એવો અમને દૃઢ વિશ્વાસ છે; પરંતુ આ પ્રસંગે મ્હારે એટલું કહેવું જોઇએ કે, અમારી હકીકત પણ સાંભળવા લાયક, હોઈ તે અમે પિશાચપતિની હકીકત સાંભળ્યા પછી સંભળાવવાને ઇચ્છીએ છીએ."

મહારાજે કહ્યું:-" ખરું છે, તમારી હકીકત પણ સાંભળવા લાયક હશે તથા એ સાંભળવાની અમે અભિલાષા રાખીએ છીએ. જો બની શકશે તો પ્રથમ તમારી જ હકીકત સાંભળવામાં આવશે; પરંતુ દિલિપસિંહ! તમે એટલું ધ્યાનમાં રાખજો કે, પિશાચપતિએ ગમે એટલાં ખોટાં કાર્ય કર્યાં છે તેમ જ તમારો પણ તે ગુન્હેગાર છે

છતાં તેણે છેવટે અમારી સાથે જે સદ્‌વ્યવહાર કર્યો છે તેથી અમે તેના આભારી હોઇ તેને અમારો શુભેચ્છક સમજીએ છીએ."

ઇન્દ્રદેવઃ–બેશક, મહારાજશ્રીનું કહેવું તદ્દન ખરું છે.

ગોપાલઃ–અમે સર્વે એના આભારના ભારમાં દબાયલા છીએ.

દિલિપઃ–એ તો હું પણ સમજું છું. પિશાચપતિએ અત્રે જે અદ્દ્ભુત અને સાહસિક સત્કાર્ય કર્યાં છે એ સંબંધીની સઘળી હકીકત કુમાર સાહેબને મુખે અમે સાંભળી છે. એ હકીકત સાંભળીને કુમારશ્રીની આજ્ઞાનુસાર અમે અંતઃકરણપૂર્વક પિશાચપતિના અપરાધો માફ કર્યા છે તેમ જ અમે કુમાર સાહેબ સમક્ષ એવી પ્રતિજ્ઞા કરી ચુક્યા છીએ કે 'અમે હવે કદાપિ પિશાચપતિને અમારા શત્રુ સમજીશું નહિ.'

મહારાજઃ–બેશક, એમ જ થવું જોઇએ. ઘણી વાતોનો વિચાર કરીને તથા એણે કરેલાં કાર્યોપર ધ્યાન આપીને અમે એને અમારો બહુરૂપી બનાવ્યો છે. આશા છે કે, તમે લોકો પણ એને તમારો સ્નેહી સમજશો અને પાછલી વાતોને ભૂલી જશો.

દિલિપઃ–મહારાજ! આપની આજ્ઞા વિરુદ્ધ અમને વર્તતા આપ કદાપિ જોઇ શકશો નહિ, એવી અમારી પ્રતિજ્ઞા છે.

મહારાજે અર્જુન તથા દિલિપના બીજા સાથી તરફ જોઇને કહ્યું:–" તમારે મુખે પણ હું એવું સાંભળવા ઇચ્છું છું."

દિલિપસિંહના સાથીએ નમ્રતાથી કહ્યું:–" મ્હારી પણ એવી જ પ્રતિજ્ઞા છે. હું અનન્યભાવથી ઇશ્વરને એવી પ્રાર્થના કરું છું કે, તે મ્હારા હૃદયમાં પિશાચપતિ માટે પુષ્કળ પ્રેમભાવ ઉત્પન્ન કરે."

મહારાજઃ–શાહબાશ! ધન્ય છે તમને!!

અર્જુનઃ–કુમાર સાહેબ સમક્ષ હું જે પ્રતિજ્ઞા કરી ચુકયો છું એ મહારાજશ્રીએ સાંભળી હશે. વળી આ સમયે મહારાજની સમક્ષ સોગંદ ખાઇને હું એમ કહું છું કે, જો સ્વપ્નમાં પણ પિશાચપતિની શત્રુતાનો વિચાર મ્હારા મનમાં ઉપજશે તો હું મ્હને પોતાને ગુન્હેગાર સમજીશ.

આમ કહીને પેલી જે તસ્વીર અર્જુનસિંહના હાથમાં હતી તે તેણે ફાડી નાખી તથા તેણે તેના કડકે કડકા કરી પિશાચપતિ પાસે ફેંકી દીધા. પછી મહારાજ તરફ જોઇને તેણે કહ્યું:–" જો રજા હોય અને અવિવેક ન સમજવામાં આવે તો અમે લોકો હમણાં જ પિશાચપતિને સ્નેહાલિંગન કરી અમારાં ઉદ્વિગ્ન અંતરને પ્રસન્ન કરી લઇએ ? "

મહારાજ.–એ તો હું પણ કહેવાનો હતો.

આવી રીતે આજ્ઞા મળતાં દિલિપસિંહ, તેનો સાથીદાર, અર્જુનસિંહ અને પિશાચપતિ સ્નેહભાવથી એક બીજાને ભેટયા અને પછી મહારાજનો સંકેત થતાં એક બીજાની સાથે બેસી ગયા.

પિશાચપતિએ બીજા દિલિપસિંહ અને અર્જુન તરફ જોઇને કહ્યું:–" કૃપા કરી મ્હારા મનનો ખટકો દૂર કરો અર્થાત્ તમારા બન્નેમાં ખરા અર્જુનસિંહ કોણ છે તે મ્હને કહો ? જ્યારે દિલિપસિંહને બેહોશ બનાવીને હું પેલી ઘાટીમાં લઇ ગયો હતો ત્યારે તમારા બન્નેમાંથી કયા મહાશય ત્યાં આવી પહોંચી બીજા દિલિપસિંહ થવાને તૈયાર થયા હતા ? "

બીજા દિલિપસિંહે હસીને કહ્યું:–" એ પ્રસંગે હું જ તમારી પાસે ઉપસ્થિત થયો હતો. એ વખતે હું અર્જુનસિંહનો વેશ ધારણ કરીને બ્હાર ફરતો હતો. પછી તમે જ્યારે દિલિપસિંહને તમારા

પંઝામાં ફસાવીને લઇ ચાલ્યા ત્યારે મ્હેં છુપી રીતે તમારું અનુસરણ કર્યું હતું. આજે કેવળ આત્મગોપન કરવાના વિચારથી જ હું અર્જુનસિંહનો વેશ ધારણ કરી અત્રે આવ્યો હતો."

આમ કહીને એ બીજા દિલિપસિંહે થોડા વખત માટે પોતાના મ્હોં ઉપર લગાવેલો કાચો રંગ સાફ કરી નાખ્યો. ચહેરો સાફ થતાં એ ચહેરાનું દર્શન કરી રાણો ગોપાલસિંહ ચમકી ઉઠ્યો તથા તે એમ કહીને તેની પાસે ચાલ્યો ગયો કે, "ઇન્દ્રજીતસિંહે બુરખાવાળાના વેશમાં જે ભરતસિંહજીની અમને વાત કરી હતી તે તમે જ છો કે શું?" આના ઉત્તરમાં 'જી હા.' સાંભળી રાણો ગોપાલસિંહ ભરતસિંહના ગળામાં વળગી પડ્યો. પછી ભરતસિંહનો હાથ પકડી તેને પોતાની પાસે લઇ જઇને બેસાડી ગોપાલસિંહે કહ્યું:–" ભરતસિંહજીના મિલનથી મ્હને અપાર આનન્દ થયો છે. ઘણા વખતથી કુમારશ્રીને એમના સમાચાર પૂછવાનો હું વિચાર કરતો હતો.

મહારાજ:–એમને પણ દારોગાએ ફસાવ્યા હોય એમ લાગે છે.

ભરત:–જી હા. આજ્ઞા મળતાં હું મ્હારી હકીકત કહી સંભળાવીશ.

ઇન્દ્રજીતે મહારાજને ઉદ્દેશીને કહ્યું:–" તિલિસ્મીમાં મ્હને પાંચ કેદી મળ્યા હતા; જેમાંના ત્રણ તો આ અર્જુનસિંહ, ભરતસિંહ અને દિલિપસિંહ છે. એ સિવાયના બીજા બેને અત્રે બોલાવવામાં આવ્યા નથી. દારોગો, માયાવિની તથા તેમના પક્ષકારો સાથે સંબંધ ધરાવતી આ પાંચે કેદીઓની હકીકત સાંભળવા લાયક છે. જ્યારે કેદીઓની તપાસ ચાલૂ થશે ત્યારે આમનાં સર્વનાં મ્હો જોવામાં આવતાં તેમની સ્થિતિ ઘણી જોવાલાયક બની જશે."

મહારાજ:–બીજા બે કેદીઓ ક્યાં છે?

ઇન્દ્રજીત:–તેઓ હમણાં અહીં હાજર નથી. તેઓ રજા લઇને

પોતાના ઘરની સ્થિતિ જોવા ગયા છે. એ ચાર દિવસમાં તેઓ પાછા આવી પહોંચશે.

પિશાચપતિએ ઇન્દ્રદેવ તરફ જોઇને કહ્યું:-"જો આજ્ઞા હોય તો હું પણ કેટલીક હકીકત પૂછું ?"

ઇન્દ્રદેવઃ-તમે શું પૂછવા ઇચ્છો છો એ હું સારી રીતે જાણું છું; છતાં ભલે પૂછો.

પિશાચપતિએ પૂછ્યું:-"નારંગીની માતા આપને ક્યાંથી કેવી રીતે મળી આવી ?"

ઇન્દ્રદેવે સ્મિત હાસ્ય કરી કહ્યું:-"આ વાત તો તમે તેમને જ પૂછી જુઓ એ સારું છે; પણ પિશાચપતિ! તમે તથા લક્ષ્મણ-સિંહે બુરખાવાળાઓની વિના કારણ પૂંઠ પકડીને પેટ ચોળી પીડા વહોરી લીધી. જો તમે એ બુરખાવાળાઓની પૂંઠ ન પકડી હોત અને પાછળથી તમને એમ માલૂમ પડયું હોત કે તમારી સ્ત્રીઓ પણ એ કાર્યમાં ભળેલી હતી તો તમને એક પ્રકારનો આનન્દ થાત. હજી પણ ચિંતાથી થોડું લોહી સુકવ્યા પછી તમને આનન્દ તો અવશ્ય થશે."

આટલું કહીને ઇન્દ્રદેવ હસી પડયો તથા તે સાથે સર્વનાં મ્હોં ઉપર હાસ્ય પ્રકાશી નીકળ્યું.

જ્યોતિસિંહે સ્મિત હાસ્ય કરતાં કરતાં લક્ષ્મણસિંહને કહ્યું:— "તમારો પુત્ર તારાસિંહ કેટલાક વિચિત્ર ભેદોને તમારાથી શા માટે છુપાવતો હતો એ હવે તમે જાણી શક્યા હશો ?"

લક્ષ્મણસિંહે કહ્યું:-"હા, જાણી શકયો છું. પોતાને પ્રકટ કરતાં પૂર્વે જ કુમારોએ તેજસિંહ અને તારાસિંહને પોતાના સાથી બનાવી

લીધા તેથી અમને સ્વાભાવિક રીતે જ આશ્ચર્ય ઉપજે તેમ હતું."

લક્ષ્મણસિંહના આ શબ્દો સાંભળી સર્વ હસી પડયા તથા હવે દરબારનો રંગઢંગ પણ બદલાઇ ગયો અર્થાત્ ગંભીરતાને બદલે સર્વનાં મ્હોં ઉપર હાસ્ય દેખાવા લાગ્યું.

જ્યોતિસિંહે પિશાચપતિને કહ્યું:–"પિશાચપતિ ! આજે તમારે માટે ઘણી ખુશીનો દિવસ છે; કેમ કે તમારો ભાગ્યોદય થવાની સાથે તમને તમારી પ્રામાણિક સતી સાધ્વી સ્ત્રી પણ મળી આવી છે. તમે તો તેને મરી ગયેલી સમજતા હતા. વળી તમારો ઘણા દિવસથી ગૂમ થઇ ગયેલો પુત્ર હરનામસિંહ પણ આજે તમારી પાસે બેઠેલો છે. નારંગી પણ જ્યારે પોતાના ભાઇ હરનામસિંહની હકીકત સાંભળશે ત્યારે તેને ઘણો આનન્દ થશે."

પિશાચઃ–ખરેખર, એમ જ છે; પરંતુ હરનામસિંહની સ્હામે પડેલી પેટી જોઇ તેમાં પણ મ્હને ગભરાવે એવી વસ્તુ હશે એ વિચારથી હું ડરું છું!

ઇન્દ્રદેવે હસીને કહ્યું:–"પિશાચપતિ! તમારે ગભરાવાની જરૂર નથી. જે થવાનું હતું તે થઇ ગયું છે; હવે તમે સર્વ પ્રકારે મહારાજશ્રીના બહુરૂપી થયા છો. હવે તમને દુઃખ દેવાનું સાહસ કોઇ કરી શકે તેમ નથી. વળી હવે મહારાજશ્રી પણ કોઇને મુખે તમારી વિરુદ્ધ કાંઇ હકીકત સાંભળવાને ઇચ્છતા નથી. હરનામસિંહ તો તમારો પુત્ર છે. એ શામાટે તમારું અનિષ્ટ કરે ?"

આ સમયે મહારાજ દેવીસિંહે અજીતસિંહ તરફ જોઇને કાંઇ ઇશારો કર્યો તથા અજીતસિંહે ઇન્દ્રદેવને કહ્યું:–"હવે પિશાચપતિની તપાસ તો પૂર્ણ થઇ છે. એના સંબંધીની બીજી કાંઇ વિરુદ્ધ હકીકત સાંભળવાની મહારાજશ્રીની ઇચ્છા નથી. વળી પિશાચપતિએ પોતાની

જીવનકથા લખીને મહારાજના ચરણોમાં સમર્પણ કરવાની પ્રતિજ્ઞા કરેલી છે એટલે એ સંબંધી વિશેષ ઉહાપોહ કરવાની જરૂર રહી નથી. હવે નારંગીની માતા, દિલિપસિંહ, અર્જુનસિંહ અને ભરતસિંહ રહ્યા છે. એમને સર્વને જે દુઃખો વેઠવાં પડયાં છે તે મહારાજશ્રી જાણવાને ઇચ્છે છે; પરંતુ વિલંબ ઘણો થયેલો હોઇ હાલ તરત આરામ લેવાની જરૂર છે. હવે અહીં સર્વ કોઇ એક બીજાને મળી પોતપોતાના મનનું સમાધાન કરી શકે તેમ છે."

ઇન્દ્રદેવે પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:-"જેવી આજ્ઞા."

દરબાર બરખાસ્ત થયો. ઇન્દ્રદેવની ઇચ્છાનુસાર મહારાજ આરામ લેવા માટે અજીતસિંહને સાથે લઇ એક બીજા ઓરડામાં ચાલ્યા ગયા. ત્યાર પછી બીજા માણસો પણ ઉઠી પોતપોતાના ઠેકાણે ગયા. જે માણસોની આરામ લેવાની ઇચ્છા નહોતી તેઓ બંગલાની બ્હાર નીકળી બગીચા તરફ રવાના થયા.

સોનાના પાયાવાળા એક સુન્દર પલંગમાં મહારાજ દેવીસિંહ પાન ચાવતા પડયા હતા. એ પલંગ ઉપર એક બાજૂએ અજીતસિંહ બેઠેલો હોઇ તેમની બન્નેની વચ્ચે વાતચિત ચાલતી હતી. મહારાજે કહ્યું:-"ઇન્દ્રદેવનું આ સ્થાન ઘણું સુન્દર તથા રમણીય છે. અહીંથી બીજા કોઇ સ્થળે જવાની ઇચ્છા જ થતી નથી."

અજીતસિંહઃ-બરાબર છે. આ સ્થાનની માફક ઇન્દ્રદેવનું વર્તન પણ આપણા ચિત્તને પ્રસન્ન કરે છે; પરંતુ મ્હારો મત એવો છે કે આપણે બની શકે તેટલી ત્વરાથી આ સ્થાનેથી ચાલ્યા જવું જોઇએ.

દેવીસિંહઃ-હું પણ એ જ વિચાર કરું છુ. આ લોકોની અદ્ભુત જીવનકથા તો આપણે ગમે ત્યારે સાંભળી શકીશું; પણ તે પહેલાં કુમારોનાં લગ્ન કરી નાખવાની જરૂર છે.

અજીતસિંહઃ–આપનું કહેવું ખરું છે. એટલા માટે જ હું આ સ્થળેથી જલ્દી વિદાય થવાને કહું છું. ભરતસિંહ વગેરેની હકીકત આપણે ત્યાં સાંભળીશું. વળી કુમારોનાં લગ્ન થઇ ગયા પછી મહિલા મંડળને પણ આપણે આ સુન્દર સ્થળનો આનન્દ ભોગવવાને તેડી લાવીશું.

દેવીસિંહઃ—સારી વાત છે. હવે કહો જોઇએ કે, પદ્માવતી અને અલકકિશોરી સંબંધી તમે કાંઇ વિચાર કર્યો છે કે ?

અજીતઃ—એમના બન્નેના સંબંધમાં આપશ્રીના જેવો જ મ્હારો વિચાર છે. એમનાં લગ્ન પણ બન્ને કુમારો સાથે કરી નાખવાં જોઇએ; પરંતુ એ કાર્ય માયાસુંદરી અને બંસરીબાલાના લગ્ન પછી કરવાનું છે. માયાસુંદરી એક રાજાની પુત્રી છે. તેની સંતતિનો જ રાજગાદીપર હક્ક હોવો જોઇએ. જો પદ્માવતી સાથે પહેલું લગ્ન થશે તો તેના પુત્રને ગાદીનો હક્કદાર ગણવો પડશે. તેથી માયાસુંદરીને જ પટરાણી બનાવવાનો મ્હારો વિચાર છે.

દેવીસિંહઃ–એ વાત ઉત્તમ છે; એમ જ થશે. વળી સાથે સાથે નારંગીનું લગ્ન તેજસિંહ સાથે અને ઇન્દિરાનું તારાસિંહ સાથે કરવામાં આવશે.

અજીતઃ–જેવી આપની ઇચ્છા.

દેવીસિંહઃ–ત્યારે ભરતસિંહ અને દિલિપસિંહની હકીકત આપણા નિવાસસ્થળે ગયા પછી જ સાંભળવાનો નિશ્ચય કરવો જોઇએ.

અજીતઃ–ખરું છે. વળી એ લોકોની હકીકત સાથે દારોગા, વિજયપાલ વગેરે કેદીઓનો ઘણો સંબંધ છે. ભરતસિંહ અને દિલીપસિંહની હકીકત જ કેદીઓને નિરુત્તર બનાવી દે તેમ છે.

દેવીસિંહઃ–નિસ્સંદેહ એમ જ છે. એ કેદીઓએ આપણને

તથા આપણાં સગાં સંબંધીઓને ઘણું દુઃખ દીધું છે. તેમણે બન્ને કુમારોનાં લગ્નમાં અનેક વિઘ્નો ઉપસ્થિતિ કર્યા છે. આમ હોવાથી એ કમબખ્ત કેદીઓને કુમારોનાં લગ્નનો ઠાઠમાઠ જોવા દેવો જોઇએ. જે પ્રકારને એ લોકો અટકાવવા ઇચ્છતા હતા તે કેવી ખૂબી અને ખુશીથી થાય છે એ તેમને જોવા દેવું જોઇએ. ત્યાર પછીથી જ એમને સજા કરવી જોઇએ. માયાવિની અને માધવી જમાનીઆમાં મરી ગઇ એ અફસોસનો વિષય છે; નહિ તો તેઓ પણ જોઇ શકત કે......

અજીતઃ—હશે, એમના ભાગ્યમાં જે નિર્માણ થયું હશે તે બન્યું છે.

દેવીસિંહઃ—વળી પિશાચપતિ પોતાનાં સગાંવ્હાલાંને મળી પોતાના હૃદયને હલકું કરે એવો એને સુયોગ આપવો જોઇએ. આપણે એની હકીકત પણ ત્યાં ગયા પછી સાંભળીશું.

અજીતઃ—બહુ સારું.

આમ કહી અજીતસિંહ ઉઠી ઉભો થયો અને ઓરડાની બ્હાર ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૩ જું.

---

### પિશાચપતિ અને શાન્તા.

ઇન્દ્રદેવના એ સ્વર્ગતુલ્ય સ્થાનમાં બંગલાથી થોડે દૂર બગીચાની દક્ષિણ દિશાએ જાંબુનું એક ઘટાદાર વૃક્ષ આવેલું હતું. સુન્દર લતાઓથી એ વૃક્ષ શોભી રહેલું હોઇ ત્યાં જાણે કે કુંજ આવેલો હોય એવો ભાસ થતો હતો. એ વૃક્ષ નીચેથી એક

સ્વચ્છ જળનો ઝરો પણ વહેતો હતો. પોતાની મધુર બોલીથી માણસોનાં મનને મુગ્ધ બનાવી દેનારાં પંખીઓ સંધ્યા સમયની તૈયારી જોઇ પોતાના માળા તરફ ઉડી જતાં હતાં. એ રમણીય સ્થળ એવું હતું કે ત્યાં બે ચાર માણસો સહેલાઇથી છુપાઇને બેસી શકે અને તેઓ ચોતરફનાં માણસોને જોઇ શકે; પરંતુ તેમને બ્હારનું કોઇ માણસ જોઇ શકે નહિ. એ સ્થળે હમણાં પિશાચપતિ અને તેની પહેલી સ્ત્રી અર્થાત્ નારંગીની માતા એક પત્થરની શિલાપર બેસી વાતચિત કરતાં હતાં. લાંબા વખતના વિયોગ પછી આજે તેમનું બન્નેનું મિલન થયું હતું. નારંગીની માતા ઘણા કાળનો પોતાનો ઉભરો આ પ્રસંગે ખાલી કરવા તૈયાર હતી. વાંચકબંધુઓ! ચાલો, આપણે પણ એ સ્થળે જઇને તેમની વચ્ચે ચાલતી કેટલીક વાતચિત સાંભળીએ.

પિશાચપતિએ પ્રેમપૂર્ણ સ્વરે કહ્યું:–"વ્હાલી શાન્તા! ત્હારો મેળાપ થવાથી આજે મ્હને અપાર આનન્દ થયો છે."

શાન્તાઃ–જે વસ્તુ એકાએક ગૂમ થઈ જાય છે તેની પ્રાપ્તિથી આનન્દ થાય એ સ્વાભાવિક છે; પરંતુ જે વસ્તુનો જાણી જોઇને ત્યાગ કરવામાં આવ્યો હોય તેની પ્રાપ્તિથી આનન્દ થાય એ બનવા જોગ નથી.

પિશાચઃ–એક માણસને કોઇ સ્થળેથી હીરો મળી આવે પણ બુદ્ધિના અભાવે તે તેને પત્થર સમજી ફેંકી દે, પછી જ્યારે તેને એમ માલૂમ પડે કે એ હીરો હતો ત્યારે તેને પોતાની ભૂલ માટે પશ્ચાત્તાપ ન થાય કે? વળી એ જ હીરો ફરી મળી આવતાં તેને આનન્દ ન થાય કે?

શાન્તાઃ–પરંતુ હીરાને પત્થર સમજી ફેંકી દેનાર માણસ પોતાની

ભૂલ સમજવામાં આવતાં તેની શોધ કરે તથા જે સ્થળે તેણે હીરો ફેંકી દીધો હોય તે સ્થળે જઇને તેની તપાસ કરે તો પોતાના કાર્ય માટે એને પશ્ચાત્તાપ થયો હતો એમ માની શકાય; પરંતુ તે તેમ ન કરે તો શું ધારવું?

પિશાચઃ—એ ખરું છે; જે સ્થળે હીરાને ફેંકી દેવામાં આવ્યો હોય ત્યાં જવાથી તે મળે એવી આશા જ ન હોય અને જીવ જોખમમાં આવી પડવાનો સંભવ હોય તો તે ત્યાં કેવી રીતે જઇ શકે?

શાન્તાઃ—એવા સંયોગમાં જો એ માણસ હીરાને ખરો હીરો જ સમજતો હોય તો જીવના જોખમે પણ તે એ સ્થળે તેની તપાસ કરવા ગયા સિવાય રહે નહિ.

પિશાચઃ—પરંતુ જો એ માણસ હીરા સુધી પહોંચવાનો મુશ્કેલી ભરેલો રસ્તો સ્વચ્છ કરવાની બની શકે એટલી મહેનત ન કરે તો જ તે ઠપકાને પાત્ર ગણાય.

શાન્તાઃ—છતાં હીરાનો માલિક અગર અધિકારી પોતાની ખરાબ હાલતમાં પણ એક કાચના કડકાને પોતાના હૃદયપર રાખીને ફરતો હોય તથા જો તે ઇચ્છે તો ગૂમ થયેલા હીરાને પણ શોધી કાઢી હૃદયપર રાખી શકે તેમ હોય તો શું સમજવું? અફસોસ! એ હીરો જ ઘણાં દુઃખ વેઠીને પોતાના માલિકની શોધ કર્યા કરે અને પોતાના એકદર માલિકની ભૂલને પોતાના મનમાં સ્થાન ન આપે તો?

પિશાચઃ—હવે એવો શોક કરવાની શી જરૂર છે. ભાગ્યલિપિનું ઉલ્લંઘન કોઈ કરી શકતું નથી. લલાટના લેખ કોઇ ફેરવી શકતું નથી. કેવળ ઇશ્વર ઇચ્છા જ બળવાન્ છે.

શાન્તાઃ—આમ બોલવું એ પોતાનો લુલો બચાવ કરવા જેવું છે.

પ્રાણેશ્વર ! આપને શર્માવવાના વિચારથી હું આવો વાદવિવાદ કરતી નથી. હું અંતરનો ઉભરો બ્હાર કાઢી મ્હારા વ્યાકુળ જીવને શાન્ત કરવાના વિચારથી જ આમ બોલું છું. થયું, હું હવે એ ગઇ ગુજરી વાતને જવા દઉં છું.

પિશાચઃ–હું અપરાધી છું એમાં કાંઇ શંકા નથી; પણ પ્રાણેશ્વરિ ! ઇશ્વરકૃપાથી હું તને આ સંસારમાં પાછી જીવતી જોઇ શકીશ તેમ જ ત્હારા સહવાસસુખને મેળવી શકીશ એવી મ્હને આશા નહોતી.

શાન્તાઃ–જો એવી આશા કિંવા અભિલાષા હોત તો આપ આપના મૃત્યુ પામ્યાના સમાચાર આ અભાગિની અબળાના કાન સૂધી શા માટે પહોંચાડત ? વળી......

પિશાચપતિ વચ્ચે જ બોલી ઉઠયોઃ–" થયું–થયું, કૃપા કરીને તું ફરીથી એવી વાત ઉચ્ચારીશ નહિ. આજે મ્હારા સદ્ભાગ્યે હું આવો આનન્દનો દિવસ જોઇ શક્યો છું. આવા આનન્દના દિવસે શોકજનક વાતો સંભળાવીને તું મ્હને દુઃખી કરીશ નહિ. વ્હાલી, આજ સૂધી તું ક્યાં છુપાઇ રહી હતી તથા નારંગીને ત્હેં એવું તે શું સમજાવ્યું હતું કે, હજી સૂધી એ તને મરણ પામેલી જ ધારે છે ? "

આ વખતે શાન્તાનો ખૂબસૂરત ચહેરો બુરખામાં ઢંકાયલો નહોતો. જો કે ઘણાં વર્ષ સૂધી દુઃખ ભોગવવું પડેલું હોવાથી તે દુર્બળ અને ઉદાસ બની ગઇ હતી તથા તેના શરીરનો રંગ પીળો થઇ ગયો હતો તો પણ આજના આનન્દથી તેનું મુખમંડળ ઘણું આનન્દમય તથા સુન્દર બની ગયું હતું. ઉમ્મર વધેલી હોવા છતાં શાન્તાનું પ્રાકૃતિક સૌન્દર્ય ચાલ્યું ગયું નહોતું. અદ્યાપિ તે એક રૂપસુન્દરી જેવી જ હતી. અનેક પ્રકારનું કષ્ટ વેઠવું પહેલું હોવા છતાં હજી તે પિશાચપતિની બીજી સ્ત્રી કરતાં ઘણી સારી દેખાતી હતી. પિશાચપતિનાં ઉપરોક્ત

વચન સાંભળી શાન્તાએ પોતાનાં નેત્રોમાં ભરાઇ આવેલું અશ્રુજળ પહેરેલા વસ્ત્રના પાલવથી લુંછી નાખી, એક ઉંડો નિશ્વાસ મૂકીને કહ્યું:—" હું રણધીરસિંહને ત્યાંથી કદાપિ પલાયન કરી જાત નહિ; પરંતુ અફસોસ કે આપના ભાઇએ આપ મૃત્યુ પામ્યા છો એવી વાત સર્વત્ર જાહિર કરી દીધી. વળી એ વાતની ખાત્રી માટે તેમણે ઘણાં બનાવટી પ્રમાણ રજૂ કર્યાં; પરંતુ હું એ વાતપર વિશ્વાસ મૂકી શકી નહિ. આમ છતાં મ્હારી દિલગીરીનો પાર રહ્યો નહિ. ચિંતા અને શોકસંતાપની વિશેષતાથી હું બીમાર બની ગઇ તથા દિવસે દિવસે મ્હારી બીમારી વધવા લાગી. એ વખતે મ્હારી મશિયાઇ બ્હેન એટલે દિલિપસિંહની સ્ત્રી મ્હારી ખબર જોવા મ્હારે ઘેર આવી. મ્હેં મ્હારા અંતરની હકીકત તથા બીમારીનું કારણ તેને કહ્યું. વળી તે સાથે એમ પણ કહ્યું કે, ' જેવી રીતે મ્હારા પતિએ સહિસલામત રહીને પોતાને મૃત્યુ પામેલા જાહિર કર્યા છે એવી રીતે મ્હને પણ કોઇ સ્થળે છુપાવીને તું મ્હારા મૃત્યુની અફવા સર્વત્ર ફેલાવી દે. એમ થશે એટલે પછી હું મ્હારા પતિને શોધી કાઢવાનો પ્રયત્ન કરીશ. ' મ્હારી આ વાત તેણે પસંદ કરી તથા પોતાના સ્થાનનાં હવા પાણી સારાં હોવાથી ત્યાં મ્હને જલ્દી આરામ થઇ જશે એવું નિમિત્ત દર્શાવી તેણે મ્હને પોતાને ત્યાં લઇ જવાનો બંદોબસ્ત કર્યો તથા એ સંબંધી તેણે રણધીરસિંહજીની રજા પણ મેળવી. એ દિવસ સૂધી મ્હેં મ્હારી પુત્રી નારંગીને સર્વ પ્રકારે સમજાવી. પછી તેને માયાસુંદરીને સોંપી મ્હારા ન્હાના દૂધ પીતા બાળકને સાથે લઇ હું દિલિપસિંહને ત્યાં ચાલી ગઇ. ત્યાં જવાથી મ્હારી બીમારી દૂર થવા લાગી અર્થાત્ મ્હને આરામ થવા લાગ્યો. થોડા દિવસ પછી પેલી ભયંકર મધ્યરાત્રે તમે દિલિપસિંહને ત્યાં આવી

ચઢયા; પરંતુ અરેરે ! એ વખતે તમારી સ્થિતિ ગાંડા માણસ જેવી થઇ ગઇ હતી. મ્હેં તમારી જાળમાં ફસાઇ મ્હારા જીવનાધિક પુત્ર કે જેને હું મ્હારી સાથે લઇ ગઇ હતી તેનું મ્હારે હાથે જ ખૂન કરી નાંખ્યું."

આટલું બોલતાં બોલતાંમાં શાન્તાનો જીવ ભરાઇ આવ્યો તથા તે ડુસકાં ખાતી ખાતી રોવા લાગી. પિશાચપતિની સ્થિતિ પણ ઘણી ખરાબ થઇ ગઇ હતી. તે હવે ઉપરોક્ત વિષયની વાત સાંભળી શકે તેમ નહોતો. તે 'થયું–માફી આપ અને હવે એ વાતને ન સંભાર.' એમ કહી તેની સ્ત્રી શાન્તાના પગોમાં નમી પડવા જતો હતો એવામાં શાન્તાએ પોતાના પગ ખેંચી લઇ પતિના મસ્તકને પકડી લઇને કહ્યું:–"અરે અરે ! આ શું કરો છો ? વિના કારણ મ્હારે માથે પાપ કેમ ચઢાવો છો ? હું સારી રીતે જાણું છું કે, એ વખતે સમજફેર થઈ હતી અને આપ એને દિલિપસિંહનો પુત્ર સમજતા હતા. આમ હોવા છતાં આપે એવું નૃશંસ કાર્ય કરવું જોઇતું નહોતું. હશે, હવે હું એ વાત જવા દઉં છું."

આટલું કહીને શાન્તાએ પોતાનાં આંસુ લુછી નાખીને પાછી પોતાની હકીકત કહેવા માંડી:–"શોક અને દુઃખથી હું ફરીથી બીમાર બની ગઇ; પરંતુ આશાલતાએ થોડા દિવસમાં આપની માફક મ્હને પણ આરામ કરી દીધો. આપને એક વખત મળીને રસ્તે લાવવાનો પ્રયત્ન કરવાની જ એ આશા હતી; પરંતુ ઉપરોક્ત બનાવથી દિલિપસિંહ આપના દુશ્મન બની ગયા. આપે પણ તેમના સર્વસ્વનો નાશ કરવામાં કાંઇ બાકી રાખી નહોતી. આપને લીધે જ તેઓ છેવટે દુષ્ટ દારોગાના પંઝામાં ફસાઇ પડયા."

પિશાચ:–બસ–બસ, હવે એ વાત કહી આ બળતા જીવને

વિશેષ બાળીશ નહિ. તું કેવળ હ્‌ારી હકીકત જ કહે.

શાન્તાઃ—મ્હારી હકીકત ટૂંકમાં જ હું આપને કહું છું. પેલો બનાવ બન્યા પછી દિલિપસિંહે મ્હારી ઇચ્છાનુસાર મ્હારા તથા બાળકના મૃત્યુના સમાચાર ફેલાવી દીધા. એ સમાચાર જાણવામાં આવતાં હરનામસિંહ અને નારંગીને ઘણું દુઃખ થયું; પરંતુ વખત વીતતાં તેઓ મ્હારે માટે નિશ્ચિંત થઇ ગયાં. પછી જ્યારે દિલિપસિંહ દારોગાના પંઝામાં ફસાઇ પડયા ત્યારે ઘણી દિલગીર થઇને શું કરવું તેનો હું વિચાર કરવા લાગી. દિલિપસિંહની સ્ત્રીને મ્હેં ધીરજ આપીને કહ્યું, ‘ તું જાણી જોઇને હ્‌ારો જીવ ગૂમાવીશ નહિ. હું છેવટ સુધી મ્હારાથી બની શકશે એટલી તને મદદ કરીશ અને દિલિપસિંહનો પત્તો મેળવવાનો પ્રયત્ન કરીશ; પરંતુ દુશ્મનોને આપણો પત્તો ન લાગે એટલા માટે આપણે આ ઘરનો હમણાં ને હમણાં જ ત્યાગ કરવો જોઇએ.’ અંતે એમજ થયું; અર્થાત અમારી પાસે જે જમાપુંજી હતી તે લઈ અમે એ ઘર છોડી દીધું તથા કાશી જઇ એક અંધકારપૂર્ણ ગલીમાં આવેલા જીર્ણ મકાનમાં રહી અમે દિલિપસિંહની તપાસ કરવા માંડી. અમે વેશ બદલી ઘણી વખત બ્હાર નીકળી દિલિપસિંહનો પત્તો મેળવવાનો પ્રયત્ન કરવા લાગી. છેવટે મ્હારા પુત્ર હરનામસિંહને છુપી રીતે મળી તેને અમારો સાથી બનાવવાનો વિચાર મ્હારા મનમાં ઉપજ્યો. ઇશ્વરે મ્હારી એ ઇચ્છા પૂર્ણ કરી. માધવી જ્યારે યુવરાજ ઇન્દ્રજીતને ફસાવી લઈ ગઇ તથા ત્યાર પછી તેણે જ્યારે માયાસુંદરીને પણ આધીન કર્યાં ત્યારે નારંગી અને હરનામસિંહ માયાસુંદરીની શોધમાં નીકળ્યાં તથા એક બીજાંથી છૂટાં પડી ગયાં. હરનામસિંહ કાશીની ગલી કુંચીઓમાં ફરી માયાસુંદરીની શોધ કરવા લાગ્યો. એવામાં એક દિવસે તે મ્હારી

નજરે પડ્યો. મ્હેં ઇશારાથી તેને અલગ બોલાવીને મ્હારી ઓળખાણ આપી. એ વખતે મ્હને જોઇ તેને જે આનન્દ થયો તેનું વર્ણન મ્હારાથી થઇ શકે તેમ નથી. તેને હું મ્હારે ઘેર લઇ આવી તથા સઘળી હકીકત કહી સંભળાવીને મ્હારો વિચાર જણાવ્યો. તેણે મ્હારી ઇચ્છાનુસાર વર્તવાની સંમતિ દર્શાવી. એ સમયે મ્હેં ધાર્યું હોત તો હું નારંગીને પણ મ્હારી પાસે બોલાવી શકત; પરંતુ માયાસુંદરીના મ્હારા ઉપર ઘણા ઉપકારો થયેલા હોવાથી તેમની તપાસ કરવાના કાર્ય માટે જ મ્હેં નારંગીને અલગ રહેવા દીધી. કેવળ હરનામસિંહને જ મ્હારી પાસે રાખી લીધો તથા મ્હેં આપને અને દિલિપસિંહનો પત્તો મેળવવાનું કામ તેને સોંપ્યું. એ બીચારો ઘણા દિવસ સુધી પુષ્કળ દુઃખ વેઠીને આપની તથા દિલિપસિંહની શોધમાં ફર્યો તથા ભિન્ન ભિન્ન પ્રકારના સમાચાર લાવી મ્હને સંભળાવવા લાગ્યો. પછી જ્યારે આપ પ્રકટ થઇને પદ્માવતીના મદદગાર બન્યા તથા તેમના કામ માટે ચોતરફ ફરવા લાગ્યા ત્યારે હરનામસિંહે આપને જોયા. આપને ઓળખી એ સંબંધીની ખબર તેણે મ્હને કહી. ત્યાર પછી થોડા દિવસે એને મુખે મ્હેં એમ પણ સાંભળ્યું કે, 'આપ પ્રામાણિકતાથી જીવન ગુજારી પુનઃ દુનિયામાં પ્રકટ થવાને ઇચ્છો છો.' એથી મ્હને અતુલનીય આનન્દ થયો તથા મ્હેં હરનામસિંહને મહારાણા વીરસિંહજીના કોઇ બહુરૂપીના અનુયાયી થઇ જવાની આજ્ઞા કરી. છેવટે તે તારાસિંહને મળ્યો તથા તેમની સાથે રહી થોડા દિવસમાં જ તેમનો વ્હાલો અનુયાયી બની ગયો. પછી તેણે પોતાની સઘળી હકીકત તારાસિંહને કહી સંભળાવી. તારાસિંહે પણ તેના કહેવા પ્રમાણે તેની સઘળી હકીકત છુપાવી રાખી. હરનામસિંહ વેશ બદલીને તારાસિંહનું સઘળું કામકાજ કરવા લાગ્યો તથા મ્હને પણ તેની માર્ફત

આપની સઘળી ખબર મળવા લાગી. આપ કદાચ જાણતા નહિ હો કે તારાસિંહનાં માતાજી પુષ્પાવતી સાથે મ્હારો એક બ્હેનના જેવો સ્નેહસંબંધ છે. એ મ્હારા મામાનાં પુત્રી થાય છે. આમ હોવાથી પુષ્પાવતીએ જ્યારે પોતાના પુત્રને મુખે હરનામસિંહની હકીકત સાંભળી ત્યારે પોતાનો ભાણેજ સમજી તે તેના ઉપર ઘણો પ્રેમભાવ રાખવા લાગ્યાં. જમાનીઆના તિલિસ્મીપર વિજય મેળવીને તેમાંના કેદીઓ સાથે કુમારો જ્યારે પહાડો વચ્ચે આવેલા પેલા તિલિસ્મી મહેલમાં ઉપસ્થિત થયા ત્યારે તેજસિંહ અને તારાસિંહને ત્યાં બોલાવી તિલિસ્મી સંબંધીની સઘળી હકીકત તેમણે તેમને જણાવીને પોતાની પાસે રાખ્યા. દિલિપસિંહની હકીકત પણ જ્યારે તારાસિંહના જાણવામાં આવી ત્યારે તારાસિંહે તેમના પુત્ર પરિવારની કુશળતાના સમાચાર તેમને કહ્યા. આથી મ્હારી હકીકત પણ દિલિપસિંહના જાણવામાં આવી. એ વખતે કુમારોની આજ્ઞા લઇ તારાસિંહે હરનામસિંહને પણ એ મહેલમાં લઈ જઈ દિલિપસિંહ સાથે મેળવ્યો. પછીથી દિલિપસિંહ તેને સાથે લઇ કાશી આવી મ્હને તથા તેમનાં સ્ત્રી પુત્રને કુમારો પાસે લઈ ગયા. આ સમાચાર તારાસિંહે પોતાની માતાને જણાવ્યા એટલે તે પણ મ્હને મળવાના ઉદ્દેશથી એ મહેલમાં આવ્યાં હતાં.

પિશાચપતિએ આ વખતે કહ્યું:—" પરંતુ તેજસિંહ અને તારાસિંહ બુરખાવાળાઓની સાથે તિલિસ્મીમાં ગયા ત્યાર પછી તેઓ પાછા આવ્યાં જ નહોતા; છતાં પુષ્પાવતીને ત્હારા સમાચાર કેવી રીતે મળ્યા ? "

શાન્તાએ ઉત્તરમાં કહ્યું:—"તેઓ પ્રથમથી જ છુપી રીતે ત્યાં આવ જા કરતા હતા. એ દિવસે તો માત્ર જાહિર રીતે તેમને લઇ

જવામાં આવ્યા હતા.”

પિશાચઃ—એ સંબંધી મ્હારા અને લક્ષ્મણસિંહના મનમાં શંકા તો ઉપજી હતી !

આવી રીતે પતિ પત્ની વચ્ચે ઘણી વાતચિત થઇ અને તે દરમ્યાન પિશાચપતિએ પત્ની પાસે વારંવાર ક્ષમા પણ માગી. પોતાની સઘળી હકીકત જણાવ્યા પછી શાન્તાએ તેને પૂછ્યું:—“ પુષ્પાવતી અત્રે શા માટે આવ્યાં છે એ આપ હવે જાણી શક્યા ને ? ”

પિશાચઃ—હા, એ વાત તો જાણી; પરંતુ કૃષ્ણલાલ અને તેની માતાને અત્રે શા માટે હાજર કરવામાં આવ્યાં છે એ હું સમજી શકતો નથી.

શાન્તાઃ—એ સંબંધી હું કાંઇ કહીશ નહિ–એ વાત આપ એમને પૂછી જોઇને જ આપના અંતરનું સમાધાન કરી શકશો.

પિશાચઃ—તું એ વાત મ્હને શા માટે નથી કહેતી ?

શાન્તાઃ—એટલા જ માટે કે એમના તરફ અત્રે કોઇ માનની નજરથી જોતું નથી–તિરસ્કાર ભરેલી નજરે જ સર્વ તેમના તરફ જુએ છે.

પિશાચઃ—તેમનાં કાર્યો એવાં છે ત્યાં કોઇ શું કરે ? પ્રથમ તો હું એ સ્ત્રીને ચ્હાતો હતો; પરંતુ જ્યારથી હું એમ સમજી શકયો કે, તેને લીધે જ હું બનાવટી બલભદ્રસિંહ અર્થાત્ વિજય-પાલસિંહનો શિકાર બન્યો હતો તથા એક ભયંકર સંકટમાં સપડાયો હતો ત્યારથી તેના ઉપરથી મ્હારું મન ઉઠી ગયું છે.

શાન્તાઃ—એ શું સંકટ હતું ?

પિશાચ:—એ મ્હારી સ્ત્રી હોવા છતાં બેગમની ગુપ્ત સાહેલીની સાથે ગાઢ સંબંધ રાખે છે. એને લીધે જ મ્હારા હિતાર્થે કાગળોનું પેલું જે બંડલ મ્હેં તૈયાર કર્યું હતું તે ગૂમ થઈ વિજયપાલને મળ્યું તથા તેથી મ્હને ઘણું નુકસાન થયું. એ પ્રકાર મ્હારી નજરે જ મ્હેં જોયેલો હોવાથી એ સંબંધી શંકા રાખવા જેવું કાંઇ છે જ નહિ.

શાન્તા:—ખરું છે. મ્હેં પણ દિલિપસિંહના મુખે એ વાત સાંભળી છે.

પિશાચ:—એથી જ હું એને મારી સ્ત્રી નહિ પણ શત્રુ સમજું છું. વળી એ કમબખ્ત ગૌહર સાથે પણ સ્નેહ સંબંધ રાખે છે. જેવી તે દુષ્ટ છે તેવો જ તેનો પુત્ર કૃષ્ણલાલ પણ દુષ્ટ છે.

શાન્તાએ સ્મિત હાસ્ય કરીને કહ્યું:—" ત્યારે આપ એને માટે એટલા બધા આતુર અને દિલગીર કેમ થયા હતા ? ઉપરોક્ત હકીકત જાણ્યા પછી જ આપે એને બુરખાવાળાઓના સ્થાનમાં જોઇ હતી!"

પિશાચપતિએ ગંભીર ભાવથી કહ્યું:—" મ્હારી એ આતુરતા એના ઉપરના સ્નેહને લીધે નહોતી. એ મ્હને કદાચ કોઈ નવીન સંકટમાં ફસાવવાને ત્યાં આવી હશે એવી શંકાથી જ હું શોકાતુર બની ગયો હતો. વળી એ પ્રસંગે તે મ્હને ગીત સંભળાવી છેતરીને જંગલમાંથી કેદ પકડી પોતાના મકાનમાં લઇ ગઇ હતી. એ બનાવ બન્યા પછી તેના ઉપરનો મ્હારો ક્રોધ ઘણો વધી ગયો છે."

શાન્તા:—સ્વામિન્ ! એ સઘળી હકીકત હું જાણું છું. એ ઇન્દ્રદેવની જ ચાલાકી હતી. તે દિવસે જે ઘોડેસવાર સ્ત્રીને આપ આપની સ્ત્રી સમજ્યા હતા એ પણ ઇન્દ્રદેવનો એક બહુરૂપી હતો. એ વાત ઇન્દ્રદેવે મ્હને કહેલી છે તથા તેઓ હવે આપને પણ કહેશે.

તે દિવસે તિલિસ્મી મ્હેલમાં જે સ્ત્રીને તમે જોઇ હતી તે કૃષ્ણલાલની માતા હતી ખરી; પરંતુ તે ત્યાં એક કેદી તરીકે હતી. કુમારોની ઈચ્છા એવી હતી કે પોતે પ્રકટ થાય તે પૂર્વે કોઇને એ લોકોની ખબર પડે નહિ. એટલા માટે જ સઘળી બાજી રચવામાં આવી હતી. વાહ ! છેવટે આપે મ્હને ભરમાવીને જે કૃષ્ણલાલની વાત મ્હારે આપને કહેવી નહોતી તે ધીમે ધીમે આપે પૂછી લીધી. થયું, હવે વિશેષ કાંઈ હું નહિ કહું. આપ હવે તેના સંબંધી મ્હને કાંઇ પૃછશો નહિ.

પિશાચ:—ના—ના, ત્હેં જ્યારે આટલી હકીકત કહી છે ત્યારે હવે બીજી પણ જે હકીકત હું જાણવા ઈચ્છું છું તે જણાવી મ્હારા અંતરનો સઘળો સંશય દૂર કર. હવે હું એ બદમાશ સ્ત્રીનું મ્હોં સુદ્ધાં જોવાને ઇચ્છતો નથી. ઠીક, એ બદમાશને અત્રે શા માટે લાવવામાં આવી છે તે તું મ્હને કહે ?

શાન્તા:—પેલી કુલટા નાગરને ત્યાંથી એને કેદ કરી લાવવામાં આવી છે. એ વખતે તમારો પુત્ર કૃષ્ણલાલ પણ ત્યાં હતો.

પિશાચ:—તે પાછી નાગરને ઘેર ગઈ હતી કે ? પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય છે એ કહેવત સર્વથા સત્ય છે. કોલસાને સાબુથી ધોવામાં આવે તો પણ તેની કાળાશ જતી નથી.

શાન્તા:—બસ, હવે એના સંબંધી આપ મ્હને કાંઇ પૂછશો નહિ. ઈન્દ્રદેવ જ આપને સઘળી હકીકત જણાવશે.

પિશાચ:—ઠીક, હું તને કાંઈ નહિ પૂછું. હવે હું તને ત્હારી તથા હરનામસિંહજીની જ હકીકત પૂછીશ. આજના દરબારમાં મ્હેં હરનામના હાથમાં એક ન્હાની પેટી જોઇ હતી. એ પેટી કેવી હતી તથા એમાં શું હતું ?

શાન્તાઃ—એમાં દારોગાના હાથે લખાયલા ઘણા પત્રો હોઇ તે જોવાથી આપનો એવો નિશ્ચય થઈ જશે કે, આપ દિલિપસિંહને વિના કારણ આપના દુશ્મન સમજતા હતા. પહેલાં જ્યારે દારોગાએ દિલિપ-સિંહને લાલચ દેખાડીને તે આપને કેદ કરવી દે એમ લખ્યું હતું ત્યારે પ્રથમના બે ચાર પત્રોનો ઉત્તર તો દુષ્ટની બદમાશીના પુરાવાઓ મેળવી લેવાના ઉદ્દેશથી જ દિલિપસિંહે લખ્યા હતા. એથી તેણે પ્રસન્ન થઈને દિલિપસિંહને મ્હોટી મ્હોટી આશાઓ આપી; પરંતુ દારોગાના એવા કેટલાક પત્રો મેળવ્યા પછી એમણે એ પાપાત્માને ચોખ્ખો ઉત્તર આપી દીધો અને તેથી એ દુષ્ટ ઘણો ગભરાયો. કદાચ દિલિપસિંહ પોતાનો શત્રુ બની સઘળો ભેદ ખુલ્લો કરી દેશે એવી શંકાથી તેણે તેમને કોઇ પણ પ્રકારે કેદ કરવાનો નિશ્ચય કર્યો. ત્યાર પછી દિલિપસિંહને મળી આપના આગલા પત્રો દેખાડી આપને એમની વિરુદ્ધ ઉત્તેજિત કરી દીધા, તથા આપની મદદથી જ તેણે તેમને કેદ કર્યા.

પિશાચઃ—ખરું છે, એ વિષયમાં મ્હેં ગંભીર ભૂલ કરી હતી.

શાન્તાઃ—દિલિપસિંહને કેદ કર્યા પછી પણ પેલા પત્રો દારોગો મેળવી શક્યો નહિ; કેમ કે તે દિલિપસિંહની સ્ત્રી પાસે હતા. હવે અમે દારોગાની તપાસ વખતે એ પત્રો રજૂ કરીશું.

પિશાચઃ—અસ્તુ, હવે મ્હારા મનનો સઘળો સંશય દૂર થઇ ગયો છે તથા હું એમ ચોક્કસ સમજું છું કે, હરનામ કોઇ પણ વિષયમાં મારી વિરુદ્ધતા કરશે નહિ.

પતિપત્ની વચ્ચે આવી રીતે વાત ચાલતી હતી એવામાં તેમણે કોઇનાં પગલાંનો અવાજ સાંભળ્યો. પિશાચપતિએ ફરીને જોયું તો કૃષ્ણલાલ તેની નજરે પડયો. તે જ્યારે નજીક આવ્યો ત્યારે પિશાચ-

પતિએ તેને પૂછ્યું:–" કેમ, તને શું જોઈએ છે ?"

કૃષ્ણલાલ:—મ્હારી માતા આપને મળવાને ઇચ્છે છે.

પિશાચ:—ત્યારે તે અહીં કેમ ન આવી ? અત્રે કોઇ બ્હારનું માણસ નહોતું.

કૃષ્ણલાલ:—એ તો તે જાણે.

પિશાચ:—ઠીક જા. તેને અહીં મ્હારી પાસે મોકલ.

કૃષ્ણલાલ:—બહુ સારું.

આમ કહી કૃષ્ણલાલ ચાલ્યો ગયો. પછી શાન્તાએ પિશાચપતિને કહ્યું:—" કદાચ મ્હારી હાજરીમાં આપની સાથે વાત કરવા તે નારાજ હશે કિંવા અહીં નહિ આવવાનું બીજું કાંઇ કારણ હશે. જો રજા હોય તો હું અત્રેથી ચાલી જાઉં. પછી—"

પિશાચ:—ના, એને જે કાંઇ કહેવું હશે તે ત્હારી હાજરીમાં જ કહેશે. તું ચુપચાપ બેસી રહે.

શાન્તા:—મ્હારી હાજરીમાં આપ એનો તિરસ્કાર કરશો એવી આશંકાથી તે કદાચ અત્રે નહિ આવે તો ?

પિશાચ:—એ સંભવિત છે.

પછી સ્વગત કાંઇ વિચાર કરી પિશાચપતિએ શાન્તાને ત્યાંથી જવાની રજા આપી. શાન્તા ત્યાંથી ઉઠી બંગલા તરફ રવાના થઇ. આ સમયે સૂર્યદેવ અસ્તાચળમાં ઉતરી પડયા હતા અને ચોતરફ અંધકારનો ફેલાવો થયો હતો.



## પ્રકરણ ૪ થું.

---

## પિશાચપતિ અને રામેશ્વરી.

ઇન્દ્રદેવનું એ મનોરંજક સ્થાન ઘણું મ્હોટું હતું. આ પ્રસંગે ત્યાં જે માણસો આવેલાં હતાં તેમને કોઇ પણ પ્રકારની અડચણ પડે તેમ નહોતી. વળી એ માણસો માટે સર્વ પ્રકારનો ઉત્તમ બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. સ્ત્રીમંડળ માટે એક ખાસ ઓરડો રોકેલો હતો. વળી કોઇ કોઇની સાથે દુશ્મની ભરેલું વર્તન ન ચલાવી શકે એવો બંદોબસ્ત પણ કરેલો હતો. રાણા દેવીસિંહ, વીરસિંહ અને બન્ને કુમારોના ઓરડા પહેરાની ઉપર કડક વ્યવસ્થાકરેલી હતી. એટલું જ નહિ પણ આપણા બાહોશ અને બહાદુર બહુરૂપીઓ પણ રાત્રિ દિવસ સાવધાન રહેતા હતા. પિશાચપતિ અને તેની પ્રથમ પત્ની શાન્તા એકાન્તમાં બેસી વાતચિત કરતાં હતાં એ પ્રકાર કાંઈ ઇન્દ્રદેવ અને લક્ષ્મણસિંહની નજર બ્હાર નહોતો. તેઓ બન્ને જણા એ સમયે વાતચિત કરતા બગીચામાં ફરતા હતા. એમના બન્નેના દેખતાં કૃષ્ણલાલ પિશાચપતિ પાસે જઇને પાછો ફર્યો. ત્યાર પછી પિશાચપતિની પત્ની શાન્તા પોતાના નિવાસસ્થળે ચાલી ગઇ અને પછી કૃષ્ણલાલની માતા પિશાચપતિ પાસે જતી જોવામાં આવી. એ પ્રકાર જોઇ ઇન્દ્રદેવે લક્ષ્મણસિંહને કહ્યું:—" લક્ષ્મણ-સિંહજી ! જુઓ, પિશાચપતિ પોતાની પહેલી સ્ત્રી સાથે વાતચિત કરી ચુકયો છે. હવે તેણે કૃષ્ણલાલની માતાને પોતાની પાસે બોલાવી છે. શાન્તાદ્વારા કૃષ્ણલાલની માતાનો સઘળો ઇતિહાસ તેના જાણ-

વામાં આવ્યો હશે તેથી તે ક્રોધાંધ બની જઇ એને ઇજા કરે એ બનવા જેવું છે. ”

લક્ષ્મણઃ—ખરું છે. એ સ્ત્રીએ પણ સજા મેળવવા જેવાં જ કામ કર્યાં છે.

ઇન્દ્રદેવઃ—પરંતુ આ વખતે આપણે એનું રક્ષણ કરવું જોઇએ.

લક્ષ્મણઃ—ત્યારે જુઓ, ત્યાં છુપાઇ રહીને તમાશો જુઓ. પ્રસંગ આવ્યે આપ એનું રક્ષણ કરજો. વાહ ! આપ જ અગ્નિ સળગાવો છો અને વળી પાછા એ અગ્નિ બુઝાવાને આપ જ દોડો છો !

ઇન્દ્રદેવઃ—આપ પણ વિનોદ કરો છો કે ? !

લક્ષ્મણઃ—વિનોદ શાનો ? શું આપે જ એને કેદ કરાવી નથી ? વળી શું ઇનામ આપવા માટે એને કેદ કરાવી છે ?

ઇન્દ્રદેવે સ્મિત હાસ્ય કરી કહ્યું:—“ ત્યારે એને બરાબર પ્રસાદી મળે એવો જ આપનો વિચાર છે કે ? ”

લક્ષ્મણઃ—થવું તો એમજ જોઈએ. ઇચ્છા હોય તો તમાશો જોવા જાઓ. વળી જો કહેતા હો તો હું પણ આપની સાથે આવું ?

ઇન્દ્રદેવઃ—ના—ના, એમ ન કરવું જોઈએ. પિશાચપતિ આપનો દોસ્ત છે, અને હવે તો સંબંધી પણ છે. આવા પ્રસંગે આપ એની પાસે જઇ શકો તેમ છો. જાઓ—આપ એને બચાવો. મ્હારી કાંઇ જરૂર પડશે નહિ.

લક્ષ્મણસિંહે હસીને કહ્યું:—“ ત્યારે પિશાચપતિના હાથની એક બે મુક્કીઓ હું ખાઉં એવી આપની ઇચ્છા છે ? ઠીક મહાશય ! આપના કહેવા પ્રમાણે હું જ જાઉં છું. આપની આજ્ઞા મ્હારાથી કેવી રીતે ઉથાપી શકાય ? આજે આપે મ્હને જે વાતો સંભળાવી છે એ માટે મ્હારે આપનો ઉપકાર ભૂલવો જોઇએ નહિ. ”

આમ કહીને લક્ષ્મણસિંહ વૃક્ષો પાછળ છુપાતો છુપાતો પિશાચપતિ તરફ રવાના થયો તથા પિશાચપતિ અને તેની પત્નીની વાત સાંભળી શકાય એવા સ્થળે જઇ એક પાષાણશિલાપર બેસી ગયો.

પિશાચપતિએ તેની પત્નીને ઉદ્દેશીને કહ્યું:—"તું અત્રે આવી એ સારું થયું. ત્હારી મુલાકાત થયેલી હોવાથી મ્હારે હવે લામાધાટી સુધી જવાની તકલીફ નહિ વેઠવી પડે. ઠીક, હવે કહે જોઇએ કે તું ત્હારી સખીને અહીં કેમ નથી લઇ આવી ? એને મળી કાળજાને ઠંડુ કરવાનો મ્હારો વિચાર હતો."

રામેશ્વરી:—આપ એ બિચારીપર શા માટે આક્ષેપ કરો છો ? એણે તમારું શું બગાડ્યું છે ? વળી તેણે અહીં શા માટે આવવું જોઇએ ? તમે વિના કારણ એ બિચારી ભલી સ્ત્રીને ખરાબ કરવા ઇચ્છો છો !

પિશાચપતિએ મહા મુશ્કેલીથી પોતાનો ક્રોધ દબાવીને કહ્યું:—"ત્યારે તું એને ભલી સમજીને જ એને ઘેર ગઇ હોઇશ કેમ ? કદાચ તેની દાસી બનાવાનો ત્હારો વિચાર હશે !"

રામેશ્વરીએ આંખોમાં ભરાઇ આવેલું અશ્રુજળ લુંછતાં કહ્યું:—"હુ તેને ત્યાં ગઇ તેથી શું પાપ થયું ? બદમાશોએ ત્યાં આવી પહોંચીને તેને તથા મ્હને બેઆબરૂ કરી તથા તેઓ અમને અહીં ઘસડી લાવ્યા ! વળી 'એ બેગમની સાહેલી છે.' એવું એના શિરપર જૂઠું કલંક મૂકવામાં આવ્યું છે."

આમ કહી રામેશ્વરી નખરાંથી રૂદન કરવા લાગી. પિશાચપતિએ કહ્યું:—"એની સાથેના ત્હારા સંબંધની વાત પૂર્વે કદાપિ ત્હેં મ્હને કહી હતી કે ? વળી પહેલાં કદાપિ તું મ્હને પૂછીને એને ત્યાં ગઈ હતી કે ?"

રામેશ્વરી:—માત્ર એક વખત જ જવાથી જ્યારે મ્હારી આવી

દુર્દશા થઇ છે ત્યારે પછી વારંવાર ગઇ હોત તો કોણ જાણે શું યે થાત !—

પિશાચઃ—જે માણસો તને અહીં લઇ આવ્યા છે તેઓ બદમાશ છે કે ?

રામેશ્વરીઃ—હાસ્તો. જે વિના કારણ બીજાને દુઃખી કરે તેમને બદમાશ નહિ તો કેવા કહેવા ? તમારી બુદ્ધિ ઉપર તો પત્થર પડયા છે અને તેથી જ જે માણસો હમ્મેશાં તમારી ઇજ્જતની બરબાદી કરે છે તેમને માટે તમે તમારો જીવ આપો છો ! તમને એમની શી ગરજ છે એ હું સમજી શકતી નથી.

પિશાચઃ—બરાબર છે; એ સંબંધી સલાહ લેવા માટે તો મ્હેં તને અત્રે એકાન્તમાં બોલાવી છે. જો ત્હારી સલાહ હશે તો હું જોતજોતાંમાં એ લોકોનો બદલો લઇશ. શું હું કમજોર છું ?

રામેશ્વરીઃ—બદલો જરૂર લેવો જોઇએ. જો તમે તેમ નહિ કરો તો તમારા જેવો કમતાકાત કોઈ નથી એમ જ હું સમજીશ.

આ શબ્દો સાંભળવામાં આવતાં જ પિશાચપતિ ઘણો ક્રોધે ભરાયો; છતાં ફરીથી પણ તેણે પોતાના ક્રોધને શમાવીને કહ્યું:—"ઠીક છે, હું ત્હારા કહેવા પ્રમાણે જ કરીશ; પરંતુ બેગમની ગુપ્ત સાહેલી સાથે ત્હારો શો સંબંધ છે એ મ્હને કહે તો ખરી !"

રામેશ્વરીઃ—એ યવની સાથે મ્હારો શો સંબંધ હોય ? મ્હેં કદાપિ તેનું મ્હોં સુદ્ધાં જોયું નથી.

પિશાચઃ—લોકો તો એમ કહે છે કે, એને ત્યાં પણ તું જતી આવતી હતી. વળી મ્હારા ઘણા ભેદ ત્હેં તેને જણાવી દીધા છે!

રામેશ્વરીઃ—એ સઘળું જૂઠું છે. એ લોકો નિન્દાખોર ધુર્ત્ત અને પાજી છે તેમ જ તમે પણ તદ્દન બેવકૂફ છો.

હવે પિશાચપતિ ગુસ્સાને રોકી શક્યો નહિ. તેણે રામેશ્વરીના ગાલપર એક એવો તમાચો લગાવી દીધો કે જેથી તે ચકરી ખાઇ જમીનદોસ્ત થઇ; પરંતુ તે બૂમ પાડવાનું સાહસ કરી શકી નહિ. થોડા વખત પછી તે ઉઠી બેઠી થઇને પિશાચપતિના મ્હોં તરફ જોઇ રહી. પિશાચપતિએ અત્યંત તિરસ્કાર દર્શાવતાં કહ્યું:—" લુચ્ચી, હરામજાદી, જેમને માટે હું મ્હારો આ જીવ આપવાને તૈયાર છું તથા કોઇ પારકાને મુખે પણ હું જેમની નિન્દા એક ક્ષણ માટે સાંભળી શકું તેમ નથી તેમના સંબંધી તું આમ બોલે છે?! હવે હું તને સ્પષ્ટતાથી કહી દઉં છું કે, જે પત્ર ગોહરને ત્યાં મગાવા માટે મ્હેં નાગર તરફ મોકલ્યો હતો તે પત્ર મ્હને મળી આવ્યો છે. એ પત્ર વાંચીને હું ત્હારી સઘળી લુચ્ચાઈ સમજી શક્યો છું. તું આવી રીતે લુચ્ચાઇથી રૂદન કરી નિર્દોષ ઠરવાનો જે પ્રયત્ન કરે છે તેથી હું ઠગાઉં તેમ નથી. મ્હારા હૃદયમાં હવે ત્હારે માટે લેશ માત્ર પણ પ્રેમ નથી. ત્હારા જેવી એક ખૂબસૂરત દેખાતી ભયંકર ઝેરી નાગણની પાસે બેસવામાં પણ હું નવ્વાણું ટકાનું જોખમ સમજું છું. કેવળ પશુવૃત્તિ કિંવા કામવાસનાને તૃપ્ત કરવા માટે એક સ્ત્રી સાથે લગ્નની વિશુદ્ધ ગ્રંથીથી જોડાયા વિના મોહપાશથી જે સંબંધ કરવામાં આવે છે તથા જે ગુપ્ત સંબંધ લોકોમાં જાહિર થતાં નિન્દાપાત્ર થવાય છે એ સંબંધનું કડવું ફળ કેવું ભયંકર હોય છે તેની કલ્પના અનુભવી સિવાય અન્ય કોઇ કરી શકે તેમ નથી. લગ્નગ્રંથીથી મ્હારી સહધર્મિણી બનેલી સતીનો ત્યાગ કરી હું ત્હારી મોહજાળમાં ફસાયો એ માટે હવે મ્હને ઘણો ખેદ થાય છે. અરેરે! તું એ સતી સાધ્વીના ચરણોમાં બેસવાને પણ યોગ્ય નથી. જે ક્ષયરોગ મ્હને લાગુ પડ્યો હતો તથા ઇશ્વરકૃપાથી પ્રથમાવસ્થામાં જ દૂર થયો હતો તેને જાણી જોઇને મ્હારા હૃદયમાં લાગુ પાડતી વખતે મ્હેં બિલકુલ વિચાર કર્યો નહિ

એ માટે મ્હને ખેદ થાય છે. ત્હારે માટે તથા ત્હારા પુત્ર કૃષ્ણલાલ માટે મ્હને ઘણો તિરસ્કાર ઉપજ્યો છે. જો તમારામાંથી કોઇ પણ મ્હારી પાસે આવશો તો તમારે મ્હારા જોડાનો માર ખાવો પડશે. જો કદાચ મ્હારા જુના વિચારો બદલાઇ ગયા ન હોત તથા પ્રથમની માફક આજે પણ હું પાપને પાપ ન સમજતો હોત તો આજે ત્હારા શરીરની ચામડી ઉતારીને ત્હારા દેહમાં મરચું અને મીઠું છાંટત. હવે હું તને માત્ર એટલું જ કહુ છું કે, તું મ્હારી પાસેથી ઉઠી જા તથા ફરીથી કદાપિ તું મ્હને ત્હારું કાળું મ્હોં બતાવીશ નહિ. જે કુળને તું પહેલાં કલંક લગાવી ચુકી છે એ જ કુળની બદનામીનું કારણ બનીને તું આ દુનિયાની હવા ખા.”

પિશાચપતિનાં આ વાક્યોનો કાંઇ ઉત્તર રામેશ્વરી આપી શકી નહિ. તે પોતાના જુના પત્રની ખરી હકીકત સાંભળી ગભરાઇ ગઇ તથા હવે પોતાના દુર્ભાગ્યનો આરંભ થયો હોય એમ જ તેને લાગ્યું. ધડકતા હૃદયથી અને કંપતા શરીરથી તેણે પિશાચપતિનાં ઉપરોક્ત વાક્યો સાંભળ્યાં તથા છેવટે ઉઠવાનું સાહસ કરીને પણ તે સ્થળેથી ઉઠી ઉભી થઇ શકી નહિ. એને ત્યાં બેસી રહેલી જોઇ પિશાચપતિ ઉઠી ઉભો થયો અને મહાલય તરફ ચાલ્યો ગયો.

પિશાચપતિ થોડે દૂર ગયો હશે એવામાં લક્ષ્મણસિંહ સાથે તેની મુલાકાત થઇ. તેણે તેનો હાથ પકડી લીધો અને કહ્યું:—“પિશાચપતિ! ધન્ય છે! આજે તમે પ્રામાણિક અને બહાદુર માણસના જેવું કામ કર્યું છે. હું છુપાઇ રહીને તમારી સઘળી વાતચિત સાંભળતો હતો. જો તમે કોઇ અનુચિત કાર્ય કરવા તૈયાર થયા હોત તો હું જરૂર તમને રોકત; પરંતુ એવું નહિ બનેલું હોવાથી હું ઘણો ખુશી થયો છું. ઠીક જાઓ, તમે તમારા ઓરડામાં જઇ વિશ્રાંતિ લ્યો; હું ઇન્દ્રદેવની પાસે જાઉં છું.

# પ્રકરણ ૫ મું.

## દેશનિકાલની શિક્ષા.

એક પ્રહર કરતાં વિશેષ રાત્રિ વીતિ ગઇ હતી. એક સુસજ્જિત ઓરડામાં ગોપાલસિંહ અને ઇન્દ્રદેવ બેઠા હતા તથા કૃષ્ણલાલ તેમની સ્હામે હાથ જોડીને બેસી રહ્યો હતો. ગોપાલસિંહે તેને ઉદ્દેશીને કહ્યું:–"ઠીક છે, એ વાતમાં ત્હેં ત્હારા તરફથી થોડું મરચું મીઠું જરૂર ભેળવ્યું હશે; પરંતુ એટલું હોવા છતાં પિશાચપતિને અપરાધી ઠરાવી શકાય તેમ નથી. તેણે ત્હારી માતાને જે કાંઇ કહ્યું છે તે બધું ખરું છે તથા તેના તરફ તેણે ઉચિત વર્તન ચલાવ્યું છે. એ વિષયમાં પિશાચપતિને હું કાંઇ કહી શકું તેમ નથી તથા હવે હું ત્હારી વાતપર પણ વિશ્વાસ મૂકી શકું તેમ નથી. મ્હારા ઉપદેશની ત્હારા મન ઉપર કાંઈ અસર થઇ નથી એ ઘણા અફસોસનો વિષય છે. વળી જો ત્હારાપર એ ઉપદેશની કાંઇ અસર થઇ હોય તો તે ક્ષણિક જ હોવી જોઇએ. જો તું ત્હારી માતાની સાથે નાગરના મકાનમાં કેદ ન પકડાયો હોત તો હું કદાચ ત્હારાથી છેતરાત; પરંતુ હવે હું કોઇ પણ રીતે ત્હારાથી છેતરાઉં તેમ નથી."

કૃષ્ણલાલ:—પરંતુ આપ મ્હારા અપરાધની મ્હને ક્ષમા આપી ચુક્યા છો અને........

આ વખતે ઇન્દ્રદેવે કૃષ્ણલાલને કહ્યું:-"જ્યારે એ ક્ષમા મેળવી તું ખુશી થયો હતો ત્યારે પછી પાછો જુને રસ્તે કેમ ગયો? તું પુનઃ ત્હારી માતાને લઇને નાગરને ત્યાં શા માટે ગયો? તને વાત કરતાં શર્મ નથી આવતી?!"

ગોપાલઃ—આમ છતાં હું જે શબ્દો ઉચ્ચારી ચુક્યો છું તેનો વિચાર કરીશ અને તને કોઇ પણ પ્રકારનું દુઃખ દઇશ નહિ; પરંતુ હવે પિશાચપતિની માફક હું પણ ત્હારું મ્હોં જોવાને ઇચ્છતો નથી. વળી આ વિષય સંબંધી પિશાચપતિને કાંઇ કહેવાની મ્હારી ઇચ્છા પણ નથી. ઇન્દ્રદેવે તને અહીંથી ચાલ્યા જવાની જે છૂટ ઉદારતાથી આપી છે તે બસ છે, નહિ તો ત્હારાં કુકર્મોનો વિચાર ઉપજતાં તને જીવન-પર્યંત કેદમાં રાખવો જ ઉચિત લાગે છે.

કૃષ્ણુલાલઃ—પરંતુ મ્હારી માતા જીવનપર્યંત ખાધા ખોરાકીનું દુઃખ ન અનુભવે એટલી વ્યવસ્થા તો આપ મ્હારા પિતાશ્રી પાસેથી કરાવી આપો.

ઇન્દ્રદેવઃ—બદમાશ! આમ કહેતાં તને સહજ પણ શર્મ નથી આવતી? તું આટલો મ્હોટો થયેલો હોવા છતાં ત્હારી માતાની ખાધા ખોરાકી પૂરી પાડી શકે તેમ નથી કે? તને હવે છેવટ એમ સ્પષ્ટ કહી દેવામાં આવે છે તું કોઇના તરફથી કાંઇ પણ મેળવવાની ખોટી આશા રાખીશ નહિ. તું ત્હારી માતાને સાથે લઇ અહીંથી ચાલ્યો જા. પિશાચપતિએ મ્હને તેમ જ કરવાનું કહેવડાવ્યું છે.

આમ કહીને ઇન્દ્રદેવે તાળી વગાડી. એ તાળીનો અવાજ સાંભળવામાં આવતાં તેનો બહુરૂપી સરયુસિંહ તેની પાસે આવ્યો. ઇન્દ્રદેવે તેને પૂછ્યુંઃ-"પિશાચપતિ ક્યાં છે?"

સરયુસિંહે ઉત્તરમાં કહ્યુંઃ-"પાંચમા નંબરના ઓરડામાં તેઓ લક્ષ્મણસિંહજી સાથે વાર્તાચિત કરતા બેઠા છે. તેઓ બન્ને અત્રે આવ્યા હતા ખરા; પણ અત્રે કૃષ્ણુલાલ બેઠેલો છે એમ જાણી ચાલ્યા ગયા છે."

ઇન્દ્રદેવઃ—ઠીક છે, તું જઇને તેમને અહીં બોલાવી લાવ.

સરયુસિંહઃ—જેવી આજ્ઞા; પરંતુ કૃષ્ણલાલની હાજરીમાં તેઓ અહીં આવે એવી મ્હને આશા નથી.

ઇન્દ્રદેવ:—ઠીક તો હું પોતે જ જાઉં છું.

ગોપાલસિંહે ઇન્દ્રદેવને કહ્યું:—"બરાબર છે. તમે જાઓ એ જ ઠીક છે. લક્ષ્મણસિંહજીને પણ બોલાવતા આવજો."

ઇન્દ્રદેવ ઉઠી ચાલ્યો ગયો તથા થોડા જ વખતમાં પિશાચપતિ અને લક્ષ્મણસિંહને બોલાવી લાવ્યો. ગોપાલસિંહે પિશાચપતિને કહ્યું:—"કેમ, તમે અહીં સુધી આવીને પાછા કેમ ચાલ્યા ગયા હતા?"

પિશાચ:—આપ કોઇ ખાસ વાતમાં ગુંથાયા હશો એમ ધારીને જ અમે ચાલ્યા ગયા હતા.

ગોપાલઃ—ઠીક છે. તમે અહીં બેસીને એક વાતનો ઉત્તર આપો.

પિશાચ:—બોલો.

ગોપાલઃ—રામેશ્વરી અને કૃષ્ણલાલ સંબંધી હવે આપનો શો વિચાર છે?

પિશાચ:—મહારાજે શી આજ્ઞા કરી છે?

ગોપાલ:—એ કાર્ય મહારાજે આપની ઇચ્છાનુસાર કરવાની આજ્ઞા આપી છે.

પિશાચ:—મ્હેં કૃષ્ણલાલની માતાને મ્હારો વિચાર સ્પષ્ટતાથી જણાવી દીધો છે.

ગોપાલઃ—એમના અપરાધની વાત આપે સાંભળી જ હશે?

પિશાચ:—આગલા અપરાધોની વાત હું સાંભળી ચુક્યો છું. નવો અપરાધ કેવળ એટલો જ જાણવામાં આવ્યો છે કે તેઓ બન્ને નાગરને ત્યાં કેદ પકડાયાં છે.

ગોપાલઃ—તે ઉપરાંત બીજો પણ એક અપરાધ છે-

પિશાચઃ—શો ?

ગોપાલઃ—એ જ કે જો તેઓ બન્ને જો ખાલી હાથે ન હોત તો શાન્તાને જરૂર મારી નાખત.

એટલામાં કૃષ્ણલાલ બોલી ઉઠયોઃ-“ ના–ના, આ આપના ગુપ્ત-દૂતોએ અમારા ઉપર તદ્દન અસત્ય આરોપ મૂકયો છે. ”

પિશાચઃ—જો એમ જ હોય તો કૃષ્ણલાલના હાથમાં બેડી કેમ નથી નાખી ?

ઇન્દ્રદેવઃ—અમારી હાજરીમાં કૃષ્ણલાલ કે તેની માતા શાન્તાનું કાંઇ અનિષ્ટ કરી શકે તેમ નથી. તેઓ કેદ પકડાઇને અહીં આવ્યાં ત્યારે થોડા દિવસ સુધી તો તેમની બુદ્ધિ બગડી નહિ; પરંતુ આજે તેમની બુદ્ધિ બગડેલી જોવામાં આવી છે.

પિશાચઃ-હશે, હવે આપ જ એમના માટે જે આજ્ઞા કરવી હોય તે કરો. ઇન્દ્રદેવ ! આપ એમ ન સમજશો કે આમના બન્નેના અત્રે આવવાથી હું દિલગીર થયો છું. તેઓ અત્રે આવ્યાં એ એક રીતે સારું જ થયું છે. એમની લુચ્ચાઇથી હું ઘણો છેતરાયો હતો. એમના અંતરમાં હજી પણ હળાહળ ઝેર ભરેલું છે એમ આજે હું જાણી શકયો છું. આજે એમની લુચ્ચાઇ જાણી હું મ્હારો ભ્રમ સુધારી શકયો છું. મ્હારા માથાપરનો ભાર ઉતરી ગયેલો હોઇ મ્હારું જીવન ઘણી ખુશીમાં હવે પસાર થશે. આપનું કહેવું ખરું પડયું તથા એમનું બન્નેનું અહીં આવવું એ મ્હારી ખુશીનું કારણ બન્યું.

ઇન્દ્રદેવઃ-ઠીક, જો એમને અહીંથી છૂટાં કરવામાં આવશે તો લામાઘાટીમાં આપનો જે ખજાનો છે તેના તરફ તો એમનો જીવ નહિ ખેંચાય ને ?

પિશાચઃ—લામાઘાટીમાં ઘરેણાં સિવાય બીજું કાંઇ નથી. વળી એ ઘરેણાં હું સહેલાઇથી મંગાવી શકું તેમ છું.

ઇન્દ્રદેવઃ—જો માત્ર કૃષ્ણુલાલની માતાનાં ઘરેણાં માટે આપને ચિંતા રહેતી હોય તો મ્હારે કહેવું જોઇએ કે, એ ઘરેણાં મ્હારી પાસે જ છે. નાગરને ત્યાં તે એ ઘરેણાં પહેરીને જ ગઇ હતી.

પિશાચઃ—ત્યારે એ માટે હું નિશ્ચિંત થયો છું. એ ઘરેણાંની મ્હને કાંઇ જરૂર નથી; છતાં એ કુલટા પાસે એક પાઇ સુદ્ધાં રહેવા દેવાની મ્હારી ઇચ્છા નથી. વળી મ્હારી માન્યતાનુસાર એમને છૂટાં કરવાં પણ ઉચિત નથી.

ઇન્દ્રદેવઃ—ઠીક, તમે જેમ કહેશો તેમ કરીશું.

આમ કહીને ઇન્દ્રદેવે પુનઃ સરયુસિંહને પોતાની પાસે બોલાવીને કહ્યું:—"થોડા વખત માટે તું કૃષ્ણુલાલને બ્હાર લઈ જા."

કૃષ્ણુલાલની સાથે સરયુસિંહ એ ઓરડાની બ્હાર ચાલ્યો ગયો. પછી કૃષ્ણુલાલ અને તેની માતા સાથે કેવું વર્તન ચલાવવું તેનો તેઓ સર્વ એ ઓરડામાં બેસી વિચાર કરવા લાગ્યા. ઘણા વખત સુધી વિચાર કર્યા પછી તેમને બન્ને જણાંને દેશનિકાલ કરવાનો નિશ્ચય કર્યો. વળી આ વિષયમાં હવે મહારાજની આજ્ઞા લેવાની જરૂર નહોતી; કેમ કે મહારાજે સઘળી હકીકત સાંભળી પ્રથમથી જ એવી આજ્ઞા કરી હતી કે, પિશાચપતિની ઇચ્છાનુસાર કાર્ય કરવું; અસ્તુ.

કૃષ્ણુલાલને પાછો એ ઓરડામાં બોલાવવામાં આવ્યો અને ત્યાર પછી રામેશ્વરીને પણ ત્યાં બોલાવવામાં આવી. તેઓ બન્ને હાજર થતાં તેમને ઉપરનો નિશ્ચય જણાવી એમ કહેવામાં આવ્યું કે, "જો તમે કદાપિ આ રાજ્યની સરહદમાં પગ મૂકશો તો જીવથી

જશો.” પિશાચપતિ પાસે પુષ્કળ દ્રવ્યસંપત્તિ હોવાથી રામેશ્વરી અને કૃષ્ણલાલને ઘણો ઉડાઉ ખર્ચ કરવાની ટેવ પડી હતી. દેશનિકાલ થઇ દ્રવ્યસંપત્તિના અભાવે પોતાને દુઃખી થવું પડશે એમ વિચારી તેઓ બન્ને રૂદન કરવા લાગ્યાં. ઇન્દ્રદેવે સરયુસિંહ તરફ જોઇને કહ્યું:–“ આ બન્નેને રાજ્યની સરહદમાંથી કાઢી મૂકવા માટે ચાર માણસો તેમની સાથે મોકલ.”

સરયુસિંહ રામેશ્વરી અને કૃષ્ણલાલને સાથે લઇ ત્યાંથી ચલ્યો ગયો. તેમના બ્હાર ગયા પછી પિશાચપતિએ કહ્યું–“ આજે માથેથી ભાર ઉતર્યો અને એ કમબખ્તોની ઉપાધિમાંથી છૂટયો. ઠીક, હવે કહો જોઇએ કે કાલે શું શું થશે ? ”

ગોપાલઃ–મહારાજે તો એવી આજ્ઞા કરી છે કે, કાલે અહીંથી મુકામ ઉપાડી તિલિસ્મીની સફર કરતા કરતા કનકગઢ જઇશું. પુષ્પાવતી, શાન્તા, હરનામસિંહ, ભરતસિંહ, અને દિલીપસિંહ વગેરેને બ્હારના રસ્તેથી કનકગઢ તરફ રવાના કરવામાં આવશે. જો આપણા કોઇ બહુરૂપીની તેમની સાથે જવાની ઇચ્છા હશે તો તે પણ જઇ શકશે.

પિશાચઃ–તિલિસ્મીની મઝા જોવાની મૂકી એમની સાથે જવાની મૂર્ખતા કોણ કરે તેમ છે ?

લક્ષ્મણઃ–ખરું છે. બીજું કોઇ એમની સાથે જાય તેમ નથી.

પિશાચઃ–મ્હેં કૃષ્ણલાલને જ્યારે દરબારમાં જોયો હતો ત્યારે તેના હાથમાં એક ઢાંકેલી તસ્વીર હતી. હમણાં એ તસ્વીર ક્યાં છે તથા તેમાં શો ભેદ છે ?

ઇન્દ્રદેવઃ–એ કાગળ કે જેને તમે તસ્વીર સમજો છો તે હમણાં મ્હારી પાસે છે. હું એ તમને બતાવીશ. ખરી રીતે એ તસ્વીર

નહોતી પરંતુ અરજી હતી. કૃષ્ણલાલ એ અરજી દરબારમાં રજૂ કરવાનો હતો; પરંતુ કાંઈ કારણને લીધે તેણે તેમ કર્યું નથી.

પિશાચઃ—એમાં શું લખેલું હતું ?

ઈન્દ્રદેવઃ—જે લોકો તેને કેદ કરી લાવ્યા હતા તેમની ખોટી નિન્દા સિવાય એમાં બીજું કાંઈ નહોતું. વળી નારંગીની માતા શાન્તા મૃત્યુ પામેલી છે એમ પણ એમાં ભાર દઈને લખેલું હતું અને જે શાન્તા હમણાં અત્રે છે એને વેશધારિણી ઠરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો.

પિશાચઃ—એટલી બધી શયતાની ?! મ્હને લાગી છે કે, એ અરજી મહારાજ સૂધી નહિ ગઈ હોય ?

ઈન્દ્રદેવઃ—શા માટે ન જાય ? મ્હેં જાણી જોઈને એમ થવા દીધું હતું. રાત્રિના સમયે પહેરેગીરદ્વારા ખબર મોકલીને કૃષ્ણલાલ મહારાજ પાસે ગયો તથા તેમની પાસે તેણે એ અરજી મૂકી. એ સમયે મહારાજે મ્હને બોલાવ્યો તથા તેમણે મ્હને એ અરજી વાંચવા માટે આપી. એ અરજીની હકીકત સાંભળી મહારાજે કૃષ્ણલાલને બ્હાર કાઢી મૂકવાનો મ્હને ઇશારો કર્યો. તેમણે શાન્તા અને હરનામસિંહની સઘળી હકીકત સાંભળેલી હોવાથી તેઓ સહેલાઈથી કૃષ્ણલાલની લુચ્ચાઈ સમજી શકયા.

આમ કહી એ અરજી એક કબાટમાંથી બ્હાર કાઢી ઈન્દ્રદેવે પિશાચપતિના હાથમાં આપી. પિશાચપતિએ તે વાંચી જોઈ અને પછી તેમની સર્વની વચ્ચે વાતચિત ચાલી.



# પ્રકરણ ૬ ઠું.

## મહાભારતનાં ચિત્રો.

સ્હવારનો રમણીય સમય સર્વ સ્થળે એક સરખો દેખાતો નથી. ઘરની બારીઓ, બગીચા વગેરે જૂદાં જૂદાં સ્થળોએ તે જૂદા જૂદા ભાવથી જોવામાં આવે છે. આજે ઇન્દ્રદેવના એ મનોહર સ્થળે પ્રભાતનો સમય ઘણો ચિત્તરંજક લાગતો હતો. મહારાજ દેવીસિંહ, કુમારો અને બહુરૂપીઓ આમતેમ ફરી પ્રકૃતિના મનોરમ સૌન્દર્યનું દર્શન કરતા હતા. ઘણા વખત સૂધી ફર્યા પછી સર્વ બાગમાં આવીને બેઠા અને પછી વાતચિત ચાલવા લાગી.

અજીતસિંહે ઇન્દ્રદેવને કહ્યું:-" ભરતસિંહ તથા સ્ત્રીઓને આપે કનકગઢ મોકલી દીધાં ?"

ઇન્દ્રદેવઃ-જી હા. પ્રભાતકાળ થતાં પૂર્વે જ એ લોકોને બ્હારના રસ્તેથી ઘટતા બંદોબસ્ત સાથે મોકલી દીધાં છે.

અજીતસિંહઃ-ત્યારે અમે પણ ભોજન કરી અહીંથી વિદાય થવાની ઇચ્છા રાખીએ છીએ.

ઇન્દ્રદેવઃ-જેવી મરજી.

અજીતઃ-તેજસિંહ અને તારાસિંહ આપની સાથે અહીં આવ્યા હતા તેઓ ક્યાં ચાલ્યા ગયા? તેઓ અત્રે જોવામાં આવતા નથી.

ઇન્દ્રદેવઃ-એમની મદદની મ્હને જરૂર હોવાથી હજી પણ હું એમને મ્હારી સાથે લઇ જવાની આજ્ઞા માગું છું.

અજીતઃ-ત્યારે આપ અમારી સાથે નહિ આવો કે ?

ઈન્દ્રદેવઃ-જી, પેલા બાગ સુધી તો હું જરૂર આપની સર્વેની સાથે આવીશ. ત્યાર પછી હું અલગ થઇ જઇશ; કેમ કે હું આપને તિલિસ્મીના કેટલાક તમાશાઓ બતાવવાને ઇચ્છું છું તેમ જ જે વસ્તુઓ તિલિસ્મીમાંથી કનકગઢ પહોંચાડવાની મ્હને આજ્ઞા કરવામાં આવી છે તે પણ પહોંચાડી દેનાર છું.

અજીતઃ-ના-ના, છુપી રીતે અમે તિલિસ્મીના તમાશાઓ જોવાને ઇચ્છતા નથી. અમારી સાથે રહીને જે કાંઇ બતાવી શકાય તેમ હોય તે આપ બતાવજો. વળી તિલિસ્મીની વસ્તુઓ કદાચ બે દિવસ પછી કનકગઢ પહોંચાડશો તો પણ કાંઇ અડચણ નથી.

ઇન્દ્રદેવઃ-જેવી આજ્ઞા.

આમ કહીને ઇન્દ્રદેવ થોડા વખત માટે કોઇ સ્થળે ચાલ્યો ગયો તથા તેજસિંહ અને તારાસિંહને પોતાની સાથે લઇ આવીને તેણે કહ્યું:-" ભોજન તૈયાર છે. "

સર્વે ત્યાંથી ઉઠયા. ભોજન વગેરે કરી રહ્યા પછી તેઓ સર્વે તિલિસ્મી તરફ રવાના થયા. જેવી રીતે ઇન્દ્રદેવ એ લોકોને પોતાના સ્થાનમાં લઇ આવ્યો હતો તેવી જ રીતે તે પાછો તેમને પેલા બાગમાં લઈ ગયો.

બાગમાં પેલી બારાદરીમાં પહેલા દિવસે તેઓ સૂતા હતા ત્યાં ગયા ત્યારે એક પ્રહર દિવસ બાકી હતો. વખતનો વિચાર કરી અજીતસિંહે ઇન્દ્રદેવને પૂછ્યું:-" હવે શું કરીશું ? "

ઇન્દ્રદેવઃ-જો મહારાજશ્રી આજની રાત અહીં રહેવાનું પસંદ કરે તો હું સર્વને એક બીજા બાગમાં લઇ જઇ કેટલાક અદ્ભુત તમાશાઓ બતાવું !

અજીતઃ–ભલે ચાલો. અમે તમારી સાથે આવવા તૈયાર છીએ.

ઇન્દ્રદેવે એ બારાદરીની કેટલીક આલમારીઓમાંની એક આલમારી ઉઘાડી તથા તેની અંદર જઇને સર્વેને તેણે પોતાની પાછળ આવવાનો ઇશારો કર્યો. એ એક ગલીના જેવો રસ્તો હતો. થોડે દૂર ગયા પછી ઇન્દ્રદેવે બીજું દ્વાર ઉઘાડયું. સર્વે એ દ્વારની પેલી બાજૂ ગયા તો ત્યાં એક ન્હાનો બાગ આવેલો નજરે પડયો. એ બાગ વિચિત્ર પ્રકારનો હતો. એમાં જંગલી વનસ્પતિ ઉગેલી હોઇ એક પાણીનો ઝરો પણ વહેતો હતો. કેવળ ચોતરફની દિવાલ સિવાય એમાં એક પણ ઇમારત આવેલી નહોતી. બાગના મધ્ય ભાગમાં એક ચબુતરો હતો તથા તેના ઉપર બાર થાંભલા હોઇ તે પર છત બાંધી લીધેલી હતી. ચબુતરાપર ચઢવા માટે ચોતરફ સુન્દર સીડીઓ આવેલી હતી.

એ ચબુતરાની બનાવટ અદ્‌ભુત હતી. તે લગભગ ચાળીસ હાથ પહોળો અને તેટલો જ લાંબો હતો. તેની જમીનમાં જાળીની માફક લોખંડની ઝીણી નળીઓ બેસાડેલી હતી તથા મધ્યભાગમાં સહેલાઇથી માણસ બેસી શકે એટલો કાળો ચોરસ પત્થર જડેલો હતો. એ સિવાય ચબુતરામાં બીજું કાંઇ આશ્ચર્ય ઉપજાવે એવું નહોતું. થોડા સમય સુધી સર્વ એ ચબુતરાની બનાવટ જોઇ રહ્યા. ત્યાર પછી ઇન્દ્રદેવે રાણા દેવીસિંહને કહ્યું:–“ તિલિસ્મી બંધાવનારાઓએ આ બાગ માત્ર આપના જેવાઓ માટે જ બનાવ્યો છે. હું આપની સાથે રહીને અત્રેના તમાશા બતાવી શકું તેમ નથી તેથી બે ત્રણ પ્રહર માટે મ્હને જવાની રજા મળે તો—”

ઇન્દ્રદેવનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ મહારાજે તેને જવાની રજા આપી. ઇન્દ્રદેવ સર્વના દેખતાં ચબુતરાપરના પેલા કાળા ચોરસ

પત્થરપર ઉભો રહ્યો. તે સાથે જ એ પત્થર સહજ હાલીને ઇન્દ્રદેવ સહ જમીનની અંદર ઉતરી પડ્યો. થોડા વખત પછી પાછો એ પત્થર ઉપર આવી યથાસ્થિત ગોઠવાઇ ગયો; પરંતુ આ વખતે તેના ઉપર ઇન્દ્રદેવ નહોતો.

ઇન્દ્રદેવથી જૂદા પડયા પછી થોડા વખત સુધી સર્વે એ ચબુતરાપર ઉભા રહ્યા. એ ચબુતરો ધીમે ધીમે ગરમ થવા લાગ્યો તથા તે છેવટે એટલો બધો તપી ગયો કે સર્વેને નીચે ઉતરવું પડ્યું. પછી સર્વ એ બાગમાં ફરવા લાગ્યા. એક કલાક જેટલો દિવસ બાકી રહ્યો હતો. બાગની ચોતરફની દિવાલ કેવી છે એ જોવાની ઇચ્છાથી સર્વ ફરતા ફરતા પુર્વ તરફ જઇ એ બાજૂની દિવાલને ઘણા ધ્યાનથી જોવા લાગ્યા; પરંતુ એમાં નવાઇ ઉપજે એવું કાંઇ જોવામાં આવ્યું નહિ. ત્યાર પછી તેમણે ઉત્તર તથા પશ્ચિમ તરફ આવેલી દિવાલ જોઈ. આવી રીતે ફરતા ફરતા તેઓ દક્ષિણ તરફ આવેલી દિવાલ પાસે ગયા. એ દિવાલની રચના આશ્ચર્ય ઉપજાવે એવી હોવાથી તેઓ તેને વિશેષ ધ્યાનથી જોવા લાગ્યા. એ દિવાલ કાચની બનેલી હોય એમ લાગતું હતું તથા તેમાં મહાભારત સાથે સંબંધ ધરાવતાં ચિત્રો ચિતરવામાં આવેલાં હતાં. સર્વે ઘણા વખત સુધી એ ચિત્રો જોતા ત્યાં ઉભા રહ્યા. દિવાલપર હાથ ફેરવતાં એ ચિત્રો અંદરના ભાગમાં છે એવું જાણવામાં આવ્યું તથા એ ચિત્રો પણ હરતાં ફરતાં હશે એમ તેમને લાગ્યું.

એ ચિત્રોનું દર્શન કરતાં મહાભારતના પાંડવ કૌરવોના ભયંકર યુદ્ધનું સ્મરણ સ્વાભાવિક રીતે જ થતું હતું. કૌરવ અને પાંડવોનું સૈન્ય, બળવાન્ સેનાપતિઓ, રથ, હાથી, ઘોડા વગેરેનો એ ચિત્રોમાં સમાવેશ થયેલો હોઇ એ સઘળું જીવતું જાગતું હોય એવો અલ્પ કાળને

માટે ભાસ થતો હતો. સૂર્યાસ્ત થતાં સુધી સર્વેએ તન્મયચિત્તે એ ચિત્રાનું દર્શન કર્યું. પછી રાત્રિ થતાં એ દિવાલ પ્રકાશવા લાગી તથા ચિત્રામાં પણ ગતિ આવવા લાગી. હવે સવને એમ લાગ્યું કે, મહાભારતના યુદ્ધનો આરંભ થશે; પરંતુ અલ્પકાળમાં જ એમની આ માન્યતા ખોટી ઠરી. જોતજોતાંમાં એ ચિત્રો સર્વની અજાયબી વચ્ચે ક્રમાન્વયે અદૃશ્ય થઇ ગયાં અને દિવાલ સર્વથા સ્વચ્છ દેખાવા લાગી. ત્યાર પછી દિવાલનો પ્રકાશ પણ દૂર થયો અને ત્યાં રાત્રિનો અંધકાર ફેલાઈ ગયો.

થોડા સમય પછી બાગના મધ્યભાગમાં આવેલા પેલા ચબુતરા તરફથી પ્રકાશ જોવામાં આવતાં સર્વ તે તરફ ગયા. ત્યાં જતાં સર્વને માલૂમ પડયું કે, ચબુતરાની છતમાં થોડા થોડા અંતરે બેસાડેલા બારેક પત્થરોમાંથી તેજોમય પ્રકાશ નીકળતો હતો. એ પ્રકાશ કેવળ ચબુતરાપર જ નહિ પરંતુ બાગમાં સુદ્ધાં પડતો હતો. વળી એ ચબુતરાપર સેંકડો પુતળાં ફરતાં તેમના જોવામાં આવ્યાં. પેલી દિવાલમાં જે ચિત્રા તેમણે જોયાં હતાં તે જ આ હતાં. હમણાં ચબુતરાપર જે ચિત્રો હતાં તે અર્જુનના પુત્ર અભિમન્યુની કૌરવો સાથેની લઢાઈ સંબંધીનાં હતાં. કૌરવોએ રચેલા વ્યૂહચક્રમાં ફસાઇને વીર બાળક અભિમન્યુએ જે વીરતા દર્શાવી હતી તથા દુશ્મનોના કપટને લીધે તે માર્યો ગયો હતો એ દેખાવ જોઇને સર્વને અતિશય આનન્દ થયો. યુદ્ધના એ અભિનયમાં રાત્રિ વીતિ ગઈ. પ્રભાતકાળ થતાં પૂર્વે જ એ સઘળાં પુતળાં અદૃશ્ય થઇ ગયાં. પછી જ્યારે પ્રભાતના પ્રકાશનો એ સ્થળે વિસ્તાર થયો ત્યારે સર્વેએ એકલા ઇન્દ્રદેવને જ ચબુતરાપર ઉભો રહેલો જોયો. ચબુતરાપરથી નીચે ઉતરી મહારાજ દેવીસિંહને નમન કરી ઇન્દ્રદેવે કહ્યું:-" રાત્રિનો તમાશો જોઇ મહારાજશ્રી આનન્દિત

થયા હશે એમ હું ધારું છું.”

મહારાજઃ—બેશક. એ સિવાય બીજો કોઈ તમાશો અત્રે જોઇ શકાય તેમ છે કે?

ઇન્દ્રદેવઃ—હા જી, મહાભારતના સઘળા દેખાવ અત્રે જોઇ શકાય તેમ છે; પરંતુ એ બધા દેખાવો જોવામાં ઘણા મહિના વીતિ જાય તેમ છે. વળી એ દેખાવો યથાક્રમે તેમ જ વચ્ચેથી પણ જોઇ શકાય એવી યુક્તિ તેના બનાવનારે અજમાવેલી છે.

મહારાજઃ—એ દેખાવો જોવાની ઇચ્છા તો જો કે ઘણી છે; પરંતુ હમણાં અમે વિશેષ દિવસ સુધી અત્રે રોકાઇ શકીએ તેમ નથી. યથાવકાશે એ દેખાવો અમે અવશ્ય જોઇશું. એ તમાશાઓની યોજના કેવી રીતે કરવામાં આવી છે એટલું જ તમે હમણાં જણાવો. વળી અમારી પાસેથી ચાલ્યા ગયા પછી તમે શું કર્યું છે એ જાણુવાની પણ અમારી ઇચ્છા છે.

એ તમાશાઓનો સઘળો ભેદ ઇન્દ્રદેવે સર્વને સમજાવ્યો અને વિશેષમાં કહ્યું:—“આવા આવા અનેક તમાશાઓનું અત્રે આપ દર્શન કરી એ કાર્યમાં વર્ષોનાં વર્ષો વીતાડી શકો તેમ છો. વળી અહીંની દોલતને છૂટે હાથે ખરચવામાં આવે તો પણ તે ખૂટે તેમ નથી. અહીં પુષ્કળ સોનું, ચાંદી અને જવાહિર છે. વળી જે દોલત અત્રે છે તેને અહીં જ રાખી શકાય તેમ છે. આ બગીચાની પાસે પાસે જ બીજા પણ ચાર બાગ આવેલા છે, હું ધારું છું કે, એ બાગોમાં ફરી સઘળા તમાશાઓ જોવાનો અવકાશ હમણાં આપને નહિ હોય?

મહારાજઃ—એમ જ છે. હમણાં એ તમાશાઓ જોવામાં અમે અમારો વખત વીતાડી શકીએ તેમ નથી. સર્વથી પ્રથમ લગ્નક્રિયા સંપન્ન કરી નાખવાનો અમારો વિચાર છે. ત્યાર પછી એક વખત

અત્રે આવો સર્વ તમાશાઓ જોઇશું.

થોડા સમય સુધી આવા પ્રકારની વાતચિત ચાલી. ત્યાર પછી ઇન્દ્રદેવ સર્વને પાછો પેલા બાગમાં લઇ ગયો કે જેનું વર્ણન અમે કરી ચુક્યા છીએ. એ બાગમાં પહેલાં જે બારાદરીમાં બેસીને સર્વેએ ભોજન કર્યું હતું એ જ બારાદરીમાં આજે બેસીને ભોજન કરવાનો પ્રસંગ તેમને પ્રાપ્ત થયો. બહુરૂપીઓ ભોજનની વસ્તુઓ પોતાની સાથે લઇ આવ્યા હતા તેમ જ ત્યાં પાણીની પણ ખોટ નહોતી. સ્નાન, સંધ્યોપાસન અને ભોજન વગેરેથી નિવૃત્ત થઇ સર્વ એ બારાદરીમાં જ સુઇ રહ્યા.

એક પ્રહર દિવસ બાકી રહ્યો ત્યારે સર્વ ઉઠયા તથા ઝરાના જળથી હાથ મ્હોં ધોઇ એ સ્થળેથી આગળ વધવાને તૈયાર થયા. અમે લખી ચુક્યા છીએ કે એ સ્થળની ત્રણ બાજૂની દિવાલમાં કેટલીક આલમારીઓ આવેલી હતી. યુવરાજ ઇન્દ્રજીતે એ આલમારીઓમાંની એક ઉઘાડી મહારાજ તરફ જોઇને કહ્યું:—"કનકગઢના તિલિસ્મીમાં જવાનો આ રસ્તો છે તથા અમે બન્ને ભાઇ આ રસ્તેથી જ ત્યાં સુધી ગયા હતા.

આ રસ્તો અંધકારમય હોવાથી તિલિસ્મી ખંજરનો પ્રકાશ કરી ઇન્દ્રજીત સર્વની આગળ ચાલવા લાગ્યો. તેની પાછળ પાછળ મહારાજ દેવીસિંહ, વીરસિંહ, ગોપાલસિંહ, ઇન્દ્રદેવ અને બહુરૂપીઓ વગેરે ચાલવા લાગ્યા. સર્વેની પાછળ કુમાર આનન્દસિંહ તિલિસ્મી ખંજરનો પ્રકાશ કરી ચાલતો હતો, કેમ કે એ સુરંગ સાંકડી હોવાથી કેવળ આગળના પ્રકાશથી અંધકાર સર્વાંશે દૂર થાય તેમ નહોતો.

એ લોકો સુરંગમાં કેટલા કલાક સુધી ચાલ્યા, સંધ્યા કયારે વીતિ ગઇ અને રાત્રિનો કેટલો વખત પસાર થઇ ગયો છે તે કોઇથી

સમજી શકાતું નહોતું. તેઓ સર્વે સુરંગના બીજી તરફના દ્વારને ઉઘાડી તેમાંથી બ્હાર નીકળ્યા અને એક લાંબી તથા પહોળી ઓરડીમાં ઉપસ્થિત થયા. એ ઓરડીમાં સુરંગના એ દ્વાર સિવાય બીજાં પણ ત્રણ દ્વાર હતાં. એ દ્વારો તરફ ઇશારો કરીને ઇન્દ્રજીતે કહ્યું:– " આપણે હવે ચબુતરાવાળા તિલિસ્મીની નીચે આવી પહોંચ્યા છીએ. આ સ્થળે એક બીજી સાથે મળેલી સેંકડો ઓરડીઓ હોઇ તે ભૂલભુલામણીની માફક ચક્કર ખવડાવે છે. એમાં ફસાયલા અજાણ્યા માણસથી સત્વર બ્હાર નીકળી શકાતું નથી. અમે બન્ને ભાઇ જ્યારે પહેલ વહેલા અત્રે આવ્યા હતા. ત્યારે સઘળી ઓરડીઓનાં દ્વાર બંધ હતાં. તિલિસ્મી ગ્રંથની સહાયતાથી અમે એ દ્વાર ઉઘાડી શકયા હતા. આપ જ્યારે તિલિસ્મી પુસ્તક વાંચી જોશો ત્યારે એ સંબંધીનો સઘળો ભેદ જાણી શકશો. એ ઓરડીઓનાં દ્વાર ઉઘાડતાં અમને ઘણા દિવસ લાગ્યા હતા તથા મહેનત પણ ઘણી કરવી પડી હતી. "

ઇન્દ્રદેવ:–ખરું છે. અત્રે બીજો પણ એક રસ્તો હોઇ તે તિલિસ્મી તોડનાર માટે નહિ પરંતુ તિલિસ્મીના દારોગા માટે છે. એ રસ્તાથી હું સારી રીતે પરિચિત છું.

આ વખતે ગોપાલસિંહે ઇન્દ્રદેવ તરફ ઈશારો કરીને કહ્યું:– " ઇન્દ્રદેવના કહેવાથી હું પણ એ રસ્તાની સઘળી હકીકત જાણી શકયો છું. પહેલાં એ સંબંધી હું કાંઇ જાણતો નહોતો તથા ઇન્દ્રદેવ આ તિલિસ્મીના દારોગા છે એ ખબર પણ મ્હને નહોતી. ત્યાર પછી ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહે સર્વેને પેલું ભોંયરું, ઓરડીઓ, ઓરડાઓ વગેરેમાં ફેરવ્યા તથા તેમાંની અઢળક સંપત્તિ બતાવી."

ફરતા ફરતા સર્વે જે ઓરડી પેલા ચબુતરાની નીચે આવેલી હતી તેમાં જઇ પહોંચ્યા. વાસ્તવિક રીતે એ ઓરડી કળકમાનોની

યાંત્રિક વસ્તુઓથી પરિપૂર્ણ હતી. જમીનથી છત સુધી ઘણા તાર લાગેલા હતા. દિવાલ સાથે ઉપર ચઢવાનાં પગથીઆં આવેલાં હતાં.

તિલિસ્મી તુટતાં પહેલાં એ કળ કમાનોની યોજના કેવી હતી તથા તેને કેવી રીતે તોડવામાં આવી હતી એ બન્ને કુમારોએ મહારાજને સમજાવ્યું. પછી ઇન્દ્રજીતે પેલાં પગથીઆં તરફ ઇશારો કરીને કહ્યું:—"હજી પણ આ પગથીઆંનું તિલિસ્મી કાયમ છે. એના ઉપર કોઇથી પગ મૂકી શકાય તેમ નથી જ."

વીરસિંહ:—એ ખરું છે; પરંતુ જે તિલિસ્મીમાંથી આપણે હમણાં અત્રે આવ્યા છીએ તથા જ્યાં આપણે પેલાં મહાભારતનાં ચિત્રો જોયાં છે તે જ સર્વોત્તમ તિલિસ્મીનું ખરું મૂળ છે.

દેવીસિંહ:—એમાં શંકા જેવું શું છે ? કનકગઢ, જમાનીઆ અને શ્યામગઢનાં તિલિસ્મી એની નકલ છે. એ બાગમાંના ચિત્રોના ચમત્કારવાળા તિલિસ્મીમાં રહેનાર સર્વે પ્રકારનું સુખ તથા આનન્દ અનુભવી શકે તેમ છે.

અજીતસિંહ:—હજી આપણે ત્યાંના સઘળા ચમત્કાર જોઇશું ત્યારે જ એ તિલિસ્મીની યથાર્થ કલ્પના કરી શકીશું.

ઇન્દ્રજીત:—કાંઈ બે ચાર દિવસમાં ત્યાંના સઘળા ચમત્કાર જોઇ શકાય તેમ નથી. આપે જે કાંઇ જોયું છે તે રૂપિયાના એક આની ભાગ જેટલું પણ નથી. મ્હારે પણ હજી ત્યાંના કેટલાક ચમત્કાર જોવાના બાકી રહ્યા છે.

દેવીસિંહ—હમણાં તો ઉતાવળને લીધે આપણે થોડું જોયું છે; પરંતુ કામથી પરવારીને ફરી પાછા આપણે ત્યાં જઈશું તથા એ જગ્યાએથી શ્યામગઢના ભોંયરામાં પણ જઈશું. ઠીક, હવે આપણે અહીંથી બ્હાર નીકળવું જોઇએ.

સર્વથી આગળ ઇન્દ્રજીત રવાના થયો. પાંચ સાત પગથીઆં ચઢયા પછી એક ન્હાનું લોખંડનું દ્વાર આવ્યું. એ દ્વારને ઇન્દ્રજીતે પેલી હીરાવાળી તિલિસ્મી કુંચીથી ઉઘાડયું. એ રસ્તેથી સર્વ તિલિસ્મી ચબુતરામાં થઇને બ્હાર નીકળ્યા. એ વખતે ઘણી થોડી રાત બાકી હતી.

## પ્રકરણ ૭ મું.

### વિચિત્ર વિનોદ માટે અનુમતિ.

સર્વ તિલિસ્મીમાં ફરી આવીને પોતપોતાના કામમાં ગુંથાયા. કેદીઓની તપાસ ચલાવવાનું થોડા દિવસ માટે મુલતવી રાખી સર્વેએ રાજકુમાર ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહના લગ્ન તરફ ધ્યાન આપ્યું તથા એ સંબંધીની સઘળી વ્યવસ્થા ઝડપથી થવા લાગી. મહારાજ દેવીસિંહે જૂદા જૂદા માણસોને જૂદા જૂદા કામની સોંપણી કરી. સઘળા કેદીઓને કનકગઢ મોકલવાની તેમણે આજ્ઞા કરી તથા તેમણે પોતે પણ બે ત્રણ દિવસમાં કનકગઢ જવાનો અને ત્યાંથી જાન લઇ અત્રે આવવાનો નિશ્ચય કર્યો.

ભરતસિંહ અને દિલિપસિંહના મુકામની વ્યવસ્થા બલભદ્રસિંહના મુકામ પાસે જ થઇ તથા બીજા મહેમાનોની સાથે તેમની ખાતર બરદાસ રાખવાનું કામ પણ પિશાચપતિને સોંપવામાં આવ્યું. કયું કામ કોને સોંપવામાં આવ્યું એ સંક્ષેપમાં અત્રે લખવું અમે પ્રસંગોચિત ધારીએ છીએ.

(૧) એ તિલિસ્મી ઇમારતમાં જે મહેમાનોએ મુકામ કર્યો હતો તેમને કોઇ પણ પ્રકારના કષ્ટનો અનુભવ ન થાય તથા તેમને જોઇતી વસ્તુઓ મળવામાં સહજ પણ વિલંબ ન થાય એ સંબંધી તપાસ રાખવાનું કામ પિશાચપતિને સોંપવામાં આવ્યું.

(૨) મોદી, વાણીઆ અને કંદોઇ તેમ જ કોઈ પણ વ્યક્તિ કોઇ પણ વસ્તુની કિમ્મત લે નહિ એ સંબંધીની દેખરેખ રાખવાનું કામ અઘોરનાથને સોંપવામાં આવ્યું.

(૩) રસદ વગેરેના કામમાં કોઈ પણ પ્રકારની અપ્રામાણિકતા અને ચોરી થાય નહિ એ વિષયની સંભાળ રાખવાનું કામ કપટશંકરને સોંપવામાં આવ્યું.

(૪) કનકગઢ સિવાયના બ્હારથી આવેલા પંડિતોની આગતા–સ્વાગતા કરવાનું તથા તેમના પૂજા પાઠના સરસામાનની ગોઠવણ કરવાનું કામ જગન્નાથ જ્યોતિષીને સોંપવામાં આવ્યું.

(૫) એ તિલિસ્મી ઇમારતથી કનકગઢ સૂધીની સડકને સુસજ્જિત કરવાનું કામ ભૈરવનાથ અને બદ્રિનાથને સોંપવામાં આવ્યું.

(૬) જાન તથા લગ્ન સંબંધીની મિજલસને સર્વાંગસુન્દર બનાવવાનું કામ જ્યોતિસિંહને સ્વાધીન કરવામાં આવ્યું.

(૭) દારૂખાનાના અને બીજા આશ્ચર્યજનક તમાશાઓની યોજના કરવાનું તથા જે આશ્ચર્યજનક ઇમારતમાં યુવરાજ ઇન્દ્રજીતસિંહ વગેરે હસતા હસતા કૂદી પડયા હતા એવી ઇમારત તૈયાર કરવાનું કામ ઇન્દ્રદેવને સોંપવામા આવ્યું.

(૮) રાણા રણધીરસિંહના તંબૂઓનું રક્ષણ કરવાનું તથા માયાસુંદરી, બંસરીબાલા વગેરેની સંભાળ રાખવાનું કામ લક્ષ્મણસિંહને સોંપવામાં આવ્યું.

(૯) લગ્નક્રિયાનું ખરચ કરવા માટેની રોકડ સિલ્લક રાણા ગોપાલસિંહને સોંપવામાં આવી.

(૧૦) યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને કુમાર આનન્દસિંહની સાથે રહી તેમનાં લગ્નને લગતા રીતરીવાજો યોગ્ય રીતે થઇ શકે એવો બંદોબસ્ત રાખવાનું કામ તેજસિંહ અને તારાસિંહને સોંપવામાં આવ્યું.

પ્રત્યેકના કામ પર દેખરેખ રાખવાનું અજીતસિંહે પોતાને માથે લીધું તથા હરનામસિંહને પણ પોતાની પાસે રાખ્યો. કેદીઓને સઘળી લગ્નક્રિયા બતાવવાનું કામ હરનામસિંહનું હતું. વળી પ્રત્યેકને તેમના હાથ નીચે થોડા થોડા માણસો સોંપેલા હતા. સર્વ પોતપોતાનું કામ ઘણી સંભાળથી બજાવતા હતા. હવે અમે યુવરાજ ઇન્દ્રજીતસિંહ સંબંધી થોડી હકીકત લખીશું; કેમ કે જ્યારથી તેણે એમ સાંભળ્યું હતું કે પદ્માવતીનું લગ્ન બીજા કોઇ સાથે થઇ ગયું છે ત્યારથી તે ઘણો વ્યાકુળ બની ગયો હતો.

રાત્રિ એક પ્રહર કરતાં વિશેષ વીતિ ગઇ હતી. યુવરાજ ઇન્દ્રજીતસિંહ પોતાના ઓરડામાં બેસી તેજસિંહની સાથે ધીમે ધીમે વાત કરતો હતો. એ ઓરડામાં તેમના બન્નેના સિવાય ત્રીજું કોઇ નહોતું તથા ઓરડાનું બારણું પણ વાસેલું હતું. તેજસિંહે કહ્યું:–"આપની ઉદાસીનું શું કારણ છે એ આપ સ્પષ્ટતાથી કહેતા કેમ નથી? જે કામ પાર પાડવા માટે આપે વર્ષોનાં વર્ષો સુધી અનેક અડચણો વેઠી છે, જે કાર્ય પાર પાડવા માટે આપે જીવને હથેળીમાં રાખી શત્રુઓ સાથે ભયંકર યુદ્ધ કર્યાં છે એ કાર્ય પાર પડેલું હોવાથી આપને અત્યંત પ્રસન્ન થવું જોઇએ. જેમનું મિલન થતાં આપ સ્વર્ગસુખ અનુભવી શકો તેમ છો તેમના ચિરમિલન પ્રસંગે આપને અપાર આનન્દ થવો

જોઇએ. માયાસુંદરી સાથે આપનું શુભ લગ્ન થવાનું હોઈ એ સંબંધીની સઘળી તૈયારી આપ આપની નજરે જુઓ છો. આવી સ્થિતિમાં આપનું ચિત્ત વ્યાકુળ અને મુખ ઉદાસ શા કારણથી છે એ સમજી શકાતું નથી!"

ઇન્દ્રજીતઃ-આ મ્હારે માટે ઘણો ખુશીનો પ્રસંગ છે એ ખરું છે; પરંતુ પદ્માવતીને લીધે જ હું દિલગીર છું. એના સંબંધમાં જે કાંઇ બન્યું છે તે હું સહન કરી શકું તેમ નથી.

તેજસિંહે આશ્ચર્યદર્શક ભાવથી કહ્યું:-"આપ આ શું બોલો છો? પદ્માવતીને લીધે આપને દિલગીર થવાનું શું કારણ મળ્યું છે? જેમના ઉપકારોથી આપ દબાયલા છો એ પદ્માવતી તરફ આપ શા માટે વિરક્ત થયા છો?"

ઇન્દ્રજીત-એમના આભારના ભારમાંથી હું મુક્ત થઇ શકું તેમ નથી એ વાતનો તો હું પણ સ્વીકાર કરું છું. વળી હજી સુધી તેઓ મ્હારું ભલું ઇચ્છે છે એ હું જાણું છું; પરંતુ પહેલાં હું તેમને જેવી પ્રેમપૂર્ણ નજરથી જોઇ શકતો હતો તેમ હવે જોઇ શકું તેમ નથી એ માટે હું દિલગીર છું.

તેજસિંહ-હવે તેઓ પોતાને સાસરે જશે અને તેથી તેમને આપના ઉપર ઉપકાર કરવાનો પ્રસંગ પ્રાપ્ત નહિ થાય એમ વિચારીને જ આપ દિલગીર થયા હો એમ લાગે છે.

ઇન્દ્રજીતઃ-કાંઇક અંશે એમજ છે.

તેજસિંહઃ-પરંતુ હવે આપને એમની મદદની જરૂર રહી નથી. માત્ર એટલું જ ખરું કે હવે આપ એમના તિલિસ્મી મકાનને કબજે નહિ કરી શકો.

ઇન્દ્રજીતઃ-ના-ના, એ મકાનની મ્હને કાંઈ જરૂર નથી. મ્હારી દિલગીરીનું એ કારણ નથી.

તેજસિંહઃ-ત્યારે તેમણે પોતાના લગ્નમાં નિમંત્રણ નહિ કરેલું હોવાથી આપને દિલગીર થવાનું કારણ મળ્યું હશે; પરંતુ આપ જ વિચારી જુઓ કે, એક હિન્દુ કન્યા લોકલજ્જાનો ત્યાગ કરી એવું નિમંત્રણ કેવી રીતે કરી શકે ? જો આપને એ સંબંધી કાંઇ ઠપકો આપવો હોય તો રાણા ગોપાલસિંહને જ આપજો; કેમ કે તેઓ જ એ કાર્યમાં કરતા કારવતા હતા.

ઇન્દ્રજીતઃ-હું તેમને ઘણો ઠપકો આપવાને ઇચ્છું છું; પરંતુ લજ્જાને લીધે કાંઇ કહેવાતું નથી.

તેજસિંહઃ-એમાં લજ્જા રાખવાની શી જરૂર છે ? આપની પોતાની જ પદ્માવતી સાથે લગ્ન કરવાની ઇચ્છા હતી એમ કહીને ઠપકો આપવો હોય તો લજ્જા રાખવાની કશી જરૂર નથી.

ઇન્દ્રજીતઃ-ભાઇ ! તું ગાંડા માણસના જેવી જ વાત કરે છે !

આમ કહીને ઇન્દ્રજીતે હાસ્ય કર્યું. તેજસિંહે પણ હાસ્ય કરીને કહ્યું:-"યુવરાજ! આપ આમ ન બોલો. આપે આપના અંતરની ઇચ્છાને આટલા બધા દિવસ સૂધી છુપાવી કેમ રાખી હતી ?"

ઇન્દ્રજીતઃ-પણ આવી છુપી રીતે એકાએક એમનું લગ્ન થઇ જશે એમ હું કયાં જાણતો હતો ?

તેજસિંહઃ-જે થવાનું હતું તે થઇ ગયું છે. આપ હવે એ સંબંધીનો વિચાર કરશો નહિ. પદ્માવતી સાથે આપનાં લગ્ન થયાં હોત તો એ પ્રકાર માયાસુંદરીને ગમત કે ? ના-ના, એથી તો ઉલટો હમ્મેશાં કંકાસ થાત.

ઇન્દ્રજીતઃ-ભાઇ ! ત્હારી આ માન્યતા ભુલ ભરેલી છે. આ વિષય

સંબંધી હવે વિના કારણ વાદવિવાદ કરવાની જરૂર નથી. હવે તું મ્હને કહે જોઇએ કે, જે સૌભાગ્યશાળી પુરુષ સાથે પદ્માવતીનું લગ્ન થયું છે તેને ત્હેં જોયો છે?

તેજસિંહઃ–ઘણી વખત જોયો છે. તેમની સાથે હું કેટલીક વખતે વાતચિત પણ કરું છું.

ઇન્દ્રજીતઃ–એ પુરુષ કેવો છે?

તેજસિંહઃ–ઘણા જ લાયક, વિદ્વાન્, પંડિત, સાહસિક, બહાદુર, હસમુખા અને સૌન્દર્યવાન્ છે. આપના લગ્ન પ્રસંગે તેઓ અત્રે આવશે એટલે આપ તેમનું દર્શન કરી શકશો. ઠીક, એ સંબંધી પદ્માવતી સાથે આપની કાંઇ વાતચિત નથી થઈ કે?

ઇન્દ્રજીતઃ–આપણે અહીંથી તિલિસ્મીમાં ગયા તે પહેલાં તેમની સાથે મ્હારી મુલાકાત થઇ હતી; કેમ કે તેમણે જ મ્હને તેમના ઓરડામાં બોલાવ્યો હતો. તેમનું લગ્ન થઇ ગયાની વાત પણ તેમના મુખે જ મ્હેં સાંભળી હતી. એ મુલાકાત પ્રસંગે તેમનું વર્તન જોઇ હું આશ્ચર્યચકિત બની ગયો હતો.

આમ કહી ઇન્દ્રજીતે એ મુલાકાત સંબંધીની સઘળી હકીકત તેજસિંહને કહી સંભળાવી અને પછી પૂછ્યું:–"આ વર્તન તને કેવું લાગે છે?"

તેજસિંહઃ–ઘણું સારું અને યોગ્ય.

આવી રીતે વાતચિત ચાલતી હતી એવામાં તે દિવસની માફક પાસે આવેલા ઓરડાનું દ્વાર ઉઘડ્યું તથા એક દાસીએ આવી યુવરાજને નમન કરી કહ્યું:–"શ્રીમતી પદ્માવતી આપને મળવાને ઇચ્છે છે. જો આજ્ઞા હોય તો......"

ઇન્દ્રજીતઃ–ઠીક હું આવું છું. તું દ્વાર બંધ કરી દે.

તેજસિંહઃ–ત્યારે હું પણ હવે જઈને આરામ લઉં છું.

ઇન્દ્રજીતઃ–ઠીક જા; કાલે પાછા આપણે મળીશું.

આ વખતે દાસીએ કહ્યું:–"એમને પણ કાંઇ કહેવું છે."

આમ કહી દાસી ઇન્દ્રજીતના ઓરડાનું દ્વાર બંધ કરવા ગઇ એવામાં પદ્માવતીએ એ ઓરડામાં આવી પહોંચીને તેજસિંહને કહ્યુંઃ– "તમે ચાલ્યા કેમ જાઓ છો ? મ્હારે તમને ઠપકો આપવાનો છે !"

તેજસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું:–"કેમ ? મ્હેં શો ગુન્હો કર્યો છે ?"

પદ્માવતીઃ–તમે પણ મ્હારા ઓરડામાં આવો એટલે નિશ્ચિંતતાથી સઘળો ખુલાસો કરી શકાશે.

આમ કહી ઇન્દ્રજીતસિંહનો હાથ પકડી પદ્માવતી તેને પોતાના ઓરડામાં લઈ ગઇ. તેજસિંહ પણ તેમની પાછળ પાછળ એ ઓરડામાં ગયો. દાસી ઇન્દ્રજીતના ઓરડાનું દ્વાર બંધ કરી બીજે રસ્તેથી બ્હાર ચાલી ગઈ. ઇન્દ્રજીત અને તેજસિંહને યથોચિત આસનપર બેસાડી પાન સોપારીની પેટી તેમની નજીક મૂકી પદ્માવતીએ કહ્યું:– "આપ સર્વ તિલિસ્મીની સહેલ કરી આવ્યા ત્યારે અમને યાદ પણ કર્યાં કે ?!"

તેજસિંહઃ–રાજકુમારોનાં લગ્નની ક્રિયા સમાપ્ત થઇ ગયા પછી જ આમંડળને તિલિસ્મીમાં લઇ જવાની વાત તમે જ કરી હતી તે કેમ ભૂલી જાઓ છો ? વળી તમે તો તમારી ઇચ્છા થાય ત્યારે તિલિસ્મીમાં જઇ શકો તેમ છો.

પદ્માવતીઃ–વાહ ! વાતને ઉડાવી દેવાનું નિમિત્ત તો ઉત્તમ શોધી કાઢ્યું ! હશે, તિલિસ્મી જોવાની મ્હને એટલી બધી ઇચ્છા પણ નથી.

ઠીક, તમે ત્યાં શું શું જોયું તે તો કહો ? મ્હેં એમ સાંભળ્યું છે કે, પિશાચપતિ ત્યાં ઘણા ગભરાઇ ગયા હતા તથા તેમની પ્રથમ પત્ની સાથે ત્યાં જ તેમનું મિલન થયું છે ?

તેજસિંહઃ–ખરી વાત છે.

આમ કહી તિલિસ્મીમાં બનેલા બનાવોની સઘળી હકીકત જણાવ્યા પછી પદ્માવતીએ ઇન્દ્રજીતને પૂછ્યુંઃ–" ઠીક, આ લગ્નના આનન્દ પ્રસંગે આપ મ્હને શું ઇનામ આપશો એ જાણવાની મ્હારી ઇચ્છા છે !"

ઇન્દ્રજીતે હસીને કહ્યુંઃ–" આપ સિવાય બીજી શી વસ્તુની તમને ખોટ છે કે હું તમને આપું ? "

આ વખતે પદ્માવતીએ ગંભીર ભાવ ધારણ કરી તેજસિંહને કહ્યુંઃ–" યુવરાજશ્રી મ્હને કેવું ઉત્તમ ઇનામ આપવાને ઇચ્છે છે એ જોયું ? "

પછીથી યુવરાજને ઉદ્દેશીને તે બોલીઃ–" આપના આ ઉત્તરના બદલામાં હું આપને એવા બનાવીશ કે આપ ખુશી થઇ જશો."

તેજસિંહે પદ્માવતી તરફ જોઇને કહ્યુંઃ–" એમને તો તમે ક્યારનાંય બનાવી ચુકયાં છો. યુવરાજશ્રીને કાંઇ કહ્યા કર્યા સિવાય તમે અન્ય પુરુષની સાથે લગ્ન કરી નાખ્યું અને યુવરાજને અંગુઠો બતાવ્યો ! તમારા આવા વર્તનને લીધે તેઓ તમને શ્રાપ ન આપે તો શું કરે ? "

પદ્માવતીએ સ્મિત હાસ્ય કરી પૂછ્યુંઃ–" તમારો પણ એવો જ વિચાર છે કે ? "

તેજસિંહઃ–બેશક !

પદ્માવતીઃ–ત્યારે બીચારાં માયાસુંદરી તરફ તમે ઘણો સદ્ભાવ દર્શાવો છો !

તેજસિંહઃ–એ આરોપ તમે મ્હારા ઉપર નહિ; પરંતુ યુવરાજશ્રીપર મૂકો.

પદ્માવતીઃ–ખરું છે! પુરુષ ન કરે તે થોડું! આ વાત હું માયાસુંદરી બ્હેનને જરૂર જણાવીશ.

તેજસિંહઃ–ત્યારે તો હું ઉપકાર પર ઉપકાર થયો સમજીશ.

ઇન્દ્રજીતે તેજસિંહ તરફ જોઇ વિરક્તિસૂચક સ્વરે કહ્યું:– "ભાઇ! તું પણ વૃથા વિતંડાવાદ કરે છે. આવી તકરારથી શો લાભ છે ?"

તેજસિંહઃ–વિવાહ કિંવા લગ્ન પ્રસંગે આવી જ વાતચિત થાય છે.

ઇન્દ્રજીતે વિશેષ વિરક્ત ભાવથી કહ્યું:–ત્હારું કપાળ થયા કરે છે! (પદ્માવતી તરફ જોઇને) હવે તમે મ્હને શા માટે હમણાં બોલાવ્યો છે તે કહો ?"

પદ્માવતીઃ–હરિ ! હરિ ! હવે મ્હને મળવું પણ આપને ગમતું નથી કે ?

ઇન્દ્રજીતઃ–ના–ના, જો એમ હોત તો હું શા માટે તમને મળવા આવત ? હું તો એમ પૂછું છું કે કાંઇ કામ છે કે નહિ ?

પદ્માવતીઃ–કામ છે જ. આપ કદાચ જાણતા જ હશો કે, જ્યારથી મારા પિતા અત્રે આવ્યા છે ત્યારથી તેમણે પોતાના ભોજન વગેરેની અલગ વ્યવસ્થા રાખી છે અર્થાત્ તેઓ આપને ત્યાંનું અન્ન ખાતા નથી.

ઇન્દ્રજીતઃ–એ તો હું પણ જાણું છું.

પદ્માવતીઃ–હવે તેમની આ મકાનમાં રહેવાની ઇચ્છા પણ નથી.

એમના એક મિત્રે તંબૂ વગેરેની વ્યવસ્થા કરી છે તથા તેઓ હવે પોતાનો મુકામ એ તંબુમાં લઇ જનાર છે. જો આપશ્રી રજા આપતા હો તો હું પણ અલકકિશોરીની સાથે એ તંબુમાં જઇને રહું ?

ઇન્દ્રજીતઃ-કેમ ? અત્રે રહેવામાં તમને કાંઇ હરકત પડે છે કે?

પદ્માવતીઃ-હરકત શી પડવાની હતી ? કેવળ બેચાર દિવસ સુધી પિતાશ્રીની પાસે રહી તેમની સેવા કરવાની મ્હારી ઇચ્છા છે.

ઇન્દ્રજીતઃ-ત્યારે એ વાતની રજા તમારે તમારા માલિક કિંવા પતિદેવતા પાસે લેવી જોઈએ. હું તમારો કોણ છું કે તમ રજા આપું ?

પદ્માવતીઃ-હમણાં મ્હારા પતિદેવતા અત્રે હાજર નથી; અસ્તુ. એમને બદલે આપને જ હું મ્હારા માલિક સમજું છું.

ઇન્દ્રજીતઃ-પાછો તમે એવો માર્ગ સ્વીકાર્યો કે ? ઠીક, હું તમને તમે માગો છો એવી રજા નહિ આપું.

પદ્માવતીઃ-ત્યારે હું આપની ઇચ્છા વિરુદ્ધ નહિ જ વર્તું.

ઇન્દ્રજીતે તેજસિંહ તરફ જોઇને કહ્યુંઃ-" એમની વાતચિતના ઢંગ જોયા ?"

તેજસિંહે હસીને કહ્યું:-" લગ્ન થઈ જવા છતાં તેઓ આપનો ત્યાગ કરી શકતાં નથી એટલે હું શું કરું ? "

પદ્માવતીએ ઇન્દ્રજીતને ઉદ્દેશીને કહ્યુંઃ-" ઠીક, આપ મ્હને એક વાતની રજા તો જરૂર આપો ! "

ઇન્દ્રજીતઃ-શી રજા આપું ?

પદ્માવતીઃ-આપના લગ્ન પ્રસંગે હું એક પ્રકારનો વિચિત્ર વિનોદ કરવાને ઇચ્છું છું.

ઇન્દ્રજીતઃ-એવો તે શો વિનોદ કરવાની તમારી ઇચ્છા છે ?

પદ્માવતીઃ–એ જો હું અત્યારથી કહી દઉં તો એમાં મઝા પણ શી રહે ? એ વિનોદ ગમે એવો ગંભીર હોય તો પણ આપે તેથી નારાજ નહિ થવું એટલું જ મ્હારું કહેવું છે.

ઇન્દ્રજીતે થોડા સમય સુધી સ્વગત કાંઇ વિચાર કર્યા પછી કહ્યું:–" વારું, હું નારાજ નહિ થઉં. "

પછી સર્વ ઉઠી પોતપોતાના ઠેકાણે ચાલ્યા ગયા.



## પ્રકરણ ૮ મું.

## અલકકિશોરીની પ્રતિજ્ઞા!

વિવાહની તૈયારી અને આનન્દવિનોદમાં કેટલાંક અઠવાડીઆં વીતિ ગયાં. એ સમય દરમ્યાન ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહને આનન્દની સાથે સાથે ચિંતા અને શોક પણ સહન કરવો પડયો. જેવી રીતે યુવરાજ ઇન્દ્રજીતસિંહ પદ્માવતીને મળી તેને મુખે તેના લગ્નની વાત સાંભળી દુઃખી થયો તેવી જ રીતે આનન્દસિંહ પણ અલકકિશોરીને મળી દુઃખી થયો કે નહિ એ અમે કહી શકતા નથી; કેમ કે અલકકિશોરી અને આનન્દસિંહ વચ્ચે જે વાતચિત થઇ તે ઇન્દ્રજીત અને પદ્માવતીની વાતચિતથી વિભિન્ન પ્રકારની હતી. પદ્માવતીએ તો સ્વયં ઇન્દ્રજીતને પોતાના ઓરડામાં બોલાવ્યો હતો; પરંતુ અલકકિશોરીએ એમ નહિ કર્યું. એનો ઓરડો પણ આનન્દસિંહના ઓરડા પાસે જ આવેલો હતો. જે રાત્રે પદ્માવતી અને ઇન્દ્રજીતની બીજી વખત મુલાકાત

થઇ હતી એ રાત્રે આનન્દસિંહે પણ પોતાની પાસેના ઓરડામાં અલકકિશોરીનું દર્શન કર્યું હતું. આનન્દસિંહ પોતાના ઓરડામાં પલંગની અંદર સૂઇ રહી ભિન્ન ભિન્ન પ્રકારના વિચાર કરતો હતો. એવામાં પાસેના ઓરડામાં સહજ ખખડાટ થતો સાંભળવામાં આવતાં તે ચમક્યો. તેણે જોયું તો પોતાના ઓરડાના દ્વારને સહજ ઉઘડેલું જણાયું. પોતાની પાસેના ઓરડામાં જ અલકકિશોરી હોઇ તેને મળવાની ઇચ્છાથી કેટલીક વખત તેણે દ્વાર ઉઘાડવાનો વિચાર કર્યો હતો; પરંતુ દ્વાર પેલી તરફથી બંધ હોવાથી તેનો વિચાર પાર પડયો નહોતો. આજે એ દ્વારને સહજ ઉઘડેલું જોઇ તે ઘણો ખુશી થયો તથા પલંગપરથી નીચે ઉતરી ધીમે ધીમે તે એ દ્વારપાસે ગયો. તેણે હાથથી એ દ્વારને વિશેષ ઉઘાડયું તથા અંદર નજર કરી. આ સમયે અલકકિશોરીને એક દીપક પાસે બેસીને કાંઇ લખતી તેણે જોઇ.

એ ઓરડામાં બીજું કોઇ નહિ હોવાથી આનન્દસિંહ બેધડક અંદર ચાલ્યો ગયો. તેના પગનો અવાજ સાંભળી અલકકિશોરી ચમકી ઉઠી તથા આનન્દસિંહને પોતાના તરફ આવતો જોઇ તે ઉઠી ઉભી થઇ. પછી તેણે કુમારને પ્રણામ કરી સહાસ્ય મુખે કહ્યું:- "આપે દ્વાર કેવી રીતે ઉઘાડયું ?"

આનન્દસિંહે પણ સ્મિત હાસ્ય કરી ઉત્તર આપ્યો:-"યુક્તિથી."

અલક:-શું આજ સૂધી એ યુક્તિ આપને માલૂમ નહોતી ? કદાચ સાફસુફ કરવા માટે કોઇએ દ્વાર ઉઘાડયું હશે તથા દાસી તેને બંધ કરવું ભૂલી ગઇ હશે.

આનન્દ:-કદાચ એમ હોય તો પણ શી અડચણ છે ?

અલક:-અડચણ શી હોય ? હું પોતે જ આપને મળવાને ઇચ્છતી હતી; પરંતુ લાચાર છું કે......

આનન્દઃ—એમાં લાચારી જેવું શું છે? શું કોઇએ એમ કરવાની મના કરી હતી?

અલકઃ—મ્હારાં બ્હેન પદ્માવતીએ ભાર દઇને એમ કહ્યું હતું કે, 'તું મ્હારી ઇચ્છાનુસાર લગ્ન કર અને કોઇ પરપુરુષ સાથે બિલ્કુલ વાતચિત નહિ કરવાના સોગંદ ખા.' જે સમયે મ્હારાં બ્હેન પદ્માવતીનું લગ્ન થયું હતું એ સમયે પણ મ્હારા ઉપર લગ્ન કરવાનું દબાણ કરવામાં આવ્યું હતું; પરંતુ હમણાં હું જેવી સ્થિતિમાં છું તેવી જ સ્થિતિમાં રહેવાની મ્હેં પ્રતિજ્ઞા કરી છે. મતલબ એ છે કે, એ બખેડાને લીધે મ્હારી અને તેમની ( પદ્માવતીની ) વચ્ચે તકરાર પણ થઇ છે.

આનન્દસિંહે ગભરાઇ ગયા જેવા બની જઇને પૂછ્યુંઃ—" શું પદ્માવતીનું લગ્ન થઈ ગયું છે?"

અલકઃ—જી હા.

આનન્દઃ—કોની સાથે?

અલકઃ—એ હું કહી શકતી નથી. યથા સમયે એ વાત આપ જાણી શકશો.

આનન્દઃ—એ બહુ ખોટું થયું.

અલકઃ—ખોટું તો થયું; પણ કરવું શું? શ્રીમાન્ ગોપાલસિંહની ઇચ્છા એવી જ હતી. પદ્માવતીનું અન્ય કોઇ સાથે લગ્ન કરી નાખવા માટે માયાસુંદરીએ તેમના ઉપર ઘણું દબાણ કર્યું હતું; અસ્તુ. છેવટે પદ્માવતીને ગોપાલસિંહની ઇચ્છાને આધીન થવું પડયું; પરંતુ મ્હેં તો વિવાહિતા થવાની ચોખ્ખી ના પાડી દઇ હું જેવી સ્થિતિમાં છું તેવી જ સ્થિતિમાં રહેવાની પ્રતિજ્ઞા કરી.

આનન્દઃ—તમે બહુ સારું કર્યું.

અલકઃ—અને એમ કરવા માટે હું ભીષ્મ પ્રતિજ્ઞા લઇ ચુકી છું.

આનન્દસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું:—" શું તમે એમ કહેવા ઇચ્છો છો કે, જીવનપર્યંત કુમારિકા રહેવાની જ તમે પ્રતિજ્ઞા લીધી છે ? "

અલકઃ—બેશક.

આનન્દઃ—એ કાંઇ સારી વાત ન કહેવાય !

અલકઃ—ગમે તેમ હો; પણ મ્હારે મ્હારી પ્રતિજ્ઞા પાળવી જ જોઇએ. થોડા વખત પછી હું આ સ્થળેથી ચાલી જવાની છું; ફક્ત બંસરીબાલા બ્હેનનું લગ્ન થઇ જવાની જ હું રાહ જોઉં છું.

આનન્દસિંહે કાંઇ વિચાર કરીને પૂછ્યું:—" કયાં જશો ? "

અલકઃ—આપની સર્વની કૃપાથી હવે મ્હારા પરમ પુજ્ય પિતાશ્રી પ્રકટ થયા છે તેથી તેઓ મ્હને જ્યાં લઇ જશે ત્યાં હું જઇશ. "

આનન્દઃ—પરંતુ મ્હારું એવું માનવું છે કે, તમારા પિતા તમને લગ્ન કરવાનો આગ્રહ અવશ્ય કરશે.

અલકઃ—એ સંબંધી હું કોઇનું કહેવું સાંભળનાર નથી અને કદાપિ મ્હારી પ્રતિજ્ઞાનો ભંગ કરનાર નથી.

અલકકિશોરી સાથેની વાતચિતથી આનન્દસિંહને આશ્ચર્યની સાથે સાથે દુઃખ શોકનો અનુભવ થયો. અત્યાર સુધી અલક ઉભી ઉભી વાત કરતી હતી અને કુમારે તેને બેસવાનું સુદ્ધાં કહ્યું નહિ એથી તેને વિશેષ દુઃખ લાગ્યું. અલક ઉભી રહીને કદાચ એવું સૂચન કરવા ઇચ્છતી હશે કે પોતાનો વિશેષ સમય સુધી આવી રીતે વાતચિત કરવાનો વિચાર નથી. ક્રોધ, ક્ષોભ અને લજ્જાની વિશેષતાથી આનન્દસિંહ કેવળ એટલું કહીને જ પોતાના ઓરડા તરફ જવા લાગ્યો કે, " ઠીક, હું જાઉં છું. " આનન્દસિંહને ચાલ્યો જતો જોઇ

તેના અંતરના ભાવને સમજી જઇ અલકે પણ માત્ર એટલું જ કહ્યું કે, "જેમની કૃપા મ્હારા ઉપર હમ્મેશાં રહેતી હતી તેમની કૃપા હવે હું ગૂમાવી બેઠી છું!"

આ શબ્દોથી આનન્દસિંહ વિમાસણમાં પડી ગયો. તેણે અલક તરફ તીવ્ર દૃષ્ટિપાત્ કરીને પૂછ્યું:-"તેનું કાંઇ કારણ?"

અલકઃ-હમણાં એ કારણ જણાવવાને હું અશક્ત છું. આપનું લગ્ન થઇ ગયા પછી હું સઘળો ખુલાસો કરીશ. એ સમયે આપ જે અભિપ્રાય દર્શાવશો તે પ્રમાણે જ હું વર્તીશ.

આ છેવટના શબ્દોથી આનન્દસિંહના અંતરમાં પાછી સહજ આશા ઉપજી પરંતુ તે ત્યાં વિશેષ સમય સુધી બેસવાનું અગર કાંઇ કહેવાનું સાહસ કરી શક્યો નહિ.

---

## પ્રકરણ ૯ મું.

### લગ્નપ્રસંગની ધામધુમ.

લગ્નનો સઘળો સરસામાન તૈયાર થઇ ગયો પરંતુ દરેક પ્રકારની તૈયારી થઇ જવા છતાં મહારાજ દેવીસિંહના માણસોની મહેનત કાંઇ ઓછી થઈ નહોતી. સર્વ કામકાજની જંજાળમાં ગુંથાઇ દોડધામ કરતા જોવામાં આવતા હતા. મહારાજ દેવીસિંહ સર્વને લઇ કનકગઢ ચાલ્યા ગયા હતા તથા હવે એ તિલિસ્મી મકાનમાં જરૂરની વસ્તુઓ અને તે એકઠી કરનાર માણસોનું વિશેષ સંખ્યામાં દર્શન થતું હતું. હસતાં હસતાં કૂદી પડાય એવી તિલિસ્મી

ઇમારત બાંધવાનું કામ ઇન્દ્રદેવને સોંપવામાં આવેલું હોઇ એ ઇમારત તૈયાર થઇ હતી તથા તેના ઉપર ચઢવાનો રસ્તો તિલિસ્મી મહેલમાં જ રાખવામાં આવ્યો હતો. એ ઇમારત લગભગ વીસેક વાર લાંબી અને તેટલી જ પહોળી હતી. તેની ઉંચાઇ લગભગ પચીસેક વાર જેટલી હતી. તેની ચારે તરફની દિવાલ ચીકણી કિંવા લીસી હતી તથા તેમાં કોઈ પણ સ્થળે એકે દ્વાર નહોતું. ઇમારતના પૂર્વ તરફના ભાગમાં ઉપર ચઢવા માટે સાંકડી સીડી બનાવીને ગોઠવવામાં આવી હતી તથા એ તરફની જ દિવાલ ઉપર મ્હોટા અક્ષરે નીચેની હકીકત લખેલી હતી:-

"જે માણસ આ દિવાલને રસ્તેથી ઉપર ચઢી જઇ એકાગ્રદૃષ્ટિથી આ ઇમારતની અંદર શું છે તે જોઇ સીડીપરથી જ પાછો નીચે ઉતરી આવશે તેને એક લાખ સોનામહોરનું ઇનામ આપવામાં આવશે."

આ લખાણની સર્વત્ર ઘણી અદ્ભુત અસર થઈ હતી. હજારો માણસ એ ઇમારતપર ચઢી પોતાની લાલસા પૂર્ણ કરવાને ઇચ્છતા હતા પરંતુ સીડીનું દ્વાર બંધ હતું તથા પહેરેગીરો કોઇને ઉપર ચઢવાની રજા આપતા નહોતા. તેઓ એમ કહીને સર્વનું સમાધાન કરતા હતા કે, 'લગ્નને દિવસે એ દ્વાર ઉઘડશે અને પછી પંદર દિવસ સુધી ખુલ્લું રહેશે.'

એ તિલિસ્મી મકાનથી કનકગઢ સુધીની સડકની બન્ને બાજૂએ જે સાજસજ્જા કરવામાં આવી હતી એમાં પણ એક પ્રકારની નવાઈ હતી. બન્ને બાજૂએ રોશની કરવાની યોજના કરવામાં આવી હતી તથા એ રોશનીની વચ્ચે સારા સારા નીતિધર્મના શ્લોક દર્શાવ્યા હતા. રોશની થતાં એ શ્લોકો સ્પષ્ટતાથી વંચાય એવા હતા. વચ્ચે વચ્ચે

થોડા અંતરે નૌબતખાનાં બનાવવામાં આવ્યાં હતાં તથા દરેક નૌબતખાનાની પાસે એક બે કેદીને બેસાડવાના માંચડા ઉભા કરેલા હતા. રોશનીની પાછળ બન્ને બાજૂએ દશેક હાથ પહોળી જમીનમાં મનોરંજક તથા જૂદી જૂદી જાતના બગીચા બનાવેલા હતા તથા તેની પાછળ આતશબાજીની ગોઠવણ કરવામાં આવી હતી. એક જ સ્થળે વિશેષ ગિર્દી ન થાય એટલે સામાન્ય વર્ગના પ્રેક્ષકો માટે થોડા થોડા અંતરે મંડપો તૈયાર કરેલા હતા. એ દરેક મંડપમાં ઉત્તમ વર્ગની ગાયિકાઓ અને ગવૈયાઓના જલસા, ભવાઇના તમાશા વગેરેની વ્યવસ્થા કરેલી હતી. કૃષ્ણપક્ષના દિવસો હોવાથી વિશેષ રોશનીની ગોઠવણ કરેલી હતી તથા તિલિસ્મીમાંથી કુમારોને મળી આવેલો તિલિસ્મી ચંદ્ર કનકગઢના કિલ્લાના સર્વથી ઉંચા બુરજપર ગોઠવવામાં આવ્યો હતો. તેનો પ્રખર પ્રકાશ ઠેઠ તિલિસ્મી મહેલ સૂધી ફેલાયો હતો.

વાંચકબંધુઓ! બન્ને કુમારોનાં લગ્નની સાજસજ્જા, મજલિસોની તૈયારી, રોશની અને આતશબાજીની ખૂબી, મહેમાનોનું આદરાતિથ્ય તેમજ દાન ધર્મ સંબંધીની હકીકત લખી અમે આ વિષયને વિશેષ લંબાવવાને ઇચ્છતા નથી. બન્ને કુમારોનાં લગ્નની વ્યવસ્થા કેવી ખૂબીથી કરવામાં આવી હતી એ અમે લખી ચુક્યા છીએ. એ ઉપરથી જાન કેટલી બધી ધામધુમથી આવી હશે એની કલ્પના સર્વ સહેલાઇથી કરી શકે તેમ છે. લગ્નનો વરઘોડો કનકગઢથી ઘણા ઠાઠમાઠથી નીકળ્યો. સર્વની આગળ ડંકાવાળા અને નિશાનવાળા હતા. તેની પાછળ હારબંધ પાયદળ, લશ્કર અને તોપખાનું હતું. તેની પાછળ અસંખ્ય મૂલ્યવાન્ ફુલવાડીઓનું સરઘસ હતું. તેની પાછળ એક સુસજ્જિત હાથીની સુશોભિત અંબા-

ડીમાં બન્ને પ્રભાવશાળી કુમાર બેઠા હતા. તેમની પાછળ બીજા હાથીઓપર તેમના વડિલો, સગા સંબંધીઓ અને મહેમાનો હતા. એ લોકોની પાછળ ભિન્ન ભિન્ન પ્રકારનાં વાહનો અને અશ્વોપર મ્હોટા મ્હોટા સરદારો બેઠેલા હતા. અંતે પાછું પાયદળ લસ્કર હતું. આરંભના ડંકા વાળાથી તે કુમારોના હાથી સુધીમાં અનેક જાતનાં વાજીંત્રોવાળા ક્રમાન્વયે પોતાની વાદ્યયંત્રકળાની પારદર્શિતાનો પરિચય કરાવતા હતા. આવા પ્રકારનો એ વરઘોડો ઘણી ધામધૂમથી યથા સમયે લગ્નમંડપમાં ઉપસ્થિત થયો તથા શાસ્ત્રોક્ત વિધિથી ઈન્દ્રજીતસિંહનું માયાસુંદરી સાથે અને આનન્દસિંહનું બંસરીબાલા સાથે લગ્ન થયું. એ લગ્નમાં રાણા રણધીરસિંહે મુક્ત હસ્તે ખરચ કર્યું. લગ્નક્રિયા સંપન્ન થઇ ગયા પછી મહારાજ દેવીસિંહ પોતાની પુત્ર-વધુઓની સાથે કનકગઢ પાછા ફર્યા અને ત્યાં પણ લગ્નવિષયક જે રીત રીવાજ કરવાના હતા તે કરી નાખવામાં આવ્યા. મહેમાનો અને પ્રેક્ષકો અનેકવિધ તમાશાઓનો આનન્દ પ્રસન્નતાથી અનુ-ભવવા લાગ્યા. બીજી તરફ એક લાખ સોનામહોરોનું ઇનામ મેળ-વવાની લાલચથી હજારો લોક પેલી તિલિસ્મી ઇમારતપર ચઢવા લાગ્યા. એ ઇમારતની સીડીપર ચઢી જે માણસ અંદરના દેખાવનું દર્શન કરતો તે ઘણો પ્રયત્ન કર્યાં છતાં પાછો નીચે ઉતરી શકતો નહોતો; તે તો એક વખત ઉચ્ચ હાસ્યધ્વનિ કરી ઇમારતની અંદર કૂદી પડતો હતો અને કેટલાક કલાક પછી પેલી ચબુતરાવાળી ઘણી મ્હોટી તિલિસ્મી ઇમારતને રસ્તેથી બ્હાર નીકળતો હતો; અસ્તુ.



## પ્રકરણ ૧૦ મું.

### ઇન્દ્રજીતસિંહની ચંદ્રરજની.

હવે યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને રાજકુમાર આનન્દસિંહના હર્ષની સીમા રહી નહોતી. અસંખ્ય કષ્ટો સહન કર્યાં પછી આજે ઘણા કાળના અંતરે તેમના અંતરની ઇચ્છા સફળ થઇ હતી.

મધ્યરાત્રિ વીતિ ગઇ હતી. એક અત્યંત મનોહર તથા સુસજ્જિત ઓરડામાં સુકોમળ મૂલ્યવાન્ આસન ઉપર ઇન્દ્રજીતસિંહ અને માયાસુંદરી બેઠાં હતાં. ઇન્દ્રજીતની માફક માયાસુંદરીના અંતરમાં પણ આનન્દના અનેક તરંગો ઉપસ્થિત થયેલા હોવા છતાં લજ્જાની વિશેષતાથી તે કાંઇ બોલી શકતી નહોતી. સ્ત્રીજાતિમાં ઇશ્વરે લજ્જાનો વિશેષ અંશ મૂકેલો હોવાથી માયાસુંદરીનો મુખચંદ્ર ઘુમટામાંથી બ્હાર નીકળતો નહોતો. અત્યાર પૂર્વે માયાસુંદરીએ ઘણી વખત ઇન્દ્રજીતનું દર્શન કર્યું હતું તેમજ તેની સાથે વાતચિત કરી હતી; પરંતુ આજે સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત થવા છતાં પણ તે એકાએક ઇન્દ્રજીતને પોતાનું મ્હોં બતાવવાનું સાહસ કરી શકી નહિ. ઇન્દ્રજીત અનેક પ્રકારની વાતો કહીને તથા વિવિધ પ્રકારે સમજાવીને એની લજ્જા દૂર કરવાનો પ્રયત્ન કરતો હોવા છતાં તે કૃતકાર્ય થતો નહોતો. ઘણા વખતને અંતરે માયાસુંદરી અસ્પષ્ટ સ્વરે એકાદ શબ્દનો ઉચ્ચાર કરતી હતી પરંતુ એ વખતે એનું હૃદય વિશેષ ધબકતું હતું. ઇન્દ્રજીતે વિચાર્યું કે, 'સ્ત્રીઓની પ્રકૃતિ જ આવી હોય છે તેથી સૃષ્ટિકર્ત્તાના નિયમ વિરુદ્ધ ન વર્તવું જોઇએ. હમણાં એની

લજ્જા દૂર નહિ થાય તો ધીમે ધીમે સહવાસની વિશેષતાથી એ લજ્જા અવશ્ય દૂર થઇ જશે.' અંતે થયું પણ તેમ જ.

પછી અનેક પ્રકારની છેડછાડ શુરુ થઇ અને શું થયું તે અમે લખી શકતા નથી. મધ્યરાત્રે એકાન્તમાં મળેલાં પતિ પત્નીના ગુપ્ત કાર્યવ્યવસાયનું કિંવા રતિતાંડવનું વર્ણન કરવાની કાંઇ જરૂર નથી. અમે હવે પ્રભાતકાળની જ હકીકત લખીશું. માયાસુંદરી ઇન્દ્રજીતની પાસે જ સૂઇ રહી હતી. પ્રભાતકાળનાં પંખીઓના મધુર ગીતધ્વનિએ અને ઉષાના ઉજ્વળ પ્રકાશે એ પતિ પત્નીને સુખની નિદ્રામાંથી જાગ્રત કર્યાં હતાં. માયાસુંદરી ગભરાટથી ઉઠી બેઠી થઇ તથા મ્હોં ધોવા અને વિખરાઇ ગયેલા કૃષ્ણકેશકલાપને વ્યવસ્થિત કરવાના વિચારથી જે તરફ સુવર્ણનાં વાસણોમાં ગંગાજળ ભરેલું હતું તે તરફ ગઇ. હાથમાં જળ લઇ મુખપર લગાડ્યા પછી પોતાનો હાથ જોઇ તે ચમકી ઉઠીને ગભરાટથી બોલી:-" અરે ! આ શું ?"

આ શબ્દો સાંભળવામાં આવતાં ઇન્દ્રજીત પણ આશ્ચર્યચકિત બની ગયો તથા વ્યાકુળતાથી માયાસુંદરી પાસે જઇને તેણે પૂછ્યું:- "કેમ, શું થયું છે ?"

માયાસુંદરીએ પોતાનો હાથ બતાવીને કહ્યું:-" આપે આ મ્હારી કેવી મશ્કરી કરી છે ? મ્હારા હાથપર આ કેવો રંગ છે ? મ્હારું મ્હોં ધોતાં આ રંગ ક્યાંથી ઉતર્યો ?"

ઇન્દ્રજીતે તેનો હાથ જોઇ આશ્ચર્યયુક્ત ભાવથી કહ્યું:-" આ કાર્ય મ્હારું નથી. મ્હારે શામાટે તમારા મ્હોં ઉપર રંગ લગાડવો જોઇએ ? વળી અત્રે રંગ ક્યાંથી આવ્યો ?"

માયાસુંદરીએ પાણીથી ફરી મ્હોં ધોઇ રંગ ઉતારીને કહ્યું:- "જુઓ, રંગ ઉતરે છે કે નહિ?"

ઇન્દ્રજીતઃ-એ વાતની હું ક્યાં ના પાડું છું?

રાત્રિના પ્રણયપ્રસંગથી માયાસુંદરીની લજ્જા દૂર થઇ ગઇ હતી તથા ઇન્દ્રજીત સાથે વાતચિત કરવાની તેનામાં હિમ્મત આવી હતી. તેણે બિલ્કુલ સંકોચ સિવાય ઇન્દ્રજીતને પોતાનું મ્હોં બતાવીને કહ્યું:- "આ કોનું કાર્ય છે તે કહો?"

એ મ્હોં જોઇ વિશેષ આશ્ચર્ય દર્શાવી ઇન્દ્રજીતે કહ્યું:-"રંગ ધોવાઇ જતાં તમારા સ્વરૂપ સૌન્દર્યમાં પણ પરિવર્તન થતું જણાય છે. તમે તમારું મ્હોં બરાબર ધોઈ સ્વચ્છ કરો જોઇએ!"

માયાસુંદરીએ પોતાનું મ્હોં બરાબર ધોઇ નાખ્યું અને ઇન્દ્રજીત તરફ જોઇને પૂછ્યું:-"જુઓ, રંગ નીકળી ગયો કે નહિ?"

ઇન્દ્રજીત વિશેષ વિસ્મિત બની જઇ બોલી ઉઠયોઃ-"આ શો ભેદ છે તે હું સમજી શકતો નથી!"

માયાસુંદરી-"હું પદ્માવતી જ છું. પહેલાં કોઇ બીજી દેખાતી હતી કે શું?

ઇન્દ્રજીતઃ-હા, પહેલાં તમે માયાસુંદરી દેખાતાં હતાં. વિશેષ પ્રકાશને અભાવે અને લજ્જાને લીધે હું રાત્રે તમારું મ્હોં બરાબર જોઇ શક્યો નહોતો પણ તમે માયાસુંદરી છો એ માટે મ્હને લેશમાત્ર સંશય નહોતો. અરેરે! તમે મ્હને ઘણો છેતર્યો છે.

હવે અમે માયાસુંદરીને બદલે પદ્માવતી નામ લખવું ઉચિત સમજીએ છીએ. ઉપરોક્ત વાક્યો સાંભળી પદ્માવતીએ કહ્યું:-"યુવરાજ! મ્હેં આપને છેતર્યા નથી પણ આપે મ્હને છેતરી છે. માયાસુંદરી

આપની સ્ત્રી નહોતી તેથી જો આપ મ્હને માયાસુંદરી સમજતા હતા તો પછી રાત્રે આપે મ્હારી સાથે હદ ઉપરાંતની છૂટ કેમ લીધી ?"

ઇન્દ્રજીતઃ–તમે કેવી ગાંડપણની વાત કરો છો! શું માયાસુંદરી મ્હારાં પત્ની નહોતાં તો તમે હતાં ?

પદ્માવતીઃ–આપ મ્હને જ્યારે માયાસુંદરી સમજતા હતા ત્યારે આપે મ્હારી પાસેથી ઉઠી જવું જોઇતું હતું. આપ જ્યારે એમ જાણતા હતા કે માયાસુંદરીનું યુવરાજ સાથે લગ્ન થઇ ગયું છે ત્યારે પછી તેની પાસે બેસવાનો અને વાતચિત કરવાનો તમને શો અધિકાર હતો ?

ઇન્જીતઃ–ત્યારે હું યુવરાજ ઇન્દ્રજીતસિંહ નથી કે ? તમે પદ્માવતી હોવાથી ઉલટું તમારે જ મ્હારા જેવા પરપુરુષ પાસેથી ઉઠી જવું જોઇતું હતું.

પદ્માવતીએ આશ્ચર્ય તથા સહજ ક્રોધ દર્શાવીને કહ્યું:–"ફરી પાછા આપ એવી જ વાત કરો છો કે ? કોઈ યોગીશ્વરે આપના આત્માનું પરિવર્તન તો નથી કરી નાખ્યુંને ? આપ આપને કોણ સમજો છો ? પ્રથમ આયના પાસે જઇ આપ આપના પ્રતિબિંબનું દર્શન કરો અને પછી કહો કે આપ માયાસુંદરીના પતિ છો કે પદ્માવતીના ?"

આમ કહી આયનો લઇ આવી કુમારને બતાવી પદ્માવતીએ પૂછ્યું:–"હવે કહો જોઇએ કે આપ કોણ છો ? મ્હારે શા માટે આપની પાસેથી ઉઠી જવું જોઇએ ?"

હવે તો ઇન્દ્રજીતના આશ્ચર્યનો પાર રહ્યો નહિ કેમ કે આયનામાં પોતાનું મ્હોં જોઇ તે પોતાનામાં થયેલો ફેરફાર સમજી શક્યો.

પોતાનું મ્હોં કયા માણસના જેવું છે એ તે નક્કી કરી શક્યો નહિ; કેમ કે, આયનામાં જે મ્હોં જોવામાં આવ્યું એવા મ્હોંવાળો કોઇ પુરુષ આજ સુધીમાં તેણે જોયો નહોતો; વળી તેનું મ્હોં સર્વથા બદલાઇ ગયેલું હોઇ તે ઇન્દ્રજીત તરીકે ઓળખાય એવો બિલકુલ સંભવ નહોતો. ઇન્દ્રજીતે વિચાર્યું કે, " કોઇએ મ્હારી અને પદ્માવતીની સાથે લુચ્ચાઈ કરીને અમારા બન્નેના ધર્મનો નાશ કર્યો છે. આ વિષયમાં બીચારી પદ્માવતીનો કાંઇ દોષ નથી છતાં આશ્ચર્યનો વિષય એ છે કે જ્યારે હું આ મકાનમાં આવ્યો ત્યારે કોઇએ મ્હને ટોક્યો નહોતો! ત્યારે શું ઓરડામાં આવ્યા પછી મ્હારો ચહેરો બદલાઇ ગયો છે? એમ પણ કેવી રીતે બની શકે?" આવા વિચારો કરતો ઇન્દ્રજીત પદ્માવતીનું મ્હોં જોવા લાગ્યો. પદ્માવતીએ આયનાને પાછો યથાસ્થળે મૂકી દઇને પૂછ્યું:-" કહો જોઇએ કે, આપ કોણ છો?"

આ પ્રશ્નના ઉત્તરમાં ઇન્દ્રજીતે કહ્યું:—" મ્હારું મ્હોં ધોઇ નાખીને હું કોણ છું તે તમને જણાવું છું." આમ કહીને ઇન્દ્રજીતે પોતાનું મ્હોં ધોઇ નાખ્યું.

પદ્માવતી:-અરે! આ શું? તમે તો યુવરાજ ઇન્દ્રજીતસિંહ છો! તમને તમારા ધર્મનો સહજ પણ વિચાર ન આવ્યો? મ્હારા ધર્મનો નાશ થયેલો હોવાથી હવે હું શું કરી શકું તેમ છું? હવે લોકોને હું કેવી રીતે મ્હારું મ્હોં બતાવીને જીવતી રહી શકીશ?

ઇન્દ્રજીત:—આવું અધર્મી કાર્ય કરનારને મૃત્યુની જ શિક્ષા થવી જોઇએ. આ કાર્ય કરનાર માણસને હું કદાપિ જીવતો છોડીશ નહિ કેમ કે આજના બનાવથી મ્હારા ધર્મનો પણ નાશ થયો છે તથા આવી બદનામીને હું કોઇ પણ રીતે સહન કરી શકું તેમ નથી પરંતુ આજની ચંદ્રરજનીના પતિપત્નીના સ્નેહસંમિલનની સાજસજ્જા જોવામાં

આવવા છતાં તમારા અંતરમાં કાંઇ સંશય ન ઉપજ્યો એ અજા-યબી જેવું છે.

પદ્માવતીઃ—આપની માફક મ્હારૂં પણ મ્હારા પતિ સાથે આજે પ્રથમ મિલન થનાર હોવાથી મ્હારા મનમાં ક્યાંથી સંશય ઉપજે? બીજી તરફ શું બન્યું હશે એ સંબંધી હું કાંઇ કહી શકતી નથી. જેવો પ્રપંચ મ્હારી સાથે રમવામાં આવ્યો છે તેવો જ પ્રપંચ માયાસુંદરી સાથે રમવામાં આવ્યો હોય તો તે સર્વથા બનવા જેવું છે. આપના બદલામાં મ્હારા પતિની પાસે તેમને પહોંચાડવામાં આવ્યાં હોય એ શકય છે.

પદ્માવતીના આ શબ્દો સાંભળવામાં આવતાં કુમારની સઘળી બુદ્ધિશક્તિ દૂર થઇ ગઇ. તે કિંકર્તવ્યવિમૂઢ બની ગયો. જે વિષયની અત્યાર સુધી તેના અંતરમાં કલ્પના પણ ઉપજી નહોતી એ વિષયનો ઉલ્લેખ કરી પદ્માવતીએ ઘણો અનર્થ કર્યો. લગ્ન થયા પછી માયા-સુંદરીને કોઇ પરપુરુષ પાસે મોકલવામાં આવે એ પ્રકાર કુમારથી કેવી રીતે સહન કરી શકાય? પદ્માવતીનાં છેવટનાં વાક્યો સાંભળવામાં આવતાં તેનું સર્વાંગ કંપવા લાગ્યું. તેણે અત્યંત વ્યાકુળ તથા ઉદ્વિગ્ન બની જઇ પદ્માવતીને કહ્યું:—"તમારૂં કહેવું ખરૂં છે. જો તમારા કહેવા પ્રમાણે બન્યું હશે તો હું તેમને બન્નેને જરૂર જહન્નમમાં મોકલી દઇશ."

આમ કહી ઇન્દ્રજીતે પોતાની તલ્વાર ઉંચકી લીધી તથા તેને કમરપર લટકાવી દઇ તે એ ઓરડાની બ્હાર જવા લાગ્યો. એ સમયે પદ્માવતીએ તેનો હાથ પકડી લઇને કહ્યું:—"કૃપાનિધાન! મ્હારી એક વાતનો ઉત્તર આપ્યા પછી આપ આપની ઇચ્છા હોય ત્યાં ચાલ્યા જજો. આપના ધર્મનો નાશ થયો છે એથી કાંઇ વિશેષ ચિંતા કરવા

જેવું નથી કેમ કે ધર્મશાસ્ત્રોએ પુરુષોને માટે કઠિન બેડીઓ નિર્માણ કરી નથી. કેવળ સ્ત્રીઓ માટે જ ધર્મશાસ્ત્રે કઠિન બેડીઓ નિર્માણ કરી છે. આપ તો પ્રાયશ્ચિત્ત કરી શકો તેમ છો પરંતુ મ્હારાથી પ્રાયશ્ચિત્ત થઈ શકે તેમ નથી કે જે કરીને હું સુધરી કિંવા વિશુદ્ધ થઇ શકું. આ સઘળું આપ જાણતા હોવા છતાં માયાસુંદરીની મ્હારા જેવી સ્થિતિ થવાની વાત જાણી આપ જેટલા ક્રોધે ભરાયા છો તેટલા જ ક્રોધે મ્હારા ધર્મનો નાશ થવાથી કેમ ન ભરાયા ? શું મ્હારા પતિને આપ દુર્બળ, કાપુરુષ અને ભીરૂ સમજો છો ? આપની માફક તેઓ પણ ક્રોધે નહિ ભરાયા હોય કે? શું આપની માફક એ પણ બદલો લેવા માટે તલ્વાર લઇ મ્હારી તથા આપની શોધમાં નહિ નીકળ્યા હોય કે ? આપ ઉતાવળ શા માટે કરો છો ? તેઓ આપના કરતાં વિશેષ ક્રોધી સ્વભાવના હોવાથી અહીં આવતા જ હશે. હું તો એમની પાસે મ્હારી ગરદન નમાવી દઇશ. ”

કુમારનો ક્રોધ, ક્ષોભ અને અફસોસ ઘણો વધી ગયો. પદ્માવતીનાં છેવટના વચનોથી ગભરાઇ જઇ એક ઉંડો શ્વાસ લઇ ઉંચું જોઇને તેણે કહ્યું:–“ વિધાતા ! ત્હેં આ શું કર્યું ? મ્હેં એવું તે શાં મહાપાપ કર્યાં હતાં કે, મ્હારા આનન્દને ત્હેં આવા દારૂણ શોકમાં ફેરવી નાખ્યો ? હવે હું શું કરું ? શું મ્હારે હાથે જ મ્હારું ગળું કાપી હું નિશ્ચિંત થઉં ? મ્હારાપર આત્મઘાતનો દોષ તો નહિ મૂકવામાં આવે ? ”

એ ઓરડાનું બીજું દ્વાર કે જેને ઇન્દ્રજીત બંધ સમજતો હતો તે બરાબર આ વખતે ઉઘડ્યું તથા તેણે માયાસુંદરી અને નારંગીને એ ઓરડામાં આવતી જોઈ. એમનાં બન્નેનાં મ્હોં ઉપર હાસ્ય જોઇ ઇન્દ્રજીતને આશ્ચર્ય લાગ્યું તથા માયાસુંદરી અને બંસરીબાલાને જોઈ પદ્માવતી મ્હોટેથી હસી. આથી તો તેનું આશ્ચર્ય ઘણું વધી ગયું. પદ્મા-

વતીએ હાસ્યમુખે માયાસુંદરી તરફ જોઇને કહ્યું:–"લ્યો બ્હેન! આજે તમારા પતિદેવતાને મ્હેં મ્હારા બનાવી લીધા છે."

માયાસુંદરી બોલી:–"તમે પ્રથમથી જ એમને તમારા બનાવી લીધા છે એટલે પછી આજની વાત શા માટે કરો છો?"

---

## પ્રકરણ ૧૧ મું.

### આનન્દસિંહની ચંદ્રરજની

બીજી તરફથી આનન્દસિંહ અને બંસરીબાલા એક એકાન્ત ઓરડામાં રાત્રિને સમયે મળ્યા. આનન્દસિંહ વિવિધ પ્રકારે બંસરીબાલાની લજ્જાનું નિવારણ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ લજ્જા અને સંકુચિતતાથી બંસરીબાલા હરેક રીતે દબાઇ જતી હતી. છેવટે થોડા વખતના પરિશ્રમ, ચાલાકી અને બુદ્ધિમાનીને લીધે આનન્દસિંહે પોતાનો હેતુ સફળ કર્યો. બંસરીબાલા અત્યંત પ્રેમપૂર્ણ હાવભાવથી આનન્દસિંહની સાથે વાતચિત કરવા લાગી.

લગભગ બે એક કલાક રાત બાકી રહી એટલે બંસરીબાલા જાગી ઉઠી અને ગભરાટથી સ્હવાર થયું છે કે કેમ તે જોવા લાગી એ ઓરડાનાં સઘળાં બારી બારણા બંધ હોવાથી આસમાન દેખાતું નહોતું. બંસરીબાલા ઉઠી ત્યારે આનન્દસિંહ ગાઢ નિદ્રામાં હોઇ કોઇ તેને ન જગાડે તો તે બે કલાક સુધી જાગે નહિ એમ લાગતું હતું.

બંસરીબાલા પોતાની જગ્યાએથી ઉઠી તથા એ ઓરડાની

પાછલી દિવાલમાં આવેલી બારીઓમાંની એક બારી ઉઘાડીને તે આકાશ તરફ જોવા લાગી. એ તરફથી પતિતપાવની ભગવતી જાન્હવી કલકલ અવાજ કરતી સાગર તરફ ત્વરિત ગતિથી વહી જતી હોય તેના તરંગો ઉદાસ બનેલા શોકાતુર આત્માને પણ પ્રસન્ન બનાવી દેતા હતા. હમણાં અંધકાર હોવાથી બંસરીબાલા એ તરંગ-રંગમયીનું દર્શન કરી શકી નહિ. આકાશ તરફ જોઇને પણ કેટલી રાત્રિ વીતિ હશે તેનો તે નિર્ણય કરી શકી નહિ પરંતુ સ્હવાર થવાને હજી વિલંબ છે એવું જાણવામાં આવતાં તેની ગભરામણ દૂર થઇ. એવામાં સરકારી પહેરેગીરે સમયસૂચક ઘંટ વગાડયો એટલે એ ટકોરા સાંભળી રાત્રિનો બે કલાક જેટલો વખત બાકી છે એમ તે સમજી શકી. તેણે એ તરફની જ બીજી એક બારી ઉઘાડી અને પછી જ્યાં ગંગાજળ ભરી રાખેલું હતું ત્યાં તે ગઇ. મ્હોં ધોઇ, રૂમાલથી સ્વચ્છ કર્યા પછી રૂમાલ તેણે બારીની બ્હાર ફેંકી દીધો અને તે પાછી જ્યાં આનન્દસિંહ સૂઇ રહ્યો હતો ત્યાં ગઈ. પોતે પહેરેલા વસ્ત્રના પાલવના છેડાની એક ઝીણી વાટ કરીને નાકમાં નાખી તેણે મ્હોટેથી બે ત્રણ છિંક ખાધી જેથી આનન્દસિંહની નિદ્રાનો ભંગ થયો. તેણે જાગ્રત થઇ બંસરીબાલાને પોતાની પાસે બેઠેલી જોઇ આશ્ચર્ય પામીને પૂછ્યું:-" અરે! તું બેસી કેમ રહી છે? ત્હારી પ્રકૃતિ તો સારી છે ને?"

બંસરીઃ-હા સ્વામિન્! પ્રકૃતિ તો સારી છે પરંતુ મ્હારા મનમાં પ્રત્યેક ક્ષણે અનેક વિચાર ઉપજે છે તેથી મ્હને નિદ્રા આવતી નથી. હું તો ઘણા વખતથી જાગતી બેસી રહી છું.

આ શબ્દો સાંભળી આનન્દસિંહે બિછાનામાં બેઠા થઇ તેને સ્નેહાલિંગન કરીને કહ્યું:-" પ્રાણેશ્વરિ! ત્હારા અંતરમાં એવા તે

શા વિચારો ઉપજે છે કે જેથી તને નિદ્રા આવતી નથી ?"

બંસરીઃ-જીવિતેશ્વર! આપના આ પ્રશ્નનો ઉત્તર આપતાં હું શર્માઉં છું.

આનન્દઃ-હજી ક્યાં સુધી શર્મ રાખવી છે ?

બંસરીઃ-ના-ના, હું મન મૂકીને સઘળી વાત કહું છું; પણ તેથી આપને માઠું નહિ લાગે ને ?

આનન્દઃ-ના, બિલ્કુલ માઠું નહિ લાગે. તું સહજ પણ સંકોચ રાખ્યા સિવાય ત્હારા મનની સઘળી હકીકત કહે ?

બંસરીઃ-એ વાત એવી છે કે ન્હાના કુમારની મ્હેં મશ્કરી કરી હતી પણ આજે એ મશ્કરીનો ભેદ જરૂર ખુલ્લો થઇ ગયો હશે. હવે શું કરવું તેની ગંભીર ચિંતામાં હું પડી ગઇ છું કેમ કે અત્યારે બંસરીબાલા બ્હેનને મળી શકાય તેમ નથી. જો મળી શકાય તેમ હોત તો હું ગમે તે પ્રકારે તેમને સમજાવત.

આ વાક્યો સાંભળી દિંગ્મૂઢ બની જઇને આનન્દસિંહે કહ્યું:- "તમે કોઈ ભીષણ સ્વપ્ન જોયું છે કે શું? તમે આ શું બોલો છો ? મ્હને લાગે છે કે, તમારા મનપરથી હજી સુધી સ્વપ્નની અસર દૂર થઇ નથી!"

બંસરીઃ-પ્રાણેશ્વર ! મ્હેં કોઇ પણ પ્રકારનું સ્વપ્ન જોયું નથી. મુખ્ય વાત એવી છે કે ન્હાના કુમારને વિનોદમાં જ મ્હેં એમ કહ્યું હતું કે, મ્હારું લગ્ન હજી થયું નથી તથા જીવનપર્યંત કુમારિકા રહેવાની મ્હેં પ્રતિજ્ઞા કરી છે પણ બંસરીબાલા બ્હેને આજે મ્હારા સકળ ભેદનો સ્ફોટ કર્યો હશે તથા તેમણે પોતાના પતિદેવતાને એમ કહી દીધું હશે કે, 'પદ્માવતીના લગ્નની સાથે તેજ દિવસે અલકકિશોરીનું પણ લગ્ન થઈ ગયું છે અને આજે રાત્રે એ દંપતિનું

પ્રથમ પ્રેમમિલન થનાર છે.' જો એ ભેદનો સ્ફોટ થશે તો મ્હને ઘણી શર્મ.........

આનન્દસિંહ આશ્ચર્ય તથા ગભરાટથી વચ્ચે જ બોલી ઉઠયોઃ– "તું તો ગાંડા માણસના જેવી વાત કરે છે. તું તને પોતાને તથા મ્હને કોણ સમજે છે? તું ત્હારો ઘુંઘટ ઉંચો કરીને વાત કર કેમ કે હું ત્હારું મુખ જોઇ શકતો નથી."

બંસરીઃ–ના–ના, મ્હને આવી રીતે જ બેસી રહેવા ઘો. આપ શું કહો છો એ હું સમજી શકતી નથી. મ્હેં જે કાંઇ કહ્યું છે એમાં આપને ગાંડપણ જેવું શું લાગે છે?

આનન્દઃ–ત્હેં જરૂર કોઇ એવું સ્વપ્ન જોયલું હોવું જોઇએ કે જેની અસર હજી ત્હારા મનપરથી દૂર થઇ નથી. એ સ્વપ્નના ભ્રમથી જ તું તને પોતાને અલકકિશોરી સમજે છે. જે વાત અલકકિશોરીએ મ્હને વિનોદમાં કહી હતી તે તેણે કદાચ તને કહી હોય તો એમાં કાંઇ નવાઇ જેવું નથી.

બંસરીઃ–આપનાં આ વાકયો સાંભળવામાં આવતાં મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે. હું એમ ધારું છે કે આપે જ કોઈ વિચિત્ર સ્વપ્ન જોયું હશે તથા બંસરીબાલા આપની પાસે છે એમ એ સ્વપ્નમાં આપે જોયું હશે. એ સ્વપ્નની અસર હજી આપના મનપરથી દૂર નહિ થઇ હોય તેથી જ આપ મ્હને બંસરીબાલા ધારતા હશો. આપ એટલો તો વિચાર કરી જુઓ કે ન્હાના કુમાર આનન્દસિંહનો ત્યાગ કરી બંસરીબાલા શામાટે આપની પાસે આવે? આપ મ્હારી મશ્કરી તો નથી કરતાને?

બંસરીબાલાનાં છેવટના શબ્દો સાંભળી આનન્દસિંહ ઘણો વ્યાકુળ બની ગયો તથા તેણે વ્યાકુળ ચિત્તે જ બંસરીબાલાના મ્હોંપરનો

બુમટો ખોલી નાખ્યો. પછી દીપકના પ્રકાશમાં તે તેનો ચહેરો જોઇ ગભરાઇ ગયો. તેનાથી એમ બોલી જવાયું કે:-"હે ! આ શો પ્રકાર છે ? અલકકિશોરીને મ્હારી પાસે આવવાની શી જરૂર હતી ? બેશક, તું અલકકિશોરી છે ! કહે જોઇએ કે ત્હેં ત્હારો ચહેરો રંગ્યો તો નથી ને ?"

બંસરીબાલાએ ગભરાઈ ગઇ હોય એવા ભાવથી કહ્યું:-"આપ આ શું બોલો છો ? બંસરીબાલાને આપની પાસે શામાટે આવવું જોઇએ એ પણ આપ વિચારી જોતા નથી કે ?"

આનન્દઃ-પ્રથમ તું ત્હારું મ્હોં ધોઇ સ્વચ્છ કરી આવ. પછી તું જે કાંઈ પુછીશ તેનો ઉત્તર હું આપીશ. તું જરૂર મ્હને છેતરે છે. અલકકિશોરીનું સ્વરૂપ ધારણ કરી તું મ્હને ગભરામણમાં નાખે છે. અત્યાર સુધી હું તને બંસરીબાલા જ સમજતો હતો તથા હજી પણ એમ જ સમજું છું.

હવે બંસરીબાલાએ આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી આનન્દસિંહના મુખનું દર્શન કરી કહ્યું:-" આપની વાતચિત વિચિત્ર પ્રકારની લાગે છે. જ્યારે આપ મ્હને બંસરીબાલા સમજો છો ત્યારે પછી આપને પોતાને આપ આનન્દસિંહ જ સમજતા હશો ?"

આનન્દઃ-એમાં સંદેહ જેવું શું છે ? હું આનન્દસિંહ નથી કે ?

બંસરીબાલાએ નિરાશાનો એક ઉંડો શ્વાસ લઇને કહ્યું:-" હે ઇશ્વર ! મ્હારા પતિદેવતાને આજે આ શું થઇ ગયું છે ? !"

આનન્દઃ-પ્રથમ તું ત્હારું મ્હોં ધોઇ નાખ. મ્હારા હૃદયની કેવી શોચનીય સ્થિતિ થઇ ગઇ છે એ તું સમજી શકતી નથી કે ?

બંસરીઃ-ઉભા રહો, બ્હાર જઇ હું સર્વને એવી ખબર આપું છું કે આપ ઉન્માદગ્રસ્ત બની ગયા છો ! હવે તો આપની પાસે

પણ મ્હને ભય લાગે છે. હે ભગવાન્! હવે મ્હારી કેવી દુર્દશા થશે ?!

આનન્દઃ-તું વિના કારણ મ્હને સતાવે છે. પાણી પાસે પડેલું હોવા છતાં તું ત્હારું મ્હોં કેમ ધોઇ નાખતી નથી? આવો ભયંકર વિનોદ મ્હને બિલ્કુલ પસંદ નથી! મશ્કરીની પણ હદ હોવી જોઇએ.

બંસરીઃ-મ્હારા મ્હોં ઉપર શું લાગ્યું છે કે હું મ્હોં ધોઈ નાખું? આપ જ આપનું મ્હોં કેમ ધોઇ નાખતા નથી. મ્હોં ધોવાથી હું અલકકિશોરીને બદલે બીજી કોઇ સ્ત્રી બની જઇશ અગર આપ આપનું મ્હોં ધોઇને આનન્દસિંહ બની જશો કે ?

આનન્દસિંહે અત્યંત વિરક્ત બની જઇને કહ્યુંઃ-"બસ-બસ, હવે હું સહન કરી શકતો નથી. હું આજ્ઞા કરું છું કે, તું હમણાં ને હમણાં જ ત્હારું મ્હોં ધોઈ નાખ; નહિ તો ત્હારી સાથે મ્હારે જબરદસ્તી કરવી પડશે. પછી તું મ્હારો દોષ ન કાઢીશ."

આ વાક્યો સાંભળી બંસરીબાલા ઉઠી ઉભી થઈ તથા તેણે કહ્યુંઃ-"આજે પ્રભાતકાળથી જ આવી દુર્દશાનો આરંભ થયો છે એટલે દિવસ તો કોણ જાણે કેવી રીતે વીતશે ?!"

આમ કહી તે જે સ્થળે પાણી ભરી રાખ્યું હતું સ્થળે તે ચાલી ગઇ અને પાણીવા તેણે પોતાનું મ્હોં ધોઇ સાફ કર્યું. પછી આનન્દસિંહ પાસે ઉપસ્થિત થઇને તેણે કહ્યુંઃ-"કહો જોઇએ કે હું છું એની એ જ છું કે બદલાઇ ગઇ છું ?"

બંસરીબાલાની સાથે સાથે આનન્દસિંહ પણ જે સ્થળે પાણી ભરી રાખવામાં આવ્યું હતું ત્યાં ગયો હતો. બંસરીબાલાએ પોતાનું મ્હોં ધોઇને જ્યારે તેના તરફ જોયું ત્યારે આનન્દસિંહના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે પાષાણના પુતળાની માફક સ્થિર દૃષ્ટિથી તેના મ્હોં તરફ જોઇ રહ્યો. આ વખતે બારીઓમાંથી ઉષઃકાળના ઉજ્વળ પ્રકાશનો એ ઓરડામાં સંચાર થયેલો હતો.

બંસરીબાલાએ ચ્હીડાઇ જઇને કહ્યું:-" કહો-કહો, મ્હોં ધોવાથી હું બદલાઇ ગઇ છું કે? આપ હવે બોલતા કેમ નથી? આપ આમ સ્થિર, ધીર અને ગંભીર કેમ બની ગયા છો?"

આનન્દસિંહે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:-" અફસોસ! ત્હારા ઘુંઘટને લીધે હું છેતરાયો છું! જો મેળાપ થતી વખતે જ મ્હેં ત્હારું મ્હોં જોયું હોત તો મ્હારા ધર્મનો નાશ ન થાત!"

બંસરીબાલાને હવે અમે અલકકિશોરી લખીશું કેમ કે ખરી રીતે એ અલકકિશોરી જ હતી. તેણે કહ્યું:-"હજી પણ આપ ન્હાના કુમાર હો એવી જ વાત કરો છો કે? આટલું બધું થવા છતાં આપના સ્વપ્નનો ભ્રમ દૂર થતો નથી કે? ( એ ઓરડામાં લટકતા એક મ્હોટા આયના તરફ ઇશારો કરીને) હવે આપ એમાં આપનો ચહેરો જુઓ અને પછી મ્હારી સાથે વાતચિત કરો."

કુમાર આનન્દસિંહની પણ એવી જ ઇચ્છા હતી. તે તત્કાળ આયના પાસે ચાલ્યો ગયો અને ધ્યાનથી પોતાના મુખનું પ્રતિબિંબ જોવા લાગ્યો. અલકકિશોરી પણ એની સાથે સાથે આયના પાસે ગઇ તથા કુમાર જ્યારે આશ્ચર્યસહ આયનામાં પોતાના મુખના પ્રતિબિંબનું દર્શન કરવા લાગ્યો ત્યારે તેણે કહ્યું:-" કહો જોઇએ કે, હજી પણ આપ આપને ન્હાના કુમાર સમજો છો કે?"

ક્રોધની સાથે સાથે આનન્દસિંહના અંતરમાં પુષ્કળ લજ્જા ઉપજી. તે ગભરાઇ જઇને પોતાનો પોષાક જોવા લાગ્યો; પરંતુ એમાં કોઇ પણ પ્રકારની ખરાબી જોવામાં નહિ આવ્યાથી અલકકિશોરી તરફ જોઇને તેણે કહ્યું:-" આ શો ચમત્કાર છે? મ્હારું મ્હોં કોણે બદલી નાખ્યું છે?"

અલકકિશોરીએ પણ વિસ્મય તથા ગભરાટથી કહ્યું:-" આપનો ચહેરો બદલાઇ ગયો હોય એમ આપને લાગે છે કે?"

આનન્દઃ–બેશક એમજ છે.

અલકકિશોરીએ અફસોસથી હાથ મસળીને કહ્યું:–"અફસોસ! જો આપનું કહેવું ખરું હોય તો ગજબ થઇ ગયો છે!"

આનન્દઃ–જરૂર એમ જ છે. હું હમણાં જ મ્હારો ચહેરો ધોઇ નાખી મ્હારા શબ્દોની સત્યતા સાબિત કરી આપું છું.

આમ કહી આનન્દસિંહ જ્યાં પાણી ભરી રાખેલું હતું ત્યાં ગયો તથા પોતાનું મ્હોં ધોવા લાગ્યો. પાણી અડકતાં જ તેના હાથ-પર રંગ ઉતરી આવ્યો. એ પ્રકાર જોઈ અલકકિશોરી ચમકી ઉઠી તથા વ્યાકુળતાથી તે બોલી:–"બેશક, આપનો ચહેરો રંગેલો છે! અરેરે! ઘણો ગજબ થઇ ગયો છે!! હું વગર મોતે મરી ગઇ છું. મ્હારા ધર્મનો નાશ થયો છે? હવે હું શું મ્હોં લઇને મ્હારા પતિ પાસે જઇશ તથા મ્હારા આજના વ્યવહાર સંબંધી તેમને શું કહીશ? સ્ત્રીજાતિ માટે આ ભીષણ કલંકનો પ્રકાર છે. પરપુરુષનો સંગ સ્ત્રી-જાતિને માટે મહાપાપ છે. ખરી વાત તો એ છે કે, પરપુરુષના શરી-રનો સ્પર્શ થવાથી પણ પ્રાયશ્ચિત્ત લાગે છે તો પછી બીજી વાતનું કહેવું જ શું? અરેરે! મ્હારી બરબાદી થઈ ગઈ છે. આપે જાણી જોઇને મ્હારી આવી ખરાબી કરી છે એમાં લેશ પણ સંદેહ જેવું નથી!"

આનન્દસિંહે સારી રીતે મ્હોં ધોઇ, રૂમાલથી સ્વચ્છ કરીને કહ્યું:–"તું શું કહે છે? શું મ્હેં જાણી જોઇને ત્હારા ધર્મનો નાશ કર્યો છે?"

અલકઃ–હા, આપના આ અપરાધને જાહિર કરી લોકો પાસે હું ન્યાય માગીશ.

આનન્દઃ–ત્યારે મ્હારા ધર્મનો નાશ નથી થયો કે?

અલકઃ–જે પુરુષો દશ દશ પંદર પંદર વિવાહ કરી શકે છે

એમના ધર્મનો શો નાશ થવાનો હતો ? બરબાદી કેવળ સ્ત્રીઓની જ છે. આપે જાણી જોઇને જ મ્હારા ધર્મનો નાશ કર્યો છે. આપ જ્યારે ન્હાના કુમાર જ હતા ત્યારે પછી આપે મ્હારી પાસેથી ઉઠી જવું જોઇતું હતું.

આનન્દઃ—હું સોગંદ ખાઇને કહી શકું છું કે, ત્હારા મ્હોં ઉપર ઘુંઘટ હોવાથી હું ત્હારું મ્હોં બરાબર જોઇ શક્યો નહોતો. એક વખત ખેંચતાણમાં ત્હારું મ્હોં મ્હારી નજરે પડયું હતું અને તે વખતે મ્હેં તને બંસરીબાલા ધારી હતી. તને છેતરવાના ઉદ્દેશથી જાણી જોઇને મ્હેં મ્હારું મ્હોં રંગ્યું નહોતું તેમજ મ્હારું મ્હોં કોણે રંગ્યું છે એ પણ હું જાણતો નથી એમ હું સોગંદ ખાઇને કહું છું.

અલક:—જો આપ કહો છો એમ જ હોય તો ઉલટો વિશેષ અનર્થ થયો સમજવો જોઇએ. મ્હારી સાથે સાથે બંસરીબાલા બ્હેનના ધર્મનો નાશ થયો હશે. જે ધર્માત્માએ છેતરપિંડીથી આપની સાથે મ્હારો સંગ કર્યો છે તેણે આપનાં સહધર્મિણી બંસરીબાલાને મ્હારા પતિના પલંગપર લઇ જઇને સૂવાડયાં હશે !

આ વાક્યો સાંભળવામાં આવતાં આનન્દસિંહના મુખનો ભાવ બદલાઇ ગયો. ક્ષોભ અને અફસોસને સ્થળે ક્રોધે પોતાનો અધિકાર જમાવ્યો. ક્રોધની વિશેષતાથી તેનું સર્વાંગ કંપવા લાગ્યું. લાલચોળ આંખો કરી અલકકિશોરી તરફ જોઇને તેણે કહ્યું:—" શું કહ્યું ? ત્હારા પતિના પલંગ પર બંસરીબાલા ?! કોની તાકત છે કે......"

અલકકિશોરી વચ્ચે જ બોલી ઉઠી:—"સબુર—શાન્ત થાઓ. આવી રીતે એકદમ ક્રોધે ન ભરાઓ. જેવી રીતે આપ આપની અને બંસરીબાલાની ઇજ્જતનો વિચાર રાખો છો તેવી જ રીતે આપને મ્હારી અને મ્હારા પતિની ઇજ્જતનો વિચાર રાખવો જોઇએ.

મ્હારી બરબાદી માટે આપને જેટલું દુઃખ થયું નથી તેટલું દુઃખ બંસરીબાલાની બરબાદીની વાત સાંભળી આપને થયું છે. આપ પૂરતો વિચાર કર્યા સિવાય ક્રોધે ભરાઇ બદલો લેવા ઉત્તેજિત બની ગયા છો! ખરું છું કે, વિશ્વમાં સર્વ કોઈ પોતપોતાના હિત તરફ જ જુએ છે. પોતાના તથા પારકાના દુઃખને સમાન સમજનાર મહાત્મા વિશ્વમાં વિરલ હોય છે. વંધ્યાને પ્રસુતાની પીડાનો વિચાર ક્યાંથી આવી શકે? જ્યાં સુધી પોતાના ઉપર દુઃખ નથી આવી પડતું ત્યાં સુધી બીજાના દુઃખની કલ્પના કરી શકાતી નથી. ભૂખનું દુઃખ ભૂખ્યો અને તૃષાનું દુઃખ તરસ્યો જ સમજી શકે છે. જેણે કદાપિ એક પણ ઉપવાસ નથી કર્યો હોતો તે અકાળે ભૂખના દુઃખથી મરી જતાં ગરીબોપર ભાગ્યે જ દયા દર્શાવે છે. આપણા પૂર્વજોએ એટલા માટે જ વ્રતોપવાસાદિની વ્યવસ્થા કરી હશે. તેમનો એવો ઉદ્દેશ હશે કે, 'જાતે ભૂખ્યા રહેશો તો જ ભૂખ્યાઓનાં દુઃખ સમજી શકશો. બીજાના ગળા ઉપર છુરી ફેરવવી એ કાંઇ મ્હોટી વાત નથી પરંતુ પોતાના ગળાપર એક સોય સુદ્ધાં લગાડી શકાતી નથી. મ્હારી બરબાદી માટે જો આપે કાંઇ કર્યું હોય તો કેવળ સોગંદ ખાઇ દિલગીરી દર્શાવી છે તથા મ્હારા મનમાંથી આ વિષયનો અફસોસ દૂર થઇ જાય એવી આપની ઇચ્છા છે; પરંતુ બંસરીબાલાની મ્હારા જેવી સ્થિતિ થવાના સમાચાર જાણી આપ અત્યંત ઉત્તેજિત બની ગયા છો! આવું પક્ષપાતી હૃદય લઇને જ આપ રાજા બની રાજ્ય કરશો કે?!"

અલકકિશોરીનાં આ વાગ્બાણોની આનન્દસિંહના મનપર પ્રબળ અસર થઇ. તે લજ્જાની નીચું જોઇ રહ્યો. અલકનાં વાક્યોનો શો ઉત્તર આપવો તથા હવે શું કરવું એ વિષયની તે ચિંતા કરવા લાગ્યો.

એવામાં એ ઓરડાનું એક દ્વાર ઉઘડ્યું તથા ઇન્દ્રદેવની પુત્રી ઇન્દિરાને સાથે લઇ બંસરીબાલા અંદર આવતી નજરે પડી. અલકકિશોરીએ તેમને જોઇને કહ્યું:–“ લ્યો, બંસરીબાલા બ્હેન પણ આવી પહોંચ્યાં. તેઓ પોતાની હકીકત કહેવાને આવ્યાં હોય તો તે બનવા જેવું છે! (બંસરીબાલાને ઉદ્દેશીને) લ્યો બ્હેન! આજે હું તમારી બરાબર થઇ છું.”

બંસરીબાલાઃ–મ્હારી બરાબર નહિ; પણ ઉલટાં મ્હારાથી વધી ગયાં છો!

---

# પ્રકરણ ૧૨ મું.

## માયાસુંદરીનું મહત્વ.

એક પ્રહર કરતાં વિશેષ રાત્રિ વીતિ ગઇ હતી. મહેલમાંના એક સુસજ્જિત ઓરડામાં એક તરફ રાણી મૃગલોચની, કિશોરી અને પુષ્પાવતી બેઠાં હતાં તથા તેમની પાસે જ થોડા અંતરે રાણા વીરસિંહ, ગોપાલસિંહ અને તેજસિંહ બેઠેલા હોઇ તેમની સર્વની વચ્ચે નીચે પ્રમાણે વાતચિત ચાલતી હતી.

મૃગલોચનીએ વીરસિંહને ઉદ્દેશીને કહ્યું:–"મ્હને તો સ્વપ્નમાં પણ એ વાતનો વિચાર સુદ્ધાં આવ્યો નહોતો. આખા દિવસના પરિશ્રમથી થાકી જઈ આરામ લેવાને હું બેઠી હતી એવામાં કિશોરી બ્હેને આવી પહોંચીને કહ્યું, 'બ્હેન! જે વાતની અત્યાર સુધી આપણને ખબર નહોતી એવી એક વાત હું તમને કહી સંભળાવું છું.' આમ કહી મ્હારી પાસે બેસીને તેઓ ફરી કહેવા લાગ્યાં કે, 'પદ્માવતી અને અલકકિશોરીનાં લગ્ન તિલિસ્મીમાં જ ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ સાથે થઈ ગયાં છે. આ વાત અત્યાર સુધી આપણે જાણતાં નહોતાં પરંતુ હમણાં મ્હારા પુત્ર તેજસિંહે મ્હને એ વાત કહી છે. એ વાત સાંભળી હું સ્તબ્ધ બની ગઇ છું! એમાં અત્યાર સુધી આપણાથી છુપાવી રાખવા જેવું શું હતું?"

પુષ્પાવતીએ તેજસિંહ તરફ ઇશારો કરીને કહ્યું:–"એ અહીં બેઠેલો જ છે. એને જ પુછી જુઓ કે અત્યાર પહેલાં એ સંબંધી તેણે કાંઇ કહ્યું હતું? એની હાજરીમાં જ તિલિસ્મીમાં બન્ને કુમારનાં લગ્ન થયાં હતાં."

વીરસિંહ બોલ્યોઃ–"હું પણ એ વિષય સંબંધી કાંઇ જાણતો નહોતો. થોડા વખત ઉપર ગોપાલસિંહે પિતાશ્રીને એ હકીકત કહી ત્યારે જ હું જાણી શક્યો."

મૃગલોચનીઃ–જ્યાં સુધી આપને મુખે એ વાત સાંભળવામાં ન આવે ત્યાં સુધી મ્હારા મનનું સમાધાન થાય તેમ નહિ હોવાથી જ મ્હેં આપને તકલીફ આપી છે.

વીરસિંહઃ–તમે જે કાંઇ સાંભળ્યું છે તે ખરું છે.

મૃગલોચનીઃ–ખૂબી તો એ છે કે, ઇન્દ્રજીત અને આનન્દસિંહે પણ એ સંબંધી મ્હને કાંઇ કહ્યું નથી.

વીરસિંહઃ–તેઓ પોતે પણ એમ જાણતા નથી કે તેમનાં લગ્ન પદ્માવતી અને અલકકિશોરી સાથે થયાં છે!

મૃગલોચનીઃ–આ વળી આપ વિશેષ આશ્ચર્યની વાત કહો છો. જેનું લગ્ન થાય તેને પણ પોતાના લગ્નની ખબર ન હોય એ શું સંભવિત છે? આ વાત ઉપર કોણ વિશ્વાસ મૂકી શકે?

વીરસિંહઃ–હું કહું છું તે ખરું છે. એ લગ્નની વાત જાણી જોઇને છુપાવી રાખવામાં આવી હતી. ( ગોપાલસિંહ તરફ ઇશારો કરીને ) હવે એ સઘળી હકીકત તમને કહેશે એટલે જે બન્યું છે તે તમે જાણી શકશો.

ગોપાલસિંહઃ–હું આપને સઘળી હકીકત કહી સંભળાવું છું તથા એવી આશા રાખું છું કે, આપ મ્હને મ્હારા અપરાધની ક્ષમા આપશો. એ લગ્ન કરાવનાર હું જ છું.

મૃગલોચનીઃ–જ્યારે તમે જ એ કાર્ય કર્યું હતું ત્યારે પછી એને છુપાવી રાખવાની શી જરૂર હતી? શું અમે એમ નથી સમજતાં કે તમે જે કાંઇ કરશો તે સારું જ કરશો.

ગોપાલ:–બરાબર છે; પણ શું કરવું? એ વાતને છુપાવ્યા સિવાય ચાલે તેમ નહોતું અને તેટલા માટે જ બન્ને કુમારોને પણ એવી ખબર પડવા દીધી નહિ કે તેમનાં લગ્ન કોની સાથે થયાં છે!

મૃગલોચની:–પણ એમ કરવાનું શું કારણ હતું એ તો કહો?

ગોપાલ:–એનું કારણ એ છે કે, એક દિવસે નારંગીએ મ્હારી પાસે આવીને કહ્યું કે, 'હું આપને એક જરૂરી વાત કહેવાને ઈચ્છું છું તથા એ વાતપર આપ ઘણું ધ્યાન આપશો એવી આશા રાખું છું.' મ્હેં પૂછ્યું, 'એવી તે શી વાત છે?' મ્હારા પ્રશ્નના ઉત્તરમાં તેણે કહ્યું, 'પદ્માવતીએ આપણા ઉપર તેમ જ ખાસ કરીને બન્ને કુમાર ઉપર જે ઉપકારો કર્યા છે તે કોઈનાથી અજાણ્યા નથી. માયાસુંદરી એમ ધારે છે કે, એ ઉપકારોનો બદલો કોઈ પણ રીતે અદા થઈ શકે તેમ નથી. તેમની આ ધારણા સર્વથા સત્ય છે. માયાસુંદરીએ વાતમાં ને વાતમાં પોતાના દિલની હકીકત મ્હને કહી દીધી છે તથા એ સંબંધી તેમણે જે વિચાર કરી રાખ્યો હતો તે પણ મ્હને જણાવ્યો છે. તેમનું કહેવું એવું છે કે, 'જો હું લગ્ન કરું નહિ અગર તો લગ્ન થતાં પહેલાં મ્હારું મૃત્યુ થાય તો એમના અહેશાન અને ટોણામાંથી બચી શકું તેમ છું.' એ વિષયમાં મ્હેં માયાસુંદરીને ઘણું સમજાવ્યાં ત્યારે તેમણે કહ્યું, 'જો કદાચ મ્હારા લગ્ન પહેલાં જ પદ્માવતીનું લગ્ન ઇન્દ્રજીતસિંહજી સાથે થઇ જશે તો હું સુખેથી મ્હારી જીંદગી વીતાડી શકીશ તથા એમના મ્હારા ઉપરના ઉપકારોનો ભાર કાંઇક ઓછો થયેલો સમજી શકીશ; કેમ કે એમ થવાથી પદ્માવતીને પટરાણીની પદવી પ્રાપ્ત થશે તથા તેમના પુત્રને જ રાજસિંહાસનનો ઉત્તરાધિકારી અથવા વારસ સમજવામાં આવશે. હું ન્હાની રાણી અથવા પદ્માવતીની દાસી થઇને રહીશ. એથી મ્હારા

હૃદયનો ભાર હલકો થશે.'

મૃગલોચની:–ધન્ય છે! ધન્ય છે!

વીરસિંહ:–આ વિષયમાં માયાસુંદરીએ ઘણો આત્મત્યાગ કરવાની હિમ્મત દર્શાવી છે.

કિશોરી:–ખરું છે, આ કાંઇ સામાન્ય કાર્ય નથી. આ ઉદાર હૃદયની સ્ત્રીનું કાર્ય છે. વળી માયાસુંદરી આથી વિશેષ કાંઇ કરી શકે તેમ નથી.

ગોપાલ:–નારંગીને મુખે મ્હેં જ્યારે એ હકીકત સાંભળી ત્યારે હું આશ્ચર્યચકિત બની ગયો તથા મનમાં ને મનમાં માયાસુંદરીની પ્રશંસા કરવા લાગ્યો. ખરું પૂછો તો એ વાત મ્હને પણ પસંદ પડી. મ્હેં નારંગીને કહ્યું, 'એમ જ થશે.' પરંતુ આ વિચાર પ્રમાણે ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ વર્તશે કે કેમ તેની ગંભીર વિમાસણમાં હું પડી ગયો. વળી મહારાજશ્રી પણ આ વિષયમાં સંમતિ દર્શાવશે કે કેમ એ માટે હું શંકાશીલ હતો.

તેજસિંહ:–બેશક, એ ઘણું કઠિન કાર્ય હતું. ઇન્દ્રજીતસિંહ એ પ્રમાણે કદાપિ કરત નહિ.

ગોપાલ:–કેટલાક દિવસ સુધી વિચાર કર્યા પછી મ્હેં અને તેજસિંહે મળી એક યુક્તિ નક્કી કરી તથા પદ્માવતી અને અલકકિશોરીને ઇન્દ્રાણી તથા આનન્દી બનાવીને તેમનાં લગ્ન ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ સાથે કરી નાખ્યાં. એ પ્રસંગે પદ્માવતીના પિતા બલભદ્રસિંહ પિશાચપતિની મદદથી છૂટીને તિલિસ્મી મહેલમાં આવી ચુક્યા હતા; અસ્તુ. હું તિલિસ્મીની અંદર થઇને જ અત્રે આવ્યો તથા બલભદ્રસિંહને કન્યાદાન માટે સમજાવીને જમાનીઆ લઇ ગયો. એ વખતે પિશાચપતિ ઘણી ગભરામણમાં હતો. મ્હેં કૃષ્ણપક્ષનો વેશ

ધારણ કરેલો હોઇ તેજસિંહ મ્હારી સાથે હતો. અમે પહેલે દિવસે જ્યારે પેલા મકાનમાં આવ્યા હતા ત્યારે પિશાચપતિ અને બલભદ્રસિંહના પત્રમાં એમના મનની ખાત્રી માટે એક વીંટી પણ રાખી હતી. એ વીંટી તેમણે વિવાહ પ્રસંગે મ્હને આપી હતી. પછી બીજે દિવસે પાછા અમે આવી પિશાચપતિને સઘળી ખરી હકીકત કહી બલભદ્રસિંહને લઇ ગયા. જો કે અમે પિશાચપતિને ખરી હકીકત કહી દીધી પરંતુ એ વાત બીજા કોઇને નહિ કહેવાની તેને સખ્ત તાકીદ કરી હતી.

આટલી વાત કહી થોડા વખત માટે ગોપાલસિંહ ચુપ થઇ ગયો તથા પછી પાછો કહેવા લાગ્યો:—"બલભદ્રસિંહ મ્હારું કહેવું માનશે કે નહિ એ વિષયની પ્રથમ મ્હને ચિંતા હતી પરંતુ તેમણે અત્યંત પ્રસન્નતા સાથે મ્હારું કહેવું માન્યું. તેઓ પોતાની પુત્રીઓને મળી ઘણા ખુશી થયા તથા અમારા ઉપર જે સંકટો આવી પડયાં હતાં તેની હકીકત સાંભળી તેમણે અફસોસ કર્યો. પછી પોતાને વીતેલી વાત તેમણે કહી સંભળાવી. ઘણા આનન્દથી તેઓ અમારા કાર્યમાં ભળ્યા અર્થાત્ તેમણે પ્રસન્નતાપૂર્વક પદ્માવતી અને અલકકિશોરીનું કન્યાદાન દીધું. એ કામમાં તેજસિંહને પણ કાંઇ ઓછી મહેનત ઉઠાવવી પડી નહોતી. ઉલટા બન્ને કુમાર તેના ઉપર વિરક્ત થયા; કેમ કે તેજસિંહ તેમને ખરી હકીકત કહેતો નહોતો. લગ્ન થઇ ગયા પછી બન્ને કુમાર એ લગ્નની વાત ભૂલી જાય એટલા માટે ઘણી ચાલાકીથી તેમને ઇન્દ્રાણી અને આનન્દીના બનાવટી મૃતદેહ બતાવવામાં આવ્યા."

આમ કહી ગોપાલસિંહે બીજી સઘળી હકીકત કહી સંભળાવી. જેનો અહીં ફરી ઉલ્લેખ કરવાની જરૂર નથી. એ હકીકત સાંભળી મૃગલોચનીએ કહ્યું:—"હશે, જે થયું તે સારું થયું. અમારે મન તો જેવી માયાસુંદરી અને બંસરીબાલા છે તેવી જ પદ્માવતી અને અલક-

કિશોરી છે પરંતુ આ પ્રકારથી કદાચ રણધીરસિંહજીને કાંઈ દુઃખ થાય તો તે બનવા જોગ છે."

વીરસિંહઃ–પિતાશ્રી પણ એમ જ કહેતા હતા.

ગોપાલઃ–અરે! એ લગ્ન માટે પદ્માવતીને સમજાવતાં અમને કાંઇ થોડી મહેનત નહોતી પડી; કેમ કે માયાસુંદરી ઉપર એનો અપાર પ્રેમ છે. તે તેને પોતાના જીવ કરતાં પણ વધારે વ્હાય છે.

મૃગલોચનીઃ–પરંતુ પદ્માવતી અને અલકકિશોરીના લગ્ન પ્રસંગે કાંઈ ધામધૂમ થઇ નહિ એ માટે મ્હને ઘણો ખેદ થાય છે.

ત્યાર પછી ઘણા સમય સુધી એમની વચ્ચે વાતચિત ચાલ્યા કરી.

---

# પ્રકરણ ૧૩ મું.

## ઇન્દ્રાણી અને આનન્દીની સજીવન લીલા.

હવે આપણે યુવરાજ ઇન્દ્રજીતસિંહ પાસે જઇ ત્યાં ચાલતા પ્રકારનું દર્શન કરીએ. માયાસુંદરી અને પદ્માવતીની વાતચિત સાંભળવામાં આવતાં તેનાથી ધીરજ ધારી શકાઈ નહિ. તેણે વ્યાકુળતાથી તેમના બન્નેના તરફ જોઇને કહ્યું:–"શું તમે મ્હને સતાવવાની તથા દુઃખ દેવાની જ પ્રતિજ્ઞા કરી છે કે? તમે શામાટે મ્હારા ચિત્તને વ્યાકુળ બનાવી દો છો? તમે ખરી હકીકત શામાટે મ્હારાથી છુપાવો છો?"

માયાસુંદરીએ સ્મિતહાસ્ય કરીને કહ્યું:–"જો કે મ્હારે આપનાથી શર્માવું જોઇએ પરંતુ નારંગી અને પદ્માવતી બ્હેને મ્હને બેશર્મ બનાવી દીધી છે. તે ઉપરાંત આજે બનેલા બનાવથી હું મ્હારા હાસ્યને રોકી શકતી નથી. જરા સબુર કરો અને સાંભળો કે, મ્હારૂં લગ્ન આપની સાથે નથી થયું પરંતુ પદ્માવતીનું જ લગ્ન આપની સાથે થયું છે."

ઇન્દ્રજીત:–આ વાત ઉપર હું કેવી રીતે વિશ્વાસ મૂકી શકું?

પદ્માવતી:–આપની સ્થિતિ ઘણી ખરાબ થઇ ગઇ છે. હું હજી પણ આપને વિશેષ બનાવત પરંતુ હવે મ્હારા મનમાં દયા આવે છે. એમાં કાંઇ શક નથી કે, મ્હેં આપની મશ્કરી કરી છે; પરંતુ આપે માઠું નહિ લગાડવાની પ્રથમથી જ કબૂલત કરેલી હોવાથી મ્હેં આવું સાહસ કર્યું છે. (પોતાની તર્જની આંગળીપરની વીંટી બતાવીને) આ વીંટીને આપ ઓળખો છો કે?

ઇન્દ્રજીતઃ-હા-હા, આ વીંટીને હું ઘણી સારી રીતે ઓળખું છું. તિલિસ્મીની અંદર આ વીંટી મ્હેં ઇન્દ્રાણીને આપી હતી પણ અફસોસ !

પદ્માવતીઃ-આપ અફસોસ ન કરશો. આપની ઇન્દ્રાણી મરી ગઇ નથી; તે જીવતી જાગતી આપની પાસે ઉભી રહી છે.

પદ્માવતીનું આ છેવટનું વાક્ય સાંભળવામાં આવતાં ઇન્દ્રજીતની સઘળી વ્યાકુળતા દૂર થઇ ગઇ. તેણે અતિ આનન્દિત બની જઇને પદ્માવતી તથા માયાસુંદરીનો હાથ પકડી લઈ કહ્યુંઃ-" શું આ ખરી વાત છે ? "

માયાસુંદરીઃ-જી હા. સાચી વાત છે.

પદ્માવતીઃ-" ત્યારે મ્હેં જે બે સુંદરીઓને મરી ગયેલી જોઇ હતી તેઓ કોણ હતી ?

માયાસુંદરીઃ-વાસ્તવિક રીતે તે માધવી અને માયાવિની હતી. તેઓ તિલિસ્મીની અંદર જ પોતાનાં દુષ્ટકૃત્યોનું ફળ ભોગવી મરણ પામી હતી. આપના મનમાંથી એ લગ્નની વાત ભૂલાવી દેવાના વિચારથી તેમના બન્નેના મૃતદેહોને ઇન્દ્રાણી અને આનન્દીનું સ્વરૂપ ધારણ કરાવ્યું હતું તથા એ મૃતદેહોનું આપને દર્શન કરાવવામાં આવ્યું હતું. ખરી રીતે જોવા જતાં હમણાં ઇન્દ્રાણી અત્રે હાજર છે. વળી આનન્દી અલકકિશોરી જ હોઇ તેનું કુમાર આનન્દસિંહ સાથે લગ્ન કરી નાખવામાં આવ્યું હતું. હમણાં ત્યાં પણ આવો જ રંગ મચ્યો છે.

ઇન્દ્રજીતઃ-તમારાં આ વચનો સાંભળી હું પ્રસન્ન થયો છું. તમે ખુલ્લા હૃદયથી સઘળી વાતચિત કરો છો તથા તમારી અને પદ્માવતી વચ્ચે સહોદરા જેવો સ્નેહ છે તેથી મ્હને વિશેષ આનન્દ થાય છે. ઇશ્વર આ સ્નેહને સદૈવ કાયમ રાખો એમ જ હું ઇચ્છું છું.

(પદ્માવતી તરફ જોઇને) પરંતુ તમે મ્હને ઘણો છેતર્યો છે. આવી મસ્કરી કોઇએ કદાપિ નહિ કરી હોય! તમે આમ શામાટે કર્યું?

પદ્માવતીઃ-હજી પણ સઘળી વાતચિત ઉભાં રહીને જ કરવી પડશે અને બેસવાની રજા નહિ મળશે કે શું?

ઇન્દ્રજીતઃ-હવે સર્વેએ એકબીજાં સાથે બેસી આનન્દ વિનોદ સિવાય બીજું કરવાનું પણ શું છે?

આમ કહી યુવરાજ ઇન્દ્રજીતસિંહ ગાદીપર બેસી ગયો. તેણે માયાસુંદરી અને પદ્માવતીનો હાથ પકડી તેમને પોતાની બન્ને બાજૂએ બેસાડી. નારંગી આજ્ઞા મેળવી બેસવાની તૈયારી કરતી હતી એવામાં દ્વારની સાંકળ ખખડવાથી તે બ્હાર ચાલી ગઇ તથા વિના વિલંબે પાછી આવીને તેણે કહ્યું:-"પહેરા ઉપરની દાસી કહે છે કે, બ્હાર તેજસિંહજી ઉભા રહ્યા છે."

ઇન્દ્રજીતે ખુશી થઇને કહ્યું:-"હા-હા, એમને જલ્દી લઇ આવ. એ મહાશયે પણ મ્હને છેતરવામાં કાંઇ બાકી રાખી નથી. હવે સઘળી હકીકત હું જાણી શકયો હોવાથી મ્હારો ભ્રમ દૂર થયો છે."

ઇન્દ્રજીતની આજ્ઞા મળતાં નારંગી પુનઃ બ્હાર ચાલી ગઇ તથા પદ્માવતી અને માયાસુંદરી ઇન્દ્રજીત પાસેથી સહજ દૂર ખસી બેઠી. એવામાં તેજસિંહ એ સ્થળે આવી પહોંચ્યો.

તેજસિંહે ઇન્દ્રજીત તરફ જોઇને કહ્યું:-"યુવરાજશ્રી નિરંતર સુખ તથા આનન્દમાં રહો."

ઇન્દ્રજીતઃ-આવો-આવો, તમે પણ મ્હારી સાથે ઘણી ચાલાકી રમ્યા છો. ઠીક છે, યથા સમયે બધું સમજી લેવાશે.

તેજસિંહે માયાસુંદરી તરફ ઇશારો કરી હસીને કહ્યું:-"યુવરાજ! જે કાંઇ કર્યું છે, એમાં મ્હારો કાંઇ દોષ નથી."

ઇન્દ્રજીતઃ—હશે, જે થવાનું હતું તે થયું. હવે મ્હને કહે તો ખરો કે, તિલિસ્મીની અંદર એવાં સાદાં લગ્ન શામાટે કરી નાખ્યાં હતાં? એ કામમાં અગ્રેસર તરીકે કયા મહાપુરુષ હતા?

તેજસિંહે પુનઃ માયાસુંદરી તરફ ઇશારો કરીને કહ્યું:—"જે કાંઇ કર્યું છે તે સઘળું શ્રીમતી માયાસુંદરીએ જ કર્યું છે તથા તેઓ જ એ કાર્યમાં અગ્રેસર હતાં. વળી રાણા ગોપાલસિંહે એ કાર્યમાં તેમને આવશ્યકીય સહાયતા કરી હતી. એમની આજ્ઞાનુસાર મ્હારે પણ એ કાર્યપ્રવૃત્તિમાં ગુંથાવું પડયું હતું તથા આપનાથી કેટલીક વાતો છુપાવવાની નિરુપાયે ફરજ પડી હતી એ સંબંધીની સવિસ્તર હકીકત આપ નારંગીને મુખે સાંભળી શકશો."

ઇન્દ્રજીતે નારંગી તરફ જોઇને કહ્યું:—"ઠીક, તું જ કહે કે પછી શું શું થયું?"

નારંગીએ માયાસુંદરીને કહ્યું:—"બ્હેન! હવે સઘળી સત્ય હકીકત કહી દેવાની મ્હને રજા છે ને?"

માયાસુંદરીઃ—હા, હવે એ હકીકત છુપાવાની કાંઇ જરૂર નથી.

નારંગીએ કહ્યું:—"માયાસુંદરી બ્હેને મ્હને કેટલીક વખત કહ્યું કે, 'તું મ્હારું લગ્ન થતાં પૂર્વે પદ્માવતી બ્હેનનું લગ્ન યુવરાજશ્રી સાથે થઇ જાય એવી કોઇ પણ પ્રકારે વ્યવસ્થા કર.' આમ છતાં હું કાંઇ કરી શકી નહિ તથા એ વિષયમાં પદ્માવતી પણ રાજી જણાયાં નહિ. પછી હું ચુપ થઇને બેઠી. મ્હને એ કાર્યમાં સુસ્ત જોઇને માયાસુંદરીએ પુનઃ કહ્યું, 'જો, નારંગી, તું મ્હારી વાત ધ્યાનમાં લેતી નથી પરંતુ તું એટલું સ્મરણમાં રાખજે કે જો મ્હારી ઇચ્છા પૂર્ણ નહિ થાય અર્થાત્ મ્હારું લગ્ન થતાં પૂર્વે જ પદ્માવતીનું લગ્ન કુમાર ઇન્દ્રજીતસિંહ સાથે નહિ થાય તો હું કદાપિ વિવાહ કરીશ નહિ

પણ ગળે ફાંસો ખાઇ પ્રાણનો ત્યાગ કરીશ. પદ્માવતી બ્હેને મ્હારા ઉપર જે ઉપકાર કર્યા છે એનો બદલો હું કોઇ પણ રીતે વાળી શકું તેમ નથી. જો તેમને પટરાણી બનાવીને હું તેમની દાસી થાઉં તો જ એ ઉપકારનો થોડો બદલો વળી શકે તેમ છે પરંતુ તું મ્હારી વાત-પર બિલકુલ ધ્યાન આપતી નથી તેથી પરિણામે એક દિવસે ત્હારે રૂદન કરવું પડશે અને તને ઘણો પશ્ચાત્તાપ થશે.' માયાસુંદરીનાં આવાં વચનો સાંભળવામાં આવતાં મ્હારું હૃદય વિદિર્ણ થયું તથા મ્હેં વિચાર્યું કે, તેઓ જે કાંઇ કહે છે તે સાચુંજ કહે છે તથા તેમના કહેવા પ્રમાણે જ થવું ઉચિત છે. છેવટે એ સઘળી હકીકત મ્હેં રાણા ગોપાલસિંહને કહી તથા મ્હેં પણ તેમને ઘણા સમજાવ્યા. પરિણામે તેઓ એ કાર્ય બજાવવાને અંતઃકરણપૂર્વક તત્પર થયા. તેમને લીધે જ સઘળું કામ ખૂબીથી પાર પડ્યું. રાણા ગોપાલસિંહજીએ એ વાત પદ્માવતી પાસે કાઢી તેમને વિવિધ પ્રકારે સમજાવ્યા પરંતુ પદ્માવતીએ એ પ્રકારમાં પોતાની સંપૂર્ણ નારાજી દર્શાવીને કહ્યું, 'આપની આજ્ઞા-નુસાર યુવરાજશ્રી સાથે વિવાહ કરવાને હું તૈયાર છું.' પરંતુ માયા-સુંદરીનું લગ્ન થતાં પૂર્વે જ એ કાર્ય કરી હું પટરાણી તરીકેનો તેમનો હક્ક ખુંચવી લેવાની બિલકુલ ઇચ્છા રાખતી નથી. માયાસુંદ-રીનું યુવરાજ સાથે લગ્ન થઇ ગયા પછી હું પણ તેમની સાથે અવશ્ય લગ્ન કરીશ.' આ ઉત્તર સાંભળી ગોપાલસિંહે પુનઃ પદ્માવ-તીને ઘણું સમજાવીને કહ્યું; 'જો તમે માયાસુંદરીની ઇચ્છા પૂર્ણ નહિ કરો તો તેઓ પોતાનો પ્રાણ ત્યાગશે. વળી તમે જ વિચારી જુઓ કે એમ થાય તો યુવરાજની કેવી શોચનીય સ્થિતિ થાય? તમારા આવા દુરાગ્રહનું પરિણામ કેવું આવવાનો સંભવ છે તેનો સ્થિરચિત્તે વિચાર કરી જુઓ.' ગોપાલસિંહજીનાં આવાં વચનો

સાંભળી શ્રીમતી પદ્માવતી નિરુત્તર બની ગયાં તથા લાચાર બની જઇ તેઓ લગ્ન કરવા તૈયાર થયાં. પછી રાણાજીએ એ કાર્ય પ્રવૃત્તિમાં તેજસિંહને ભેળવ્યા. ત્યાર પછી એમ વિચારવામાં આવ્યું કે, આ વિષયમાં યુવરાજશ્રી સંમત થશે નહિ. તેમને છેતરીને જેમ બને. તેમ ઝડપથી તિલિસ્મીમાં જ શ્રીમતી પદ્માવતી સાથે તેમનું લગ્ન કરી નાખવાનો નિશ્ચય કરવામાં આવ્યો. તિલિસ્મીમાંથી બ્હાર નીકળ્યા પછી અમારી સ્વાધીનતા જતી રહે તેમ હોવાથી જ અમે એવો નિશ્ચય કર્યો. પછી તિલિસ્મીની અંદર જ આપને અનેક પ્રકારે છેતરવામાં આવ્યા તથા તેજસિંહજીએ પણ સઘળો ભેદ આપનાથી છુપાવી રાખ્યો. સ્વયં રાણા ગોપાલસિંહજી તિલિસ્મીમાં આવ્યા તથા તેઓ વૃદ્ધ દારોગા બનીને એ કાર્યમાં મદદ કરવા લાગ્યા."

આશ્ચર્યચકિત બની જઇને ઇન્દ્રજીતે પૂછ્યું-"શું રાણા ગોપાલસિંહજી વૃદ્ધ દારોગા બન્યા હતા?"

નારંગીઃ-જી હા. પેલી ડોશી હું બની હતી તથા માયાસુંદરી, ઇન્દિરા વગેરેએ છોકરાઓનું રૂપ ધારણ કર્યું હતું.

પદ્માવતી આ વખતે હસીને બોલીઃ-"એ ડોશી તેજસિંહની સ્ત્રી હતી તથા હવે એ વાત સાચી કરી બતાવવા માટે તેને તેજસિંહના જ ગળામાં જડવી જોઇએ!"

ઇન્દ્રજીતઃ-જરૂર. નારંગી, મકરંદ વગેરે સંબંધી તેજસિંહે મ્હને જે હકીકત કહી હતી તે જૂઠી હોય એમજ લાગે છે.

નારંગીઃ-હા, એમાં બાર આની કરતાં પણ વિશેષ અસત્યનો સમાવેશ થયેલો હતો.

ઇન્દ્રજીતઃ-ઠીક, પછી શું શું થયું તે કહે?

નારંગી પુનઃ કહેવા લાગીઃ–"આપ છેતરાઓ અને આપના વિપક્ષી લોકો પણ ત્યાં રહે છે એમ આપને લાગે એટલા માટે જ તેજસિંહને દીવાનાની સ્થિતિમાં આપને બતાવવામાં આવ્યા હતા. વળી એવી સ્થિતિમાં એમનાથી કાંઇ ભૂલ થાય તો તે પણ આપને દીવાનાપણાને લીધે જ થયેલી લાગે એવો પણ ઉદ્દેશ હતો. અમને જ્યારે તિલિસ્મીમાં પહોંચાડવામાં આવ્યાં હતાં ત્યારે રાણા ગોપાલસિંહજીએ પોતાનું તિલિસ્મી પુસ્તક શ્રીમતી પદ્માવતીને આપ્યું હતું તથા એ પુસ્તકની મદદથી તિલિસ્મી સંબંધીની ઘણી ખરી હકીકત તેઓ જાણી શકયાં હતાં. એમની મદદથી અમે પણ ઇચ્છિત કાર્ય કરી શકતાં હતાં તથા અમને કોઇ પણ પ્રકારનું દુઃખ વેઠવું નહોતું પડતું. ખાવા પીવાની સઘળી વસ્તુઓ રાણા ગોપાલસિંહજી પહોંચાડયા કરતા હતા. તેજસિંહ દીવાના બન્યા પછી જ્યારે આપને મળ્યા હતા ત્યારે તેઓ પોતાનાં બહુરૂપીનાં સાધનોનો વાટવો જાણી જોઇને શ્રીમતી પદ્માવતી પાસે મૂકી ગયા હતા. પછીથી જ્યારે તેમને બોલાવવાની ઇચ્છા થઇ ત્યારે તેમનો વાટવો અને લાલ મકરંદની લઢાઇ દેખાડીને તેમને આપનાથી અલગ કરી દીધા. પદ્માવતી લાલ મકરંદના વેશમાં હતાં તથા હું જ તેમની સાથે યુદ્ધ કરતી હતી. ત્યાર પછી ઇન્દ્રાણી અને આનન્દીવાળાં બાગમાં જ્યારે તેજસિંહજી આપને મળ્યા ત્યારે તેમણે પણ કેટલીક બનાવટી વાતો આપને કહી, એ પ્રકારથી આપ એમના ઉપર ચ્હીડાયા એટલે તેઓ આપની સોબત છોડી ફરી અમારી પાસે ચાલ્યા આવ્યા. એ વખતે આપ બન્ને ભાઇ લગ્ન કરવાની સાફ ના પાડતા હતા પરંતુ આપનો નકાર ઝાઝો વખત ટકી શકયો નહિ. ઇન્દ્રાણી અને આનન્દીએ પણ આપને બન્નેને આશાસુંદરી તથા બંસરીબાલાનો પત્ર બતાવી લગ્ન માટે સંમત કર્યા

હતા. અહીં આવીને આપે સાંભળ્યું જ છે કે, પિશાચપતિ પદ્માવતીના પિતા બલભદ્રસિંહને અત્રે છોડાવી લાવ્યો હતો. તેઓ એકાએક ગૂમ થઇ ગયા હતા તથા કેટલાક દિવસ વીતિ ગયા પછી અત્રે પાછા આવ્યા હતા."

ઇન્દ્રજીતઃ—હા, એ વાત મ્હેં સાંભળી છે.

નારંગીઃ—રાણા ગોપાલસિંહ જ અત્રે આવી એમને લઇ ગયા હતા તથા સ્વયં બલભદ્રસિંહજીએ જ પોતાની બન્ને કન્યાઓનું કન્યાદાન દીધું હતું.

ઇન્દ્રજીતે હસતાં હસતાં કહ્યું:—"ઠીક છે, હવે હું સઘળી હકીકત સમજી શકયો છું. માધવી અને માયાવિની પ્રથમથી જ મરી ગયેલી હોઇ કેવળ અમને છેતરવા માટે જ તેમના મૃતદેહોને ઇન્દ્રાણી અને આનન્દીનું રૂપ ધારણ કરાવી બતાવ્યા હશે એમ હું ધારું છું!"

નારંગીઃ—હા, એમજ હતું.

ઇન્દ્રજીતઃ—પરંતુ કૃષ્ણલાલ ત્યાં કેવી રીતે આવી પહોંચ્યો હતો?

તેજસિંહઃ—આપ સાંભળી ચુકયા છો કે, તારાસિંહે કૃષ્ણલાલને કેવો બનાવ્યો હતો. એ અમારા ઉપર વૈર વાળવાની ઇચ્છાથી ત્યાં જઇને માયાવિનીને મળી ગયો હતો. શ્રીમતી પદ્માવતીએ ત્યાંનો રસ્તો તેને બતાવી દીધો હતો. જ્યારે માયાવીની રાણા ગોપાલસિંહના પંઝામાં ફસાઇ પડી ત્યારે રાણાજીએ કૃષ્ણલાલને ઘણો ઠપકો તથા ઉપદેશ આપ્યો. એ પ્રકારને પરિણામે કૃષ્ણલાલે રાણાજીના ચરણોમાં નમી પડી પોતાના અપરાધોની ક્ષમા માગી. રાણાજીએ એના અપરાધોની ક્ષમા આપી ને એને પોતાની સાથે રાખી લીધો. ત્યાર પછી તે એમના કબ્જામાં જ રહ્યો તથા એમની આજ્ઞાનુસાર આપને છેતરવાના વિચારથી તે માયાવિની અને માધવીની લાશ પાસે દેખાયો હતો. એ બન્ને જણીઓ પ્રથમથી જ મરી ગઇ હતી પરંતુ આપને ભૂલાવા

માટે એમની લાશોને ઇન્દ્રાણી અને આનન્દીનું રૂપ ધારણ કરાવી દેખાડવામાં આવી હતી. આ ઉપરાંતની જે હકીકત છે તે આપ રાણા ગોપાલસિંહના મુખે સાંભળી શકશો.

ઇન્દ્રજીતઃ—ખરું છે. હવે હું મ્હને પોતાને ઘણો ભાગ્યશાળી સમજુંછું. (પદ્માવતી તરફ જોઇને) કહો જોઇએ કે રાત્રિનો વિનોદ તમે કેવી રીતે કર્યો હતો? મ્હારું મ્હોં કેવી રીતે બદલી નાખ્યું એ હજી સૂધી હું સમજી શકતો નથી.

પદ્માવતીઃ—નારંગી જ આપની આ વાતનો ઉત્તર આપશે.

નારંગીઃ—આ તો ઘણી સાધારણ વાત છે! આપ જ્યારે સૂઇ ગયા હતા ત્યારે શ્રીમતી પદ્માવતીએ જ આપને બેહોશ બનાવી આપનું મ્હોં બદલી નાખ્યું હતું. +

ઇન્દ્રજીતઃ—પરંતુ શા માટે તેમણે એમ કર્યું હતું?

પદ્માવતીઃ—એક રીતે જોવા જતાં જેમનું લગ્ન પ્રથમ થયું હતું તેથી તેમની ચંદ્રરજની પણ પ્રથમ થવી જોઇએ એવી માયાસુંદરીની ઇચ્છા હોવાથી અને વિનોદ કરવાના વિચારથી જ પદ્માવતીએ એમ કર્યું હતું.

ઇન્દ્રજીતે માયાસુંદરી તરફ જોઇ હસીને કહ્યું:—"આ સઘળી તમારી જ બહાદુરી છે. હશે, આજે તમારો વારો છે એટલે જોઇ લેવાશે!"

માયાસુંદરીએ શર્માઈ જઇ નીચું જોયું તથા કુમારની વાતનો તેણે કાંઇ ઉત્તર આપ્યો નહિ.

---

+ પેલી તરફથી અલકકિશોરીએ પણ આવું જ કામ કર્યું હતું પરંતુ જ્યારે આનન્દસિંહ સૂઈ ગયો હતો ત્યારે તેને બેહોશ બનાવી દઇને તેણે તેનો ચહેરો બદલી નાખ્યો હતો તથા સ્હવારે તે જાગ્રત થાય એ પહેલાં જ પોતાનો ચહેરો સાફ કરી નાખ્યો હતો.

ત્યાર પછી તેમણે સર્વેએ ઘણા સમય સુધી હાસ્યવિનોદ કર્યો અને પછી પોતપોતાને સ્થાને ચાલ્યાં ગયાં.

યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને રાજકુમાર આનન્દસિંહનાં લગ્ન થઇ ગયા પછી પણ કેટલાક દિવસ સુધી આનન્દ આનન્દ થઇ રહ્યો કેમ કે બન્ને કુમારનાં લગ્ન થયા પછી આઠમે દિવસે નારંગીનું લગ્ન તેજસિંહ સાથે અને ઇન્દિરાનું લગ્ન તારાસિંહ સાથે થઈ ગયું. વળી આ સંબંધને પિશાચપતિ તથા ઇન્દ્રદેવે પણ ઘણી પ્રસન્નતાપૂર્વક સ્વીકાર્યો.

ઉપરોક્ત કાર્યોમાંથી નિવૃત્ત થયા પછી મહારાજ દેવીસિંહે પુનઃ પેલા તિલિસ્મી મકાનમાં જઇ કેદીઓની તપાસ ચલાવવાનો નિશ્ચય કર્યો. એમની આજ્ઞાનુસાર બ્હારથી આવેલા મેહમાનોને રાજી ખુશીથી વિદાય કરવામાં આવ્યા. પછી સર્વ તૈયારી થઇ એટલે સર્વેએ કૂચ કરી. પ્રથમની માફક તેઓ પેલા તિલિસ્મીનો આનન્દ અનુભવતા આગળ વધવા લાગ્યા. સઘળા કેદીઓને પણ પેલા મકાનના ભોંયરામાં મોકલી દેવાની ગોઠવણ કરવામાં આવી.

---

# પ્રકરણ ૧૪ મું.

## પ્રપંચનું પ્રતિફળ.

હવે અમે કૃષ્ણલાલ તથા તેની માતાની થોડી હકીકત લખીએ છીએ. તેમણે ઘણા ગુન્હાઓ કરેલા હોવા છતાં મહારાજશ્રીની આજ્ઞાથી તેઓ જીવતાં બચ્યાં હતાં તથા તેમને કેવળ દેશનિકાલની સજા થઇ હતી.

જો કે મહારાજશ્રીએ તેમના બન્નેના ઉપર દયા કરી તેમને છોડી દીધાં પરંતુ એ પ્રકાર સર્વ સાધારણને પસંદ પડયો નહિ. લોકો એમજ કહેવા લાગ્યા કે, "મહારાજે આ સારું કાર્ય કર્યું નથી. આ વિષયનું પરિણામ ઘણું ખરાબ આવશે."

અંતે થયું પણ તેમ જ અર્થાત્ કૃષ્ણલાલે ઉપરોક્ત અહેસાનને ભૂલી જઇ લોકોનો જીવ લેવાનો નિશ્ચય કર્યો. કૃષ્ણલાલ તથા તેની માતાને દેશનિકાલ કરવાનો જ્યારે હુકમ થયો તથા ઇન્દ્રદેવના માણસો તેમને દેશની સરહદ બ્હાર મૂકી પાછા ચાલ્યા આવ્યા ત્યારે તેઓ બન્ને ઉદાસ ચિત્તે એક વૃક્ષ નીચે બેસી હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યાં. એ વખતે સ્હવાર થયું હતું તથા સૂર્યનો પ્રકાશ પુર્વાકાશમાં ફેલાવા લાગ્યો હતો.

રામેશ્વરીએ પૂછ્યું:—" કહે બેટાએ કે હવે શો વિચાર છે? આપણે તો ઘણી મુસિબતમાં ફસાયાં છીએ."

કૃષ્ણલાલઃ—ખરું છે. આપણને તદ્દન કંગાલ કરી નાખવામાં આવ્યાં છે. મ્હારા જરજવાહિરની સાથે સાથે જ મ્હારું સર્વસ્વ પણ

લઇ લેવામાં આવ્યું છે. હવે કોઇ સ્થળે જઈ જીવનનિર્વાહનો ઉદ્યોગ કરવાનું સાધન પણ રહ્યું નથી.

રામેશ્વરીઃ—ત્હારું કહેવું ખરુ છે પણ જો આપણે કોઇ પણ રીતે નાગરને ત્યાં જઇ પહોંચીશું તો ખાવાપીવાનું દુઃખ આપણને ભોગવવું પડશે નહિ. વળી તેની પાસેથી બીજી પણ કેટલીક મદદ આપણે મેળવી શકીશું.

કૃષ્ણલાલઃ—એને ત્યાં જવાથી શું થશે? એ તો કેદ પકડાઇને કેદખાનાની હવા ખાતી હશે પરંતુ એનો ભત્રિજો બચી ગએલો છે. એ લોકોએ એને છોડી દીધેલો હોવાથી નાગરની મિલ્કત તેના હાથમાં આવી હશે પરંતુ તે આપણને કોઇ પણ પ્રકારની મદદ કરે એવી મ્હને આશા નથી.

રામેશ્વરીઃ—એ ખરું પરંતુ નાગરની એક બે દાસીઓ આપણને મદદ કરે એવો સંભવ છે.

કૃષ્ણલાલઃ—મ્હને તો એ અસંભવ લાગે છે. વળી ત્યાં જતાં ઘણો વખત લાગે તેમ છે અને એક વખતની ક્ષુધા શાન્ત કરવા જેટલું પણ સાધન આપણી પાસે નથી.

રામેશ્વરીઃ—તું મ્હને ત્હારે ઘેર પણ લઇ શકે તેમ નથી કે? ત્યાં તો ત્હારી પાસે ઘણા પૈસા છે.

કૃષ્ણલાલઃ—બરાબર છે. ત્યાં પહોંચ્યા પછી કોઇ પણ પ્રકારનું દુઃખ ભોગવવું પડે તેમ નથી પરંતુ અત્યારે ત્યાં સુધી જવામાં પણ મુશ્કેલી વેઠવી પડે તેમ છે. અફસોસ! બહુરૂપીનાં સાધનોનો મ્હારો વાટવો સુદ્ધાં એ લોકોએ પડાવી લીધો છે. આપણે વેશ બદલીને લોકોની આંખોમાં ધૂળ નાખી શકીએ એવો પણ સંભવ નથી.

રામેશ્વરીઃ—જે બનવાનું હતું તે બની ગયું છે. હવે અફસોસ ક-

રવાથી કાંઇ આવી પડેલું સંકટ દૂર થાય તેમ નથી. બધું જરજવાહિર જવા છતાં મ્હારી પાસે થોડું સોનું રહેલું છે. એનાથી જો કામ ચાલી શકે તો.........

કૃષ્ણલાલે આશ્ચર્યચકિત બની જઇને કહ્યું:–"શું સોનું છે?"

રામેશ્વરી:–હા.

આમ કહી રામેશ્વરીએ પોતાની ચોળીમાંથી સુવર્ણની એક ચુડી બ્હાર કાઢી કૃષ્ણલાલને આપી. એ ચુડીને લક્ષપૂર્વક જોયા પછી કૃષ્ણલાલે કહ્યું:–"બહુ છે—આટલાથી આપણે મ્હારા ઘર સુધી પહોંચી શકીશું. ત્યાં ગયા પછી આપણને બિલકુલ દુ:ખ નહિ જ ભોગવવું પડે, મ્હારી પાસે પુષ્કળ પૈસા છે."

રામેશ્વરી:–ત્યારે ત્યાં ગયા પછી તું નિશ્ચિંતતાથી બેસી રહીશ કે?

કૃષ્ણલાલ:—ના–ના, ત્હારી આ માન્યતા ભૂલ ભરેલી છે. આપણને જે દુ:ખ દેવામાં આવ્યું છે તે કદાપિ ભૂલી શકાય તેમ નથી. હું જ્યારે આપણા શત્રુઓ ઉપર વૈર વાળીશ ત્યારે જ નિશ્ચિંત થઇ શકીશ.

રામેશ્વરી:—મ્હારી પણ એવી જ ઇચ્છા છે. બીજાની વાત તો જાણે દૂર રહી; પરંતુ ત્હારા પિતાના આપણી સાથેના વ્યવહારને આપણે ભૂલી જવો જોઇએ નહિ. એમણે અનાજમાંના કાંકરાની માફક આપણને ફેંકી દીધાં છે. શાન્તા અને હરનામસિંહ મળી આવવાથી તેઓ આપણને ભૂલી ગયા છે. મ્હને તો એમ જ લાગે છે કે એમનું ભગજ ખસી ગયું છે. તું એક ચાલાક બહુરૂપી હોઇ તેમનો પુત્ર છે એટલો વિચાર સુદ્ધાં એમણે કર્યો નથી.

કૃષ્ણલાલ:—એમણે કેવળ પોતાના સ્વાર્થને જ લક્ષમાં રાખી મ્હને દગો દીધો છે. જો તેઓ ધારત તો જરૂર આપણને બચાવી શકત.

રામેશ્વરીઃ–તું બચાવી લેવાની વાત ક્યાં કરે છે? આપણી આવી દુર્દશા એમણે જ કરી છે. આપણા સંબંધી એમને એમની ઇચ્છાનુસાર વર્તવાની મહારાજે તો રજા આપી હતી.

કૃષ્ણુલાલઃ–ખરું જ છે. મ્હારો એ બદમાશ બાપ જ આપણી આવી સ્થિતિનું કારણ છે પણ એના ઉપર વૈર લીધા સિવાય હું શાન્ત થનાર નથી જ.

રામેશ્વરીઃ–બેટા! ત્હારાં આ વચનો ઉપર મ્હને વિશ્વાસ બેસતો નથી; કેમ કે ત્હારી આ ઉત્તેજના મ્હને દૃઢ લાગતી નથી.

કૃષ્ણુલાલઃ–પરંતુ હું ત્હારા ચરણોના સોગંદ ખાઇને કહું છું કે, હું વૈર વાળ્યા સિવાય રહીશ નહિ.

કૃષ્ણુલાલે રામેશ્વરીના ચરણોપર હાથ મૂકીને આમ કહ્યું એટલે તેણે પૂછ્યું:–"પણ તું કેવી રીતે વૈર વાળીશ? મ્હારી માન્યતા પ્રમાણે તો ત્હારા બાપને જીવથી જ મારી નાખવો જોઇએ."

કૃષ્ણુલાલઃ–એમ જ થશે. વળી એ કમબખ્ત બાપની સાથે તેના વ્હાલા પુત્ર હરનામસિહને પણ હું જહન્નમમાં મોકલી દઇશ.

રામેશ્વરીઃ–ધન્ય છે. પેલી કુલટા શાન્તાનું મસ્તક પણ હું મ્હારી નજર આગળ ધૂળમાં રગદોળાતું જોવાને ઇચ્છું છું. એમ થયા સિવાય મ્હારો ક્રોધ શાન્ત થાય તેમ નથી.

કૃષ્ણુલાલઃ–એનું ધડથી જૂદું થયેલું મસ્તક ત્હારા ચરણોમાં અથડાતું મૂકીને હું ત્હારો આશીર્વાદ અવશ્ય મેળવીશ.

રામેશ્વરીઃ–મ્હારા કુળદીપક! ઇશ્વર ત્હારું કલ્યાણ કરશે પરંતુ આ કાર્ય કરવાની તું પ્રતિજ્ઞા લે તો મ્હારો જીવ શાન્ત થાય.

આમ કહીને રામેશ્વરીએ કૃષ્ણુલાલની પીઠે હાથ ફેરવ્યો જેથી તેણે વિશેષ ઉત્તેજિત બની જઇ સૂર્ય ભગવાન તરફ જોઇ કહ્યું:–

"ઇશ્વરનું નામ લઇને હું પ્રતિજ્ઞા કરું છું કે, જ્યાં સુધી મ્હારી માતાની ઇચ્છા પૂર્ણ નહિ કરું ત્યાં સુધી અન્ન ખાઇશ નહિ."

આ પ્રતિજ્ઞા વાક્ય સાંભળી રામેશ્વરીએ અત્યંત પ્રસન્ન બની જઇને કહ્યું:—"ધન્ય છે પુત્ર! ત્હારા માતૃધર્મને ધન્ય છે! હવે મ્હારું ઘણું દુ:ખ ઓછું થઇ ગયું છે."

પછી તેઓ બન્ને એ સ્થળેથી ઉઠયાં તથા નજીકમાં જ આવેલા એક ગામડા તરફ જવા લાગ્યાં.

વાંચકબંધુઓ! કૃષ્ણલાલે કેવી પ્રતિજ્ઞા કરી તે આપણે જાણી શકયા છીએ. હવે અત્રે અમે એ લખી દેવું ઉચિત સમજીએ છીએ કે, તે જ્યારે તેની માતાને લઇ ઘેર જઇ પહોંચ્યો ત્યારે ત્યાં તેણે એક દિવસ માટે પણ આરામ લીધો નહિ. પોતાનો બહુરૂપીનાં સાધનોનો વાટવો તૈયાર કર્યા પછી ચાર પાંચ ચેલાઓ કિંવા નોકરોને સાથે લઇ તે ઘેરથી બ્હાર નીકળી કનકગઢ તરફ વિદાય થયો.

જે દિવસે યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહની જાન નીકળવાની હતી તે દિવસે એ કનકગઢની સરહદમાં જઇ પહોંચ્યો હતો. એ જાનને તેણે પોતાની નજરે જોઇ હતી તથા બેચાર કેદીઓને કોઇ પણ પ્રકારે છોડાવી પોતાના પક્ષમાં લેવાની અને પ્રસંગ મળતાં રાણા ગોપાલસિંહને પણ મારી નાખવાની ચિંતામાં તે પડયો હતો.

હવે અમે ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહની હકીકતનું વર્ણન કરીએ છીએ. મધ્યાન્હકાળ થયો હતો. એક સુસજ્જિત ઓરડામાં રાણો ગોપાલસિંહ, ભરતસિંહ, યુવરાજ ઇન્દ્રજીતસિંહ, રાજકુમાર આનન્દસિંહ, તેજસિંહ અને તારાસિંહ બેઠેલા હોઇ તેઓ હાસ્યવિનોદની વાતચિત કરતા હતા.

ગોપાલસિંહે ભરતસિંહને કહ્યું:–"આપની સાથે કદાપિ મુલાકાત થશે એવી કલ્પના સ્વપ્નમાં સુદ્ધાં મ્હારા મનમાં ઉપજવાનો સંભવ હતો કે ? જંગલમાં દસ્યુઓને હાથે આપ માર્યા ગયા છો એવી લોકવાયકા ઉપર મ્હને વિશ્વાસ બેઠો હતો."

ભરતસિંહ:–વળી આપનો એવી લોકવાયકા ઉપર વિશ્વાસ બેસે તેનું બીજું કારણ એ હતું કે, ત્યાં સુધી દારોગાની દુષ્ટતા આપના જાણવામાં આવી નહોતી. આપ એને પ્રમાણિક સમજતા હોઇ એ ઝેરી નાગે જ મ્હને કેદ કર્યો હતો.

ગોપાલ:–બેશક એમ જ હતું છતાં ઇશ્વર જેનો સહાયક હોય છે તેનું કોઇ કાંઇ અનિષ્ટ કરી શકતું નથી. વિચારી જુઓ કે, પ્રપંચી, પાપિષ્ઠા માયાવિનીએ મ્હારા ઉપર કેટલો બધો જુલ્મ ગુજાર્યો હતો! આમ છતાં ન્યાયપરાયણ પરમાત્માએ મ્હારું રક્ષણ કર્યું છે.

ભરત:–આપનું કહેવું યથાર્થ છે પણ મ્હારા વ્હાલા મિત્ર! દારોગાએ મ્હને જે દુ:ખ દીધું છે તેનું વર્ણન કરવા હું અશક્ત છું. વળી એટલું હોવા છતાં તેણે નિર્દોષ હોવાનો અભિનય ભજવી બતાવ્યો હતો. હું જ્યારે મ્હારી હકીકતનું વર્ણન કરીશ ત્યારે આપને માલૂમ પડશે કે, આ દુનિયામાં કેવા નિમકહરામ અને પત્થર જેવા હૃદયના લોક હોય છે તથા ખરાબ માણસોનું ભલું કરવાનું ફળ કેવું દુ:ખદાયક આવે છે!

ગોપાલસિંહે કહ્યું:–" ખરું છે, એ સઘળી વાતોનો વિચાર કરીને જ તેજસિંહ વારંવાર મ્હને એમ કહેતા હતા કે, ' આપે કૃષ્ણલાલને છૂટો મૂક્યો છે એ ઠીક કર્યું નથી. એ ઘણો ખરાબ માણસ છે તથા ખરાબ માણસનું ભલું કરવાથી સારું પરિણામ આવતુંનથી.

ભરતસિંહઃ—તેજસિંહનું કહેવું બરાબર છે તથા તેમના એ અભિપ્રાયનું હું સમર્થન કરું છું.

તેજસિંહ:—કૃપાનિધાન! ખરી વાત તો એ છે કે, કૃષ્ણલાલ તરફથી હું કોઇ પણ પ્રકારે નિશ્ચિંત થઈ શકું તેમ નથી. હું મ્હારા મનને ઘણું સમજાવતો હોવા છતાં તે માનતું જ નથી. તે કદાચ...

તેજસિંહનું વાકય પૂર્ણ થતાં પૂર્વે જ સર્વેએ પિશાચપતિને પોતાના તરફ આવતો જોયો. તેને જોઇ ગોપાલસિંહે કહ્યું:-"વાહરે પિશાચપતિ ! ચાર ચાર વખત બોલાવવા છતાં તમારાં દર્શન દુર્લભ થયાં છે!"

પિશાચપતિએ સ્મિતહાસ્ય કરી કહ્યું:-"અરે બે ચાર દિવસ પછી તો ભાગ્યે જ કોઇ મ્હને જોઇ શકશે!"

ગોપાલસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું:-"તેનું કાંઇ કારણ?"

પિશાચ:—કારણ એ જ કે મ્હારો સપુત દીકરો કૃષ્ણલાલ આ શહેરમાં આવી પહોંચ્યો છે તથા મ્હારી અંત્યેષ્ટિ ક્રિયા કરી તે સત્વર પોતાના શિરપરનો ભાર ઓછો કરી નાખવાને ઇચ્છે છે. (નીચે બેસીને) કૃપા કરી આપ પણ જરા સાવધાન રહેજો.

ગોપાલઃ-એ ખરાબ વિચારથી અહીં આવ્યો છે એમ તમે કેવી રીતે જાણી શક્યા?

પિશાચઃ-સારી રીતે જાણી શક્યો છું તથા એટલા માટે જ અહીં આવવામાં મ્હને વિલંબ થયો છે. હું આ હકીકત કહેવા તથા ત્રણ ચાર દિવસની રજા લેવા મહારાજશ્રી પાસે ગયો હતો. ત્યાંથી પાછો ફરી બારોબાર અહીં જ આવ્યો છું.

ગોપાલઃ—ત્યારે તમે મહારાજશ્રી પાસેથી રજા મેળવી કે?

પિશાચઃ—હા. હું હવે આપને એમ પૂછું છું કે, આપ આપને

માટે શો બંદોબસ્ત કરશો?

ગોપાલઃ—એને માટે ઘણો ભય ઉપજ્યો હોય એવી રીતે તમે વાત કરો છો. એ આજકાલનો છોકરો આપણું શું અનિષ્ટ કરી શકે તેમ છે?

પિશાચઃ—એ ખરું છે પરંતુ દુશ્મનને દુર્બળ કિંવા ન્હાનો ન સમજવો જોઇએ.

ગોપાલઃ—જો તમને એટલો બધો ડર હોય તો બેઠે બેઠે ફક્ત ચોવીસ કલાકમાં તેને કેદ કરીને હું તમારે સ્વાધીન કરી દઉં

પિશાચઃ—એ તો હું પણ જાણું છું પણ એમ કરવાની મ્હારી ઇચ્છા નથી. હું બીજી જ રીતે તેને સીધો કરવાને ઇચ્છું છું. આપ જરા બાપ બેટાની લઢાઇ જોજો છતાં જો એ કદાચ આપના તરફ વળે તો આપ આપને ઠીક લાગે તેમ કરજો.

ગોપાલઃ—એમ જ થશે પણ તમે શો વિચાર કરી રાખ્યો છે?

પછી એ લોકોની વચ્ચે ઘણા સમય સુધી વાતચિત ચાલી. લગભગ બે કલાક પછી પિશાચપતિ ઉઠીને ત્યાંથી ચાલ્યો ગયો.

બીજી તરફથી કૃષ્ણલાલ જ્યારે કનકગઢની સરહદમાં ઉપસ્થિત થયો ત્યારે તેણે વિચાર્યું કે શત્રુઓ ઉપર કેવી રીતે વેર વાળવું? પાંચ માણસોનો જીવ લેવાની જ ચિંતા તે કર્યા કરતો હતો. એ પાંચ માણસોનાં નામ રાણો ગોપાલસિંહ, ઇન્દ્રદેવ, પિશાચપતિ, હસ્નામસિંહ અને શાન્તા હતાં. આ પાંચ માણસો જ કૃષ્ણલાલની આંખોમાં ખુંચતાં હતાં પરંતુ એ પાંચમાંથી બે માણસો અર્થાત્ ગોપાલસિંહ અને ઇન્દ્રદેવની પાસે ઉપસ્થિત થવાનું સાહસ એ કરી શકતો નહોતો. તે એમ સમજતો હતો કે, એ બન્ને જાણ્યા તિલિસ્મી માણસો હોઇ તેમનાં સઘળાં કામ પણ જાદુના જેવાં અદ્ભુત છે. બીજાં ત્રણ માણસોને

કૃષ્ણુલાલ સામાન્ય કોટિનાં સમજતો હોય તેમને ગમેને કોઇ પણ રીતે પોતાની પ્રપંચજાળમાં ફસાવવાનો તે વિશ્વાસ રાખતો હતો.

કનકગઢની સરહદમાં આવી પહોંચ્યા પછી કૃષ્ણુલાલે ગોપાલસિંહ અને ઇન્દ્રદેવને ફસાવવાનો પોતાનો વિચાર છોડી દીધો અને તે પિશાચપતિ, શાન્તા તથા હરનામસિંહનો જીવ લેવાનો પ્રયત્ન કરવા લાગ્યો. વળી અત્રે કૃષ્ણુલાલ કાંઇ એકલો આવ્યો નહોતો. જરૂરી પ્રસંગે મદદ કરી શકે તેવા સાત આઠ માણુસોને પણ તે પોતાની સાથે લઇ આવ્યો હતો. એ માણુસોમાંના ચાર પાંચ તો તેના શિષ્યો જ હતા.

બન્ને કુમારોનાં લગ્નમાં જેવી રીતે દૂરના મેહમાન અને પ્રેક્ષકો આવ્યા હતા એવી જ રીતે સાધુ, મહાત્મા, સાધુવેશધારી અને પાખંડી લોકો પણ એકઠા થયા હતા. તેમને સરકાર તરફથી ભરપૂર ખાવા પીવાનું મળતું હતું તથા એ લાલચુ લોકોએ હજી સુધી કનકગઢનો ત્યાગ કર્યો નહોતો. તેઓ તિલિસ્મી મકાનની ચારે તરફ જંગલમાં થોડા થોડા અંતરે છાવણી નાખીને પડયા હતા. કૃષ્ણુલાલ અને તેના સાથીઓ પણ સાધુના જ વેશમાં ત્યાં જઇ પહોંચીને રહેવા લાગ્યા.

પિશાચપાતનો મુકામ તિલિસ્મી ઇમારતની અંદર છે તથા તે ત્યાં ઘણી સ્વતંત્રતાથી અને સાવધાનતાથી રહે છે એ વાત કૃષ્ણુલાલ જાણુતો હતો. આમ હોવાથી પોતાનો હેતુ પાર પાડવામાં ઘણી મુશ્કેલી વેઠવી પડશે એવો વિચાર વારંવાર તેના મનમાં ઉપજતો હતો પરંતુ લગ્ન થઇ ગયા પછી થોડા દિવસે સર્વ નિશ્ચિંત થઇને તિલિસ્મી ઇમારતમાં આવ્યા ત્યારે પિશાચપતિએ પોતાની સ્ત્રી અને પુત્રસહ ઇમારતની બહાર એક ઘણા મ્હોટા સુન્દર તંબુમાં મુકામ કર્યો છે એવા સમાચાર સાંભળી કૃષ્ણુલાલ અત્યંત પ્રસન્ન થયો. હવે પોતાનો હેતુ ઘણી ઝડપથી તથા સહેલાઇથી પાર પાડી શકાશે એમ જ તેને લાગ્યું.

કૃષ્ણલાલે બીજા પણ બે ત્રણ દિવસ સુધી ધીરજ ધરી એવી ખબર મેળવી લીધી કે, પિશાચપતિના તંબૂ ઉપર કાંઈ સખ્ત પહેરો રાખવામાં આવ્યો નથી તેમજ તેના શિષ્યો પણ હમણાં ત્યાં હાજર નથી.

મધ્યરાત્રિ વીતિ ગઇ હતી. જો કે રજનીનાથનાં દર્શન થતાં નહોતાં તો પણ ગગનમંડળ સ્વચ્છ હોવાથી તારાઓ પણ વસુંધરાપર પોતાનો સામાન્ય પ્રકાશ ફેલાવી શકયા હતા. આવા સમયે એક માણસ કાળા રંગના ઝબ્ભામાં પોતાનું શરીર છુપાવી ઘણી સાવધાનતાથી પોતાનાં પગલાંનો અવાજ દબાવી પિશાચપતિના તંબૂ તરફ જતો હતો. વાંચકબંધુઓ સમજી શકયા હશે કે એ માણસ કૃષ્ણલાલ જ હોવો જોઇએ; અસ્તુ. તે જ્યારે તંબૂ પાસે જઈ પહોંચ્યો ત્યારે એક સ્થળે ચુપકીદીથી ઉભો રહીને તે કોઇની રાહ જોવા લાગ્યો. થોડા વખતમાં એક બીજો માણસ પણ તેની પાસે આવી પહોંચ્યો તથા બે ચાર ક્ષણ સુધી કાંઇ વાત કરી ચાલ્યો ગયો.

પછી કૃષ્ણલાલ જમીનપર સુઇ જઇ ધીમે ધીમે ખસતો ખસતો તંબૂની કનાત પાસે જઇ પહોંચ્યો તથા ઉઠી ઉભો થઇ અંદર ચાલ્યો ગયો. અંદરના ભાગમાં ગાઢ અંધકાર ફેલાઈ રહેતો હતો છતાં આગળની કનાત અંદર અર્થાત્ તંબુમાંથી થોડો પ્રકાશ દેખાતો હતો. કૃષ્ણલાલ પાછો ત્યાં ગયો અને પહેલી કનાતની માફક બીજી કનાત પણ ઉંચી કરી અંદર જવાનો વિચાર કરતો હતો એવામાં જમણી બાજૂ તરફથી કાંઇ ખખડાટ થતો તેણે સાંભળ્યો. કૃષ્ણલાલ ચમકી ઉઠી અંધકારમાં ડાબી બાજૂ તરફ બે ચાર ડગલાં ખસી ગયો. પછી એ ખખડાટ સાંભળવાના અને તેની તપાસ કરવાના વિચારથી તે થોભ્યો. થોડો વખત ઉભા રહેવા છતાં પુનઃ કાંઇ ખખડાટ સાંભળવામાં ન આવ્યો ત્યારે પ્રથમની માફક તે પાછો જમીન ઉપર સુઇ

ગયો તથા કનાત ઉંચી કરી અંદર જતો હતો એવામાં જમણી બાજૂ તરફથી કોઇ ચાલતું હોય એવો અવાજ તેણે સાંભળ્યો. કૃષ્ણલાલ ઉભો થઇને ચાર પાંચ ડગલાં પુનઃ પાછો ખસી ગયો. આવી રીતે ઘણા વખત સુધી અંધકારમાં ઉભા રહ્યા પછી તે પાછો જમીન ઉપર સુઇ જઇ કનાત ઉંચી કરી તંબુની અંદર જોવા લાગ્યો. ખુણામાં એક સાધારણ દીપક સળગતો હતો. એ દીપકના ક્ષીણ પ્રકાશમાં બે ખાટલા બિછાવેલા તેની નજરે પડયા. થોડા વખત સુધી તપાસ કરતાં કૃષ્ણલાલનો એવો નિશ્ચય થઇ ગયો કે, એ બન્ને ખાટલાઓમાંથી એક ઉપર પિશાચપતિ અને બીજા ઉપર શાન્તા સુતી છે. હરનામ-સિંહ નજરે નહિ પડવાથી કૃષ્ણલાલના મનમાં થોડી ચિંતા ઉપજી છતાં તે સાહસ કરીને તંબૂની અંદર ચાલ્યો ગયો.

ધીમેથી ડરતો ડરતો તથા કંપતો કંપતો તે ખાટલા પાસે ગયો તથા ખંજરથી તેમને બન્નેને મારી નાખવાનો વિચાર કર્યો; પરંતુ પ્રથમ કોના ઉપર ઘા કરવો તેના વિચારમાં એ પડી ગયો. પિશાચપતિ અને શાન્તા પગથી માથા સુધી ચાદર ઓઢીને સુઇ રહેલાં હતાં. આમ હોવાથી કયા ખાટલા ઉપર કોણ સુઇ રહ્યું છે એ પ્રથમ જાણવાની જરૂર હતી. તે સાથે દીપકને બુઝાવી નાખવો કે નહિ એનો પણ કૃષ્ણલાલનો વિચાર કરવા લાગ્યો. જો કે ખૂન કરવા માટે તેણે પોતાનો ખંજરવાળો હાથ ઉંચો કર્યો હતો; કિન્તુ હૃદયની દુર્બળતાને લીધે એ હાથ કંપતો હતો. તેણે સ્વગત વિચાર્યું:—" જો હું પ્રથમ શાન્તા ઉપર ઘા કરીશ તો ચીચીઆરી સાંભળી પિશાચ-પતિ જાગી ઉઠશે અને મ્હને કેદ કરશે વળી હું એકલો કોઇ પણ રીતે એમને પહોંચી વળી શકીશ નહિ. આમ હોવાથી પ્રથમ પિશાચપતિને જ યમસદનમાં મોકલી દેવો જોઇએ. જો કદાચ પિશાચપતિની

ચીસથી શાન્તા જાગી ઉઠશે તો તેથી કાંઇ હરકત નથી. હું તેને શ્વાસ લેવા જેટલો વખત પણ આપીશ નહિ. એક સ્ત્રી મ્હને શું કરી શકનાર છે? અસ્તુ. હવે પિશાચપતિ ક્યાં સૂતો છે અને શાન્તા ક્યાં સૂતી છે એ મ્હારે જાણી લેવું જોઇએ. "

થોડા સમયમાં કૃષ્ણલાલના મનમાં અનેક વિચાર ઉપજ્યા. છેવટે પિશાચપતિ ક્યાં સૂતો છે એ જાણી નહિ શકાવાથી તેણે તેમને બન્નેને બેહોશ બનાવી ઉપાડી જવાનો વિચાર કર્યો; કેમ કે એમ કરવાથી પોતાની માતા રામેશ્વરી પ્રસન્ન થશે એવી કૃષ્ણલાલની ધારણા હતી.

કૃષ્ણલાલે પોતાના વાટવામાંથી બેહોશીની ઘણી તેજ દવા બ્હાર કાઢી તથા એ દવા તેણે પિશાચપતિ અને શાન્તાનાં મ્હોં ઉપર ચાદરપર જ ભભરાવી દીધી. પછી તે એ બન્નેને બેહોશ બની જવાની રાહ જોવા લાગ્યો.

અલ્પકાળમાં જ તેમણે બન્નેએ હાથ પગ હલાવ્યા જેથી તેમના ઉપર બેહોશીની અસર થઇ છે એમ કૃષ્ણલાલ સમજી ગયો. તેણે પછી બન્નેનાં શરીર ઉપરની ચાદર ખેંચી લીધી, ચાદર ખેંચી લેતાં કૃષ્ણલાલે જોયું કે, એ બન્નેમાં પિશાચપતિ નહોતો; પરંતુ એ બન્ને સ્ત્રીઓ હોઇ એમાંની એક પિશાચપતિની સ્ત્રી શાન્તા હતી. બીજી સ્ત્રીને કૃષ્ણલાલ ઓળખતો નહોતો.

કૃષ્ણલાલે ફરી એક વખત બેશુદ્ધિની દવા સુંઘાડી શાન્તાને સર્વાંશે બેશુદ્ધ બનાવી દીધી. પછી તેને ખાટલામાંથી ઉંચકી ઘણી જ સાવધાનતાથી તંબૂની બ્હાર લઇ ગયો. ત્યાં તેણે પોતાના એક સાથીને હાજર રહેલો જોયો. બન્ને જણાએ મળી શાન્તાની ગાંસડી બાંધી તથા સ્ફુર્તિથી તેઓ તેને ઉપાડી ગયા.

શાન્તા પોતાના પંઝામાં ફસાવાથી કૃષ્ણલાલની પ્રસન્નતાનો પાર રહ્યો નહોતો, તે વિચારતો હતો કે શાન્તાને ફસાવાથી પોતાની માતા રામેશ્વરીને ઘણો આનન્દ થશે તથા તે પોતાની પુષ્કળ પ્રશંસા કરશે; અસ્તુ. કૃષ્ણલાલે શાન્તાને બારોબાર પોતાને ઘેર લઇ જવાનો વિચાર કર્યો તથા આવી જ રીતે બીજી વખતે પિશાચપતિ અને પોતાના બીજા શત્રુઓને ફસાવીને જહન્નમમાં મોકલી દેવાનો તેણે નિશ્ચય કર્યો.

એક ગાઉ જેટલો માર્ગ કાપ્યા પછી કૃષ્ણલાલ જ્યારે એક સંકેતસ્થળે જઇ પહોંચ્યો ત્યારે ત્યાં તેના બીજા સાથીઓ સાથે તેની મુલાકાત થઇ. એ સાથીઓ કેટલાક કસેલા ઘોડાઓ સાથે ઉભા રહી તેની રાહ જોયા કરતા હતા.

એક ઘોડા ઉપર સવાર થયા પછી કૃષ્ણલાલે શાન્તાની ગાંસડી પોતાની આગળ ગોઠવો દીધી. રસ્તામાં તેણે તથા તેના સાથીઓએ કેટલીક વખત ભોજન કર્યું; પરંતુ એ પાપાત્માઓએ બીચારી શાન્તાની કાંઇ ખબર લીધી નહિ. તેમને જ્યારે એમ લાગતું હતું કે, હવે શાન્તાની બેશુદ્ધિ ઉતરી જવા આવી છે ત્યારે ફરી ફરી બેશુદ્ધિની દવા સુંઘાડી તેમણે તેની બેશુદ્ધિ કાયમ રાખી.

કૃષ્ણલાલ ઘેર જઇ પહોંચ્યો એટલે તેને જોઇ તેની માતા ઘણી પ્રસન્ન થઈ. પછી તેને જ્યારે એમ માલૂમ પડ્યું કે તેનો કુળદીપક દીકરો શાન્તાને ઉપાડી લાવ્યો છે ત્યારે તો તેના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે કૃષ્ણલાલની ઘણી પ્રશંસા કરીને કહ્યું:—" શાન્તા ઉપરનું વૈર વાળવામાં હવે આપણે એક ક્ષણનો પણ વિલંબ ન કરવો જોઇએ. પ્રથમ તું એને થાંભલા સાથે મજબૂત બાંધી શુદ્ધિમાં લાવ અને જોડાઓ ફટકાવી બરાબર ખબર લે. વળી પ્રથમથી એના

મ્હોંમાં કપડાનો ડુચો ઘાલ કે જેથી તે કાંઇ બોલી શકે નહિ અને આપણને ગાળો દઈ શકે નહિ.”

કૃષ્ણલાલને પણ તેની માતાની આ સલાહ પસંદ પડી તથા તેણે તેમજ કર્યું. શાન્તાના મ્હોંમાં કપડાનો ડુચો ઘાલવામાં આવ્યો. પછી તેને એક થાંભલા સાથે મજબૂત દોરડાથી બાંધી શુદ્ધિમાં લાવવામાં આવી. શુદ્ધિમાં આવતાં પોતાની દુર્દશાનું દર્શન કરી તે ઘણી ગભરાઇ ગઇ. પ્રયત્ન કરવા છતાં કાંઈ બોલી શકાયું નહિ એટલે તે આંખોમાંથી આંસુની ધારાઓ વહેવડાવવા લાગી.

કૃષ્ણલાલે તેની સ્થિતિ ઉપર સહજ પણ ધ્યાન આપ્યું નહિ. પોતાની માતાની આજ્ઞા મેળવી તે શાન્તાને જોડાનો માર મારવા લાગ્યો. તે મારની વ્યથાથી બેહોશ બની જઇ નમી પડી ત્યાં સુધી નિષ્ઠુર કૃષ્ણલાલે તેને માર માર્યો. પછી કૃષ્ણલાલની માતાએ કૃષ્ણ-લાલ પાસે એક પત્ર નાખીને કહ્યું:—“ આને બરાબર વાંચી જો. ત્યાં સુધીમાં હું બ્હાર જઇને આવું છું.”

આમ કહી ઉત્તરની રાહ જોયા સિવાય તે બ્હાર ચાલી ગઇ. તેના આવા વ્યવહારથી કૃષ્ણલાલને ઘણું આશ્ચર્ય લાગ્યું. પત્ર ઉંચકી લઇ દીપક પાસે જઇને તે વાંચવા લાગ્યો. એ પત્રમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

“પિશાચપતિની સાથે પ્રપંચ રમવામાં ત્હારા જેવો આજ-કાલનો અજ્ઞાની છોકરો કદાપિ ફાવી જાય એ સર્વથા અશક્ય છે. તું એમ ધારતો હોઇશ કે, શાન્તાને તું ફસાવી લાવ્યો છે; પરંતુ યાદ રાખજે કે તે ત્હારા પંઝામાં ફસાય તેમ નથી તેમ જ તું એનો એક વાળ પણ વાંકો કરી શકનાર નથી. જે સ્ત્રીને શાન્તા સમજીને ત્હેં જોડા માર્યા છે એ વાસ્તવિક રીતે શાન્તા નથી. પાણીથી એનું

મ્હોં ધોઇ નાખીશ એટલે આ પિશાચપતિની ચાલાકી ત્હારા સમજવામાં આવશે અને ત્હારો ભ્રમ દૂર થઇ જશે. જો તને ત્હારો જીવ સહજ પણ વ્હાલો હોય તો આ પિશાચપતિનો પીછો હવેથી કદાપિ લઇશ નહિ."

પત્ર વાંચવામાં આવતાં જ કૃષ્ણલાલના હોશ કોશ ઉડી ગયા. જલ્દી તેણે પાણીનો લોટો ઉંચકી લીધો તથા મ્હોંમાં ખોસેલો ડુચો બ્હાર કાઢી નાખી વ્યાકુળતાથી તે શાન્તાનું મ્હોં ધોવા લાગ્યો. ત્યાં સુધીમાં શાન્તા પણ શુદ્ધિમાં આવી. ચહેરો સાફ થતાં શાન્તાને બદલે કૃષ્ણલાલે તેની માતા રામેશ્વરીને જ જોઇ. રામેશ્વરીએ કૃષ્ણલાલને ઉદ્દેશીને કહ્યું:-"કેમ બેટા ! ત્હેં મ્હારી સાથે આવું વર્તન શામાટે ચલાવ્યું ?"

કૃષ્ણલાલના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે ગભરાઇ જઇને તેની માતાનું મ્હોં જોવા લાગ્યો. શોકસંતાપની વિશેષતાને લીધે અડધી ઘડી સુધી તે એક શબ્દનો પણ ઉચ્ચાર કરી શક્યો નહિ. એ સમય દરમ્યાન રામેશ્વરીએ તેને ઘણો ઠપકો આપી તેનો તિરસ્કાર કર્યો. જે તેણે મસ્તક નમાવી ચુપકીદીથી સહન કર્યો. જ્યારે તે કાંઇક સ્વસ્થ થયો ત્યાર તેણે વિચાર્યું:-"જે રામેશ્વરી પત્ર ફેંકી પલાયન કરી ગઇ છે તેને પ્રથમ પકડવી જોઇએ." પણ કાર્ય તેની શક્તિ બ્હારનું હતું; કેમ કે એ રામેશ્વરીને પલાયન કરી ગયાને ઘણો વખત થયો હતો. કૃષ્ણલાલે વિચાર્યું કે, હવે કોઇ પણ રીતે એને પકડી શકાય તેમ નથી.

કૃષ્ણલાલે તેની માતા રામેશ્વરીના હાથપગ છોડી નાખ્યા. અને કહ્યું:-"આ શું થયું એ હું સમજી શકતો નથી. તું પિશાચપ તંબુમાં કેવી રીતે જઇ પહોંચી અને અહીં રહેનારી રામેશ્વરી કોણ હતી તેમ જ તે ક્યાંથી અત્રે આવી ?"

રામેશ્વરી:—એ સંબંધી હું કાંઇ પણ ઉત્તર આપી શકું તેમ નથી તથા મ્હને કાંઇ માલૂમ નથી. ત્હારા ચાલ્યા ગયા પછી પણ હું આ જ ઘરમાં હતી તથા અત્રે જ બેહોશ બની ગઇ હતી. તું કહે કે શું થયું છે તથા ત્હેં મ્હારી સાથે આવું નિષ્ઠુર વર્તન કેમ ચલાવ્યું છે?

કૃષ્ણલાલે પોતાની સઘળી હકીકત કહી સંભળાવી તથા છેવટે કહ્યું:—"હવે તું જ કહે કે એમાં મ્હારો શો દોષ છે?"

---

# પ્રકરણ ૧૫ મું.

## ભૂતકાળના કેટલાક ભેદ.

માયાસુંદરી, બંસરીબાલા, પદ્માવતી અને અલકકિશોરી આનંદ વિનોદમાં પોતાના દિવસો પસાર કરવા લાગી. તેમનો ચારે જણીઓનો અરસ્પરસ દૈવી અનુરાગ હતો. તેમણે અત્યાર પૂર્વે ઘણા સુખ દુઃખના પ્રસંગોને અનુભવ્યા હતા. તેમનાં ચારેનાં હૃદય આયનાના જેવાં સ્વચ્છ-નિર્મળ હતાં. ના-ના, અમારી ભૂલ થાય છે. હૃદયની સાથે આયનાની ઉપમા અમને ઉચિત લાગતી નથી. લોકોએ એ ઉપમાને કેમ પસંદ કરી રાખી છે એ અમે સમજી શકતા નથી. જેની પ્રકૃતિમાં કોઇ પણ પ્રકારનું પરિવર્તન ન થાય એ વસ્તુનો જ ઉપમામાં વ્યવહાર કરવો જોઇએ. આયનો એવી વસ્તુ નથી. દરેક આયનો ઍબ વગરનો, સાફ તથા ડાઘ વિનાનો હોતો નથી તથા તે દરેકનો ચહેરો એક જ પ્રકારનો દેખાડતો નથી. તે તો જેનો જેવો ચહેરો હોય છે તેવો જ બની જાય છે અર્થાત્ તેનામાં પરિવર્તન થાય છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી જે લોકો નીતિકુશળ છે તથા જે જેવું કરે તેની સાથે તેવું જ કરવું એથી જેમની નીતિ હોય છે તેમનાં હૃદયોને જ આયનાની ઉપમા આપી શકાય તેમ છે; પરંતુ માયાસુંદરી, બંસરીબાલા, પદ્માવતી અને અલકકિશોરીનો સ્વભાવ એવો નહોતો. તેમનાં હૃદય ભેદભાવરહિત હતાં. ઇર્ષ્યા, અસુયા, દ્વેષ, કલહ વગેરે વિકારોનો અંશ સુદ્ધાં એ હૃદયોમાં નહોતો. તેમનામાંથી જો કોઇનું મ્હોં સહજ ચઢેલું જોવામાં આવતું તો તેને ઉદ્દેશી બીજી હસીને એમ કહેતી હતી કે, "બ્હેન! મ્હેં તમારું જે બગાડ્યું તે

હવે ન બગાડયું નહિ થાય; પરંતુ તમારા મુખે એવો તે શો ગુન્હો કર્યો છે કે તમે તેને બગાડો છો ?!" આટલા શબ્દોથી એ ચઢેલું મ્હોં પાછું હસતું થઇ જતું હતું. આ સઘળા વિચાર કરી જોતાં અમે એમનાં હૃદયોને આયના સાથે સરખાવી શકતા નથી. અમે તો એ હૃદયોની ગંભીરતા તથા વિશાળતાનો વિચાર કરી એમને સમુદ્ર સાથે સરખાવવાં જ ઉચિત ધારીએ છીએ.

પોતે રાજવંશી છે એવો વિચાર સુદ્ધાં એમના મનમાં કદાપી ઉપજતો નહોતો. તેઓ પોતાને લાયકનું ગૃહકાર્ય પ્રસન્નતાપૂર્વક કરતી હતી તથા ખાનપાનની વસ્તુઓપર સવિશેષ ધ્યાન રાખતી હતી. પોતાના પતિને લેશમાત્ર પણ કષ્ટ કિંવા ચિંતા ન થાય એ વિષયની પ્રત્યેકને ઘણી ફિકર રહેતી હતી. તેઓ વડીલોનાં માનમર્યાદાનું સર્વાંશે રક્ષણ કરતી હતી. મહારાણી મૃગલોચનીની વાત તો દૂર રહી પરંતુ પુષ્પાવતી અને કિશોરીને પણ તેઓ સાસૂ સમાન સમજતી હતી. દાસદાસીઓ સુદ્ધાં એમના સદય માયાળુ વ્યવહારથી ઘણી પ્રસન્ન રહેતી હતી. જો કોઇ દાસ દાસીનો કાંઇ ગુન્હો થતો તો તેમનો તિરસ્કાર કરી ગાળો દેવાના બદલે ઉપદેશદ્વારા તેમને સમજાવીને શર્માવી દેતી હતી. સર્વથી વિચિત્ર વાત તો એ હતી કે તેમનાં મુખ ઉપર ક્રોધ, શોક કિંવા ચિંતા કદાપિ જોવામાં આવતી નહોતી. તેઓ જ્યારે પોતાના પતિને દુઃખી થયેલા જોતી ત્યારે જ તેમના દુઃખની સીમા રહેતી નહિ. આવી સ્થિતિમાં એમની યથાર્થ આંતરિક ભક્તિને લીધે તેમના પતિને પોતાનું દુઃખ છુપાવવું પડતું હતું અગર તો એમને પ્રસન્ન કરવા માટે તેઓને બીજો કોઇ પ્રયત્ન કરવો પડતો હતો. તાત્પર્ય એ છે કે તેમણે ચારે જણીઓએ પોતાના સરળ સ્વભાવથી, વિનયી વ્યવહારથી અને સ્નેહની મધુરતાથી સર્વના અંતર હરી લીધાં હતાં.

તેઓ પિશાચપતિની પત્ની શાન્તાની દૃઢ પતિભક્તિની પુષ્કળ પ્રશંસા કરતી હતી. તેમને પોતાની જીંદગીમાં દુઃખોના મહાન્ સમુદ્રોમાંથી પાર ઉતરવું પડ્યું હતું પણ કિરતારની કૃપાથી તેઓ જ્યારે સંકટસમુદ્રને કિનારે આવી ત્યારે કલ્પવૃક્ષની છાયા મેળવી શકી તથા તેમની સકળ ચિંતા દૂર થઇ ગઇ.

સંધ્યાનો સમય થવાને એક કલાકનો વિલંબ હતો. સૂર્ય ભગવાન્ અસ્તાચળ તરફથી નમી પડયા હતા. એમનાં રંગબેરંગી કિરણોનો પ્રકાશ ઘણો મનહર લાગતો હતો. પ્રકૃતિએ પોતાનું ગૌરવ વધારવાના આશયથી પોતાની સહચરીઓ અને સહાયકોને સોનેરી તાજ પહેરાવી દીધો હોય એવો ભાસ થતો હતો.

આવા ચિત્તરંજક સમયે માયાસુંદરી, બંસરીબાલા, પદ્માવતી, અલકકિશોરી તથા નારંગી અટારીપર એક સુસજ્જિત ઓરડામાં બેસી જાળીવાળી બારીઓમાંથી અરણ્યની શોભાનું દર્શન કરતી હતી અને તે સાથે તેમની વચ્ચે મધુર વાતચિત પણ ચાલતી હતી. પદ્માવતીએ માયાસુંદરીને કહ્યું:—"બ્હેન! પહેલાં એક વખત એવો હતો કે, આના કરતાં વિશેષ ભયંકર અને ફાડી ખાનારાં જાનવરોથી ભરેલાં જંગલોમાં આપણુને આપણી ઇચ્છા વિરુદ્ધ ફરવું પડતું હતું. ઇશ્વર કૃપાથી એ દુઃખમય વખત દૂર થયો છે તથા હવે જંગલની શોભાથી આપણુને એમા ફરવા જવાનું મન થાય છે."

માયાસુંદરીઃ—ખરું છે; જે કાર્ય લાચારીથી કરવું પડે છે તે સારું હોય છે તો પણ ચિત્તને ખોટું જ લાગે છે. મ્હને તો દુશ્મનોનો જેટલો ભય હતો તેટલો ભય ફાડી ખાનારાં જનાવરોનો નહોતો. એવો સમય ઇશ્વર કોઇને ન બતાવે. એ સમયે આપણી ભાગ્યદેવી આપણાથી વિરુદ્ધ હોવાથી આપણાં સ્નેહીઓ પણ શત્રુ બની જતાં હતાં.

(નારંગી તરફ જોઇને) પેલી માધવીની સખી લલિતાનું મ્હેં શું બગાડયું હતું કે તેણે મ્હને પુષ્કળ દુઃખ દીધું ?

નારંગીઃ—એને પણ એના કર્મનું ફળ ભોગવવું પડયું છે.

માયાસુંદરીઃ—વળી એ દુઃખના દિવસોમાં ધનપતના ભાઇએ પણ મ્હને ઓછું દુઃખ દીધું હતું કે ? જ્યારે હું નાગરને ત્યાં કેદ હતી ત્યારે એ કમબખ્ત નજરે પડતાં મ્હારું લોહી સુકાઇ જતું હતું.

અલકઃ—ખરું છે. એને પિશાચપતિએ જ જહન્નમમાં મોકલી દીધો હતો. નાગરે એ બનાવને તદ્દન છુપાવી રાખ્યો તથા એ વિષય સંબંધી પોતાનું હિત વિચારીને જ માયાવિનીને તેણે કાંઇ કહ્યું નહોતું.

માયાસુંદરીએ અલકકિશોરીને કહ્યું:—"બ્હેન ! તમે તો ઘણાં ધર્મપરાયણ તેમ જ ભલાં છો; છતાં કોણ જાણે કે શાથી એ વખતે તમે માયાવિનીના પક્ષમાં ભળી જઇ મ્હને મારી નાખવા તૈયાર થયાં હતાં.

અલકકિશોરીએ લજ્જિત તથા ઉદાસ બની જઇને કહ્યું:—"પાછી તમે એજ ચર્ચા કાઢી કે ? હું ઘણી વખત હાથ જોડીને તમને કહી ચુકી છું કે, 'એ વાતને યાદ કરાવી તમે મ્હને શર્માવશો નહિ—દુઃખી કરશો નહિ. એ વખતે હું પરાધીન હતી તથા મ્હારું કોઇ સહાયક નહોતું. મ્હારે માટે કોઇ ઠામ ઠેકાણું નહોતું. વળી એ દુષ્ટાની સાથે રહી હું મ્હને છુપાવી શકું તેમ નહોતી. આમ હોવા છતાં તમે જાણી જોઇને એ વાતો યાદ કરી મ્હને સતાવો છો ! તમે કહેતાં હો તો હું અહીં બેસું નહિ તો અહીંથી ચાલી જઉં ?"

માયાસુંદરીઃ—મ્હારાથી ભૂલ થઇ છે એ માટે હું ક્ષમા માગું છું; છતાં તમે સમજ્યાં છો એવો મ્હારો આશય નહોતો. કૃષ્ણલાલ સંબંધી બે ચાર વાતો પૂછવાની મ્હારી ઇચ્છા હતી. એ વાતો હજી સુધી જાણવામાં આવી નથી.

અલક:—એ વાતો પણ મ્હારે માટે એવી જ દુ:ખદાયક છે!

માયા:—યશોદા બનીને કૃષ્ણલાલ સાથે તમે શું શું કર્યું એ હું નહિ પૂછું. કૃષ્ણલાલે પેલો ટીનનો ડબ્બો ચોરી લાવી તમને નોકામાં આપ્યો હતો એ ડબ્બામાં શું હતું તે જાણવાની મ્હારી ઇચ્છા છે. નહેરના કિનારાવાળા બંગલામાં જઇ પહોંચી ને તે કેવી રીતે ફસાયો તથા એ બંગલામાં કેવી તસ્વીર હતી? શ્યામગઢના ભોંયરામાં તમારી તસ્વીર કોણે લટકાવી હતી તથા તમે ત્યાંની હકીકત કેવી રીતે જાણી શકયાં હતાં? આ સઘળી વાતોનો ખરો ભેદ હજી સુધી મ્હને માલૂમ પડયો નથી.

અલક:—તમારી આ સઘળી વાતોના ઉત્તર આપવા હું તૈયાર છું. એ તિલિસ્મી બાગ અનેક પ્રકારની અજાયબીઓથી ભરેલો છે એ તમે સારી રીતે જાણો છો. ત્યાંની ઘણીખરી હકીકત માયાવીની અને દારોગાને માલૂમ હતી. એ સ્થળે કિંવા તેની આસપાસ લઇ જઇને કોઇને ડરાવવું, ધમકાવવું અગર દુ:ખી કરવું એ કાંઇ મુસ્કેલી-ભર્યું કાર્ય નહોતું.

માયા:—એ તો હું પણ જાણુંછું.

અલક:—કૃષ્ણલાલને તો કામ કાઢી લેવા માટે જાણી જોઇને જ કેદ કરાવવામાં આવ્યો હતો. વળી તમે જાણો છો તેમ દારોગોના મકાનમાંથી તિલિસ્મીના ખાસ બાગમાં જવાનો ગુપ્ત માર્ગ જમીનની અંદર જ આવેલો છે. એ માર્ગેથી જ એને ઉપાડી જવામાં આવ્યો હતો.

માયા:—પણ પેલા ટીનના ડબ્બામાં શું હતું?

અલક:—પેલી પોટલીમાં જે કલમદાન હતું તે અમારા વિશેષ કામનું નહોતું; પરંતુ એ ડબ્બામાં ઇન્દિરાવાળું કલમદાન હોઇ દારો-ગાને તેનો ઘણો ડર હતો. તે કોઇ પણ રીતે એ કલમદાન મેળવવાને ઇચ્છતો હતો. ખરી વાત એ છે કે, એ કલમદાનને માટે જ મ્હારે

યશોદા બનવું પડયું હતું. દારોગાએ ખરી યશોદાને કેદ કરાવી તેને એવી રીતે મારી નખાવી કે એ વિષયની કોઇને ખબર પડી નહિ. પછી યશોદાનો વેશ ધારણ કરી એ કામ કરવાની મ્હને તેણે આજ્ઞા કરી. લાચારીથી હું યશોદાનો વેશ ધારણ કરી કૃષ્ણલાલને મળી. પછી તેને વશ કરીને શ્રીમાન્ ઇન્દ્રદેવના મકાનમાંથી એ કલમદાન તથા બીજા કેટલાક કાગળપત્રો મ્હેં કૃષ્ણલાલ મારફતે ચોરાવી મંગાવ્યા હતા. એ કલમદાન નજરે પડતાં મ્હને ઘણો ભય લાગતો હતો; કેમ કે એ કલમદાન આપણા લોહીની તરસી તથા દારોગાના ઘણા ભેદોથી ભરેલી હતી એમ હું જાણુતી હતી. તે ઉપરાંત એના ઉપર ઇન્દિરાની બાલ્યાવસ્થાની એક છબી હતી તથા સુંદર અક્ષરોમાં એનું નામ લખેલું હતું. ઇન્દિરા અને તેનાં માતાને નિષ્ઠુરતાથી મારી નાખવામાં આવ્યાં છે એવું જ હું એ વખતે જાણુતી હતી અને એ કારણથી ઇન્દિરાની કલમદાન નજરે પડતાં મ્હારા મનમાં ભિન્ન ભિન્ન પ્રકારના વિચારો ઉપજતા હતા. એ કલમદાન જોઇ હું કંપી ઉઠી. પછી હું કૃષ્ણલાલને સાથે લઇ ખાસ બાગની સરહદમાં જઇ પહોંચી ત્યારે તે ધનપતને સોંપી મ્હારો દુપટ્ટો નહે-રમાં ફેંકી દઇ ખાસ બાગમાં ચાલી ગઇ. ત્યાંથી બીજે રસ્તેથી પેલા તિલિસ્મી કૂવાની નીચે જઇ પાણીના પ્યાલા સાથે બનાવટી હાથ બ્હાર કાઢીને મ્હેં જ બતાવ્યો હતો. ત્યાર પછી હું માયાવિની પાસે ગઇ. અવશિષ્ટ રહેલું કાર્ય ધનપત અને દારોગાએ મળી પૂર્ણ કર્યું. દારોગાવાળા બંગલામાં જે તસ્વીર રાખવામાં આવી હતી એ કેવળ કૃષ્ણલાલને છેતરવા માટે જ ત્યાં રાખી હતી. એમાં બીજો કોઇ હેતુ નહોતો. વળી શ્યામગઢના ભોંયરામાં મ્હારી જે તસ્વીર લોકોએ જોઈ હતી એ રાણા દિગ્વિજયસિંહનાં દાદીએ મ્હારી સગવડતા માટે ત્યાં

રાખી હતી વળી ભોંયરાને લગતા ઘણા ભેદ સમજાવીને તેમણે મ્હને એમ કહી રાખ્યું હતું કે, જ્યાં મ્હારી છબી ટાંગેલી હોય ત્યાંથી અમુક દિશાએ અમુક માર્ગ આવેલો છે. એ વૃદ્ધા ઘણાં ભલાં તથા માયાળુ હતાં. રાણા દિગ્વિજયસિંહના કરતાં તેઓએ ભોંયરાનો વિશેષ ભેદ જાણતાં હતાં. તેમણે મ્હને ઘણી મદદ કરી હતી. એ હકીકત મહારાજશ્રીને મ્હેં નિવેદન કરી છે. જ્યારે હું શ્યામગઢના કિલ્લામાં હતી ત્યારે એ ભલાં બાઇ મ્હારી પાસે આવી મ્હને ઘણી વાતો સમજાવી ગયાં હતાં. એ વિષયની રાણા દિગ્વિજયસિંહને કાંઇ ખબર નહોતી. રાણા દિગ્વિજયસિંહ તરફ તેમનો બિલ્કુલ પ્રેમ નહોતો કેમ કે તે તેમનું માન બરાબર જાળવતો નહોતો. આવી રીતે હું એમની મદદથી જ શ્યામગઢના ભોંયરામાં જઇ પહોંચી હતી; પરંતુ કુંદન અર્થાત્ ધનપતે ત્યાં જે કાંઇ કર્યું હતું તે માયાવિનીના દારોગાને લીધે જ કર્યું હતું. ઘેર પાછા ફર્યા પછી મ્હને એમ માલુમ પડ્યું કે, દારોગો છુપી રીતે ત્યાં કેટલીક વખત ગયો હતો અને કુંદનને મળ્યો હતો; પણ મ્હારા સંબંધી તે કાંઈ જાણતો નહોતો. જો ખબર હોત તો મ્હારામાં અને કુંદનમા જૂદાઇ રહેત નહિ. આમ છતાં ધનપતે ઘેર આવ્યા પછી પણ મ્હારાથી ઘણી વાતો છુપાવી રાખી હતી એ માટે મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે.

માયાસુંદરીઃ—વારૂં, હવે કહો જોઇએ કે શ્યામગઢમાં જે તસ્વીર કુંદનને દેખાડવા માટે મ્હને આપી હતી એ તમને કયાંથી મળી હતી તથા તમને તેમ જ કુંદનને એની ખરી હકીકત કયાંથી માલૂમ પડી હતી?

અલકઃ—ખરી રીતે અસલમાં કુંદન કોણ હતી એ જાણવાને હું એ પ્રસંગે અધીરી બની ગઇ હતી! એ રાણા વીરસિંહજીની કોઇ

બહુરૂપિણી હશે એવો સંશય પણ મ્હારા મનમાં ઉપજ્યો હતો તથા એ સંશયનું સમાધાન કરવાના ઉદ્દેશથી જ પેલી તસ્વીર મ્હેં પોતે બનાવી તેને બતાવવા માટે તમને આપી હતી. વળી એ તસ્વીરનો ભેદ અમે મનોરમા પાસેથી જાણ્યો હતો. મનોરમાને પોતાની માતા સમજીને ઇન્દિરા જ્યારે તેની જાળમાં ફસાઇ પડી હતી ત્યારે ઇન્દિરાએ એ ભેદ મનોરમાને જણાવ્યો હતો.

માયાસુંદરીઃ—ઠીક છે. સઘળા બખેડાઓનું મૂળ કમબખ્ત દારોગો છે એમાં બિલ્કુલ શંકા જેવું નથી. જો જમાનીઆના રાજ્યમાં એ બદમાશ ન હોત તો જે જે અનર્થો થયા છે. એમાંનો એક પણ ન થાત તથા આપણને પુષ્કળ દુઃખ વેઠવું ન પડત. (પદ્માવતીને ઉદ્દેશીને) પરંતુ બ્હેન! તમે કહો તો ખરાં કે એ બદમાશનું કોઇ વાલીવારસ કિંવા સગુંવ્હાલું આ દુનિયામાં છે કે નહિ?

પદ્માવતીઃ—એક જ માણસ સિવાય બીજું કોઇ એનું સગું વ્હાલું નથી. આ દુનિયાનો એવો નિયમ છે કે જ્યારે કોઇ માણસ ભલાઇ અગર બુરાઇ શિખે છે ત્યારે તે તેનો પ્રથમ આરંભ ઘરથી જ કરે છે. માબાપના અયોગ્ય લાડકોડથી તથા તેમની અસાવધાનતાથી ખરાબ રસ્તે ચાલતાં છોકરાંઓ ઘરમાંથી જ શ્રી ગણેશ કરે છે અને પછી ધીમે ધીમે દુનિયામાં પ્રખ્યાત થાય છે. એ જ નિયમ કમબખ્ત દારોગાને પણ લાગુ પડે છે. પ્રથમ તો તેણે પોતાનો રાક્ષસી જાલિમ હાથ પોતાના ઘરનાં માણસો ઉપર ફેરવી, તેમને જહન્નમમાં મોકલી દઇ તે ઘરનો માલિક થઇ બેઠો. સાધુનો વેશ ધારણ કરવાનું એ બાલ્યાવસ્થાથી જ શિખ્યો છે અને વિશેષ કરીને તેના એ વેશથી જ લોકો છેતરાયા છે. (સ્મિતહાસ્ય કરતાં કરતાં) રાણા ગોપાલસિંહજીએ પણ એને વસિષ્ઠ ઋષિ સમજીને જ પોતાને ત્યાં રાખ્યો

હતો. એના કાકાનો એક છોકરો એના જુલ્મમાંથી બચી ગયો હતો કેમ કે એ પણ પ્રથમ પંક્તિનો બદમાશ હતો તથા દારોગાના જાતિ-સ્વભાવને એ સારી રીતે જાણતો હતો. લાચારીથી દારોગાને એની ખુશામદ કરીને એને પોતાનો સાથી બનાવવો પડ્યો.

માયાસુંદરીઃ—એ મરી ગયો છે કે શું? એનું નામ શું છે?

પદ્માવતીઃ—ના, એ મરી ગયો નથી; પરંતુ મરવા જેવો જ થઇ ગયો છે. એ પણ હમણાં આપણે ત્યાં કેદમાં છે. એણે પોતાનું નામ શિખંડી રાખ્યું હતું. તમે જાણો છો કે, જ્યારે હું જમાનીઆના ખાસ બાગમાંના ભોંયરા અને સુરંગોને રસ્તેથી બન્ને કુમારો અને કેટલાક કેદીઓને લઇ બ્હાર નીકળતી હતી ત્યારે હાથીવાળા દ્વાર પાસે એણે ઇન્દ્રજીતસિંહજીપર ઘા કર્યો હતો.

માયાસુંદરીઃ—બરાબર છે. એ બદમાશ જ એ હતો કે?

પદ્માવતીઃ—હા. એને હું મ્હારો પક્ષપાતી સમજતી હતી; પરંતુ એ બેઇમાને મ્હને પણ છેતરીને દગો દીધો. પહેલી જ વખતે ઘા કરતાં એ કેદ પકડાયો એ ઇશ્વરની કૃપા હતી નહિ તો મ્હારે તેની જાળમાં ફસાઇ—છેતરાઇ ઘણું દુઃખ ભોગવવું પડત તથા......

પદ્માવતી આટલું બોલી હતી એવામાં એની નજર સ્હામે આવેલા જંગલ તરફ ગઇ. તેણે કુમાર આનન્દસિંહને એક ઘોડા ઉપર સવાર થઇ સ્હામેથી આવતો જોયો. આ વખતે એની સાથે બીજું કોઇ માણસ નહોતું. એ સાથે બીજો પણ એક આશ્ચર્યજનક પ્રકાર જોવામાં આવવાથી પદ્માવતી ચમકી ઉઠી. બીજી સુંદરીઓનું ધ્યાન પણ તે તરફ ખેંચાયું.

તેમણે આનન્દસિંહ અને તારાસિંહને જંગલમાંથી મયદાનમાં આવેલા જોયા. ત્યાર પછી તેઓ બન્ને પાછા ફરી ધ્યાનથી કાંઇ

જોતા હોય એમ જણાયું. થોડા વખત પછી બીજા દશ બાર માણસો-ને હાથમાં તીર કમાન લઇ હાજર થયેલા જોયા. તેઓ જંગલમાંથી બ્હાર નીકળતાંની સાથે જ આનન્દસિંહ અને તારાસિંહપર તીર ચલાવવા લાગ્યા. આનન્દસિંહ અને તારાસિંહ પણ પોતાની તલ્વાર મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી તેમના તરફ ધસ્યા તથા જોત જોતાં-માં તેઓ સર્વ લડતા લડતા એ જંગલમાં અદ્રસ્ય થઇ ગયા.

પદ્માવતી, માયાસુંદરી અને બંસરીવાલા વગેરે ઉપરોકત પ્રકારનું દર્શન કરી ગભરાઈ ગઇ. સર્વની ઇચ્છાનુસાર નારંગી દોડતી દોડતી નીચે ગઇ તથા આ સમાચાર યુવરાજ ઇન્દ્રજીતસિંહને જણાવવા માટે તેણે એક દાસીને દોડાવી.

---

# પ્રકરણ ૧૬ મું.

## ભરતસિંહની કર્મકથા.

દિવસનો સમય હતો. મધ્યાન્હકાળ વીતિ ગયો હતો. મહારાજ દેવીસિંહ ભોજન કરીને હમણાં આવ્યા હતા તથા પોતાના ઓરડામાં પલંગપર સુતા સુતા પાન ચાવતા પોતાના મિત્રો અને પુત્રો સાથે હાસ્યવિનોદની વાતચિત કરતા હતા.

મહારાજ સિવાય હમણાં એ ઓરડામાં રાણી વીરસિંહ, યુવરાજ ઇન્દ્રજીતસિંહ, આનન્દસિંહ, રાણો ગોપાલસિંહ, અજીતસિંહ, જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ, કપટશંકર, ભૈરવનાથ, બદ્રિનાથ, જગન્નાથ જ્યોતિષી, તેજસિંહ, ઇન્દ્રદેવ અને રાણા ગોપાલસિંહના દોસ્ત ભરતસિંહ બેઠા હતા.

રાણા વીરસિંહે કહ્યું:—"જે તિલિસ્મી મ્હેં તોડ્યું હતું તે આ તિલિસ્મીની તુલનામાં ઘણું સામાન્ય છે. તે સાથે જ જમાનીઆના રાજ્યમાં દારોગાના જેવા જે મહાપુરુષો ઉત્પન્ન થયા છે તેમ જ ત્યાં જે જે બનાવો બન્યા છે એવા મહાપુરુષો અન્ય સ્થળે જોવામાં આવે તેમ નથી તથા એવા બનાવો પણ અન્યત્ર બને તેમ નથી."

ગોપાલઃ—એ સઘળા બખેડાઓનું કારણ પણ એ તિલિસ્મીને સમજવું જોઇએ. એનો આનંદ લુંટવાને માટે લોકોએ એવા બખેડા મચાવ્યા અને એને લીધે જ લોકોની શક્તિ તથા સાહસમાં પણ વધારો થયો.

અજીતઃ—બેશક એમ જ છે. તિલિસ્મીના ભેદ જેમ જેમ ખુલતા ગયા તેમ તેમ પાપીઓનું પાપ પણ પ્રકાશી નીકળ્યું.

દેવીસિંહ:-દારોગાનાં કાર્યોનો વિચાર કરતાં મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે. એ દુષ્ટે શા સુખ માટે આવાં ભયંકર કુકર્મો કર્યાં ? !

ભરતસિંહે પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:-" મ્હને લાગે છે કે દારોગાનાં કુકર્મોની સંપૂર્ણ હકીકત હજી સુધી મહારાજે નહિ સાંભળી હોય. જ્યારે અમે અમારી હકીકત કહી સંભળાવીશું ત્યારે જ સઘળું મહારાજશ્રી જાણી શકશે."

દેવીસિંહ:-ઠીક છે. અમે પણ આજે તમારી હકીકત સાંભળવાના હેતુથી જ વિશ્રામ લીધો નથી.

ભરત:-હું મ્હારી દુર્દશાપૂર્ણ કર્મકથા કહી સંભળાવવા તૈયાર છું.

અજીત:-ઠીક ત્યારે હવે તમે તમારી કર્મકથા કહેવાનો આરંભ કરો.

"જેવી આજ્ઞા." કહી ભરતસિંહ કહેવા લાગ્યો:-"હું જમાનીઆનો રહેવાસી તથા એક જમીનદારનો પુત્ર છું. રાણા ગોપાલસિંહજી મ્હને પોતાનો મિત્ર સમજતા હતા એ હું મ્હારું સૌભાગ્ય સમજું છું. જાહિર મજલિસમાં પણ તેઓ મ્હને મિત્ર સંબોધનથી સંબોધતા હતા તથા ઘરમાં પણ કોઇ પણ પ્રકારનો પર્દો રાખતા નહોતા આ કારણથી જ જમાનીઆના કર્મચારીઓ તથા સારા સારા ગૃહસ્થો પણ મ્હારાથી ડરતા હતા અને મ્હને માન આપતા હતા; પરંતુ દારોગાને એ પ્રકાર પસંદ નહોતો.

" કેવળ રાણા ગોપાલસિંહજી જ નહિ પણ તેમના પિતા સુદ્ધાં મને પુત્ર સમાન માનતા હતા તથા મ્હારા ઉપર પુષ્કળ પ્રેમ રાખતા હતા. વળી અમે બન્ને દોસ્તોની ચાલચલગતમાં પણ તેઓ કોઇ પણ પ્રકારની અનીતિ કિંવા અધર્મને જોતા નહોતા.

"જમાનીઆમાં બેઇમાન દુષ્ટ લોકોનું એક મંડળ હતું. એની હકીકત આપ સર્વ જાણી શકયા છો તેથી એ સંબંધી વિસ્તારથી કાંઇ કહેવાની જરૂર નથી. પ્રસંગાનુસાર એ વિષયનો હું ઇશારો કરીશ તો પણ ચાલશે.

"રાજ્યોની અંદર સામાન્ય ખટપટ તો ચાલતી જ હોય છે તેથી રાણા ગોપાલસિંહને ગાદી મળતાં પૂર્વે મ્હારે જે કષ્ટ વેઠવું પડ્યું તેને સામાન્ય સમજી હું તેનો ઉલ્લેખ કરી આપના મૂલ્યવાન્ વખતનો ભોગ લઇશ નહિ. રાણા ગોપાલસિંહનું લગ્ન થઇ ગયું ત્યારથી જ હું મ્હારી હકીકત કહું છું. લગ્ન વખતે જે પ્રપંચ રચાયો હતો એ આપ સર્વ જાણો છો.

"જમાનીઆનું ઉપરોક્ત ગુપ્ત મંડળ પિશાચપતિને લીધે જો કે તૂટી ગયું હતું; પરંતુ તેની જડ ગઇ નહોતી. કમબખ્ત દારોગો સર્વ પ્રકારે બચી ગયો હતો તથા એ મંડળની ગુપ્ત નોંધપોથી પણ તેની પાસે રહી હતી.

"ગોપાલસિંહનું લગ્ન થયા પછી ઘણા દિવસ પસાર થઇ ગયા. એવામાં એક દિવસે રાત્રે મ્હારા પગને તેલ ચોળતાં ચોળતાં નોકરે મ્હને કહ્યું, 'રાણા ગોપાલસિંહનું લગ્ન ખરાં લક્ષ્મીદેવી સાથે નહિ પણ બીજી કોઇ સ્ત્રી સાથે થયું છે. એ કાર્ય દારોગાએ લાંચ લઇને કર્યું છે. વળી આ કાર્યને અનુકૂળ કરવા માટે દારોગાએ જ રાણા ગોપાલસિંહના પિતાને મારી નાખ્યા છે."

"ઉપરોક્ત હકીકત સાંભળવામાં આવતાં હું ચમકી ઉઠયો. મ્હારા આશ્ચર્યની સીમા રહી નહિ. મ્હેં તેને ઘણા પ્રશ્નો પૂછ્યા; પરંતુ એ સર્વ પ્રશ્નોના ઉત્તરો તે મ્હારા મનનું સમાધાન થાય એવી

રીતે આપી શકયો નહિ. તે જે કાંઇ કહે છે તે ખરુંજ કહે છે એમ ભાર દઇને તેણે મ્હને જણાવ્યું.

"એ વખતે જ રાણા ગોપાલસિંહ પાસે જઈ તેમને એ હકીકત કહેવાનો વિચાર મ્હારા મનમાં ઉપજયો; પરંતુ કોઇ પણ કાર્યમાં ઉતાવળ ન કરવી જોઈએ એમ સમજી મૌન ધારણ કરી એ કાર્ય કેવી રીતે બન્યું તથા એની ખરી માહિતી કેવી રીતે મળી શકે તેમ છે એની જ ચિંતા હું કરવા લાગ્યો.

"આખી રાત્રિમાં એક ક્ષણ માટે પણ મ્હને નિદ્રા આવી નહિ. ઉપરોક્ત વિષયનો જ વિચાર મ્હેં કર્યા કર્યો. સ્હવાર થતાં સ્નાન સંધ્યાદિ નિત્યકર્મથી નિવૃત્ત થઇ હું રાણાસાહેબને મળવા માટે ગયો તો તેઓ હજી મહેલમાંથી બ્હાર નીકળ્યા નથી એમ મ્હને માલૂમ પડયું. હું સીધો મહેલમાં ચાલ્યો ગયો. એ સમયે રાણાજી સંધ્યા કરતા હતા તથા તેમનાથી થોડે છેટે બેસી માયાવિની ફુલોના ગજરા બનાવતી હતી. તેણે મ્હને જોતાંની સાથે જ કહ્યું, 'અહા! આજે શું છે? મ્હારે માટે આપ કોઇ અદ્‌ભુત વસ્તુ લાવ્યા હો એમ મ્હને લાગે છે!'

"એ વાકયના ઉત્તરમાં હસીને હું ચુપ રહ્યો તથા ઇશારો થતાં ગોપાલસિંહજીની પાસે એક આસનપર બેઠો. તેઓ જ્યારે સંધ્યોપાસન કરી રહ્યા ત્યારે મ્હારી સાથે તેમની વાતચિત ચાલુ થઇ. માયાવિની ત્યાંથી ઉઠી જાય ત્યારે પેલી હકીકત કહેવાનો મ્હારો વિચાર હતો; પરંતુ હું જે કાંઇ કહું તે સાંભળવાના હેતુથી તે ત્યાંથી ઉઠતી નહોતી. હું કોઇ જરૂરી વાત કહેવાને જ આવેલો હોઇશ એવો તેમને દૃઢ વિશ્વાસ હોવાથી સામાન્ય વાત કરી વિદાય થઇ જવું એ મ્હારે માટે અસંભવ હતું. લાચારીથી ગોપાલસિંહજીને મ્હારે સંકેતમાં જ

એમ કહી દેવું પડ્યું કે, 'હું એકાન્તમાં કેવળ આપની સાથે જ વાતચિત કરવાને ઇચ્છું છું.' ગોપાલસિંહે માયાવિનીને કોઇ કાર્યનું નિમિત્ત દર્શાવી ત્યાંથી જ્યારે કાઢી મૂકી ત્યારે તે પણ મ્હારો આશય સમજી જઇ સહજ મ્હોં બગાડી ઉઠી ઉભી થઇ.

"અમે બન્ને એમ જ સમજતા હતા કે, માયાવિની ત્યાંથી ચાલી ગઈ છે; પરંતુ એ કમબખ્તે અમારી બન્નેની વાત અવશ્ય સાંભળી લીધી; કેમ કે એ દિવસથી જ મ્હારી દુર્દશા કિંવા દુર્ભાગ્યનો આરંભ થયો. એણે કેવી રીતે અમારી વાત સાંભળી લીધી એ સંબંધી હું કાંઇ કહી શકતો નથી. જે સ્થળે હું અને રાણાજી બેઠા હતા તેની પાસે જ દિવાલમાં એક ન્હાની બારી આવેલી હતી. કદાચ પછવાડેની બાજૂએ એ બારી નજીક ઉભી રહી એણે મ્હારી વાત સાંભળી હોય તો તે સંભવિત છે.

"મ્હેં મ્હારા નોકરને મુખે જે હકીકત સાંભળી હતી તેમાંથી રાણાજીને એટલી જ હકીકત કહી કે, 'આપના પિતાશ્રીને દારોગાએ જ મારી નાખ્યા છે તથા લક્ષ્મીદેવીના લગ્નમાં પણ એણે કાંઇ ગરબડ કરી છે. ગુપ્ત રીતે આ વિષયની તપાસ કરવી જોઇએ.' એ હકીકત નોકરને મુખે સાંભળી છે એમ મ્હેં તેમને કહ્યું નહિ; કેમ કે હું એને ઘણો ચ્હાતો હતો અને તેના રક્ષણની સંભાળ પણ રાખતો હતો. મ્હારો એ નોકર ઘણો બુદ્ધિમાન્ અને હોશિયાર હોઇ રાજ્યનું કોઇ ભારે કાર્ય કરવાની યોગ્યતા ધરાવતો હતો; પરંતુ તે નિમ્નવર્ણનો હોવાથી કોઇ સારા માનમરતબાને મેળવી શકતો નહોતો.

"ગોપાલસિંહજીએ મ્હારી હકીકત ધ્યાનથી સાંભળી; પરંતુ એ હકીકતપર તેમને વિશ્વાસ બેઠો નહિ. તેઓ માયાવિનીને સતીશિરોમણિ તથા દારોગાને સત્યતા અને પ્રામાણિકતાનું પૂતળું સમ-

જતા હતા. મ્હેં મ્હારા તરફથી રાણાજીને ઘણું સમજાવીને કહ્યું, 'આ વાત આપને કદાચ અસત્ય લાગે તો પણ આપ હમ્મેશાં દારો-ગાથી સાવધાન રહેજો તથા એના કાર્યવ્યવહાર ઉપર સંપૂર્ણ ધ્યાન રાખજો.' પરંતુ અફસોસ! એમણે મ્હારી સલાહ ધ્યાનમાં લીધી નહિ તથા મ્હારી સાથે સાથે જ એમણે પોતાની પણ બરબાદી અને પાયમાલી કરી નાખી.

"ત્યાર પછી પણ કેટલાક દિવસ સુધી હું એમને સમજાવતો રહ્યો તથા એમણે પણ મ્હારી હામાં હા ભણી. આમ હોવાથી વિશેષ પ્રયત્ન કરવામાં આવતાં તેઓ સમજી જશે એવી મ્હારી ધારણા હતી; પરંતુ છેવટે મ્હારી એ ધારણા ખોટી ઠરી. એક દિવસે મ્હારા પેલા હસ્દીન નામના નોકરે ફરી મ્હને એકાંતમાં કહ્યું કે, 'હવે આપ રાજા સાહેબને સમજાવવાનું છોડી દો. મ્હને એમ લાગે છે કે, એમના દુર્ભાગ્યના દિવસો આવી પહોંચ્યા છે. તેઓ આપના કહેવા તરફ બિલ્કુલ ધ્યાન નહિ આપે. માયાવિની અને દારોગાને આપની હકીકત જણાવી દઈ તેમણે ઘણું ખોટું કર્યું છે. હવે એમને સમજાવવાને બદલે આપ આપનો જીવ બચાવવાનો પ્રયત્ન કરો. આપના શિર ઉપર પ્રત્યેક ક્ષણે સંકટ ઝઝુમી રહ્યું છે એમ જ આપ સમજજો. આપે રાણાજીને બધી વાત નથી કહી એ સારું થયું છે નહિ તો વિશેષ ગજબ થાત......"

"હું મ્હારા એ નોકરની પ્રત્યેક વાત ઉપર વિશ્વાસ રાખતો હતો તથા એને મ્હારો હિતાકાંક્ષી કિંવા શુભેચ્છક સમજતો હતો. એનાં ઉપરોક્ત વચનો સાંભળી મ્હને ગોપાલસિંહ ઉપર ઘણો ક્રોધ ઉપજ્યો. એ દિવસથી જ મ્હેં એમને સમજાવવાનું કે કાંઇ કહેવાનું આંડી વાળ્યું. છતાં હું એમના સ્નેહસંબંધનો ત્યાગ તો ન જ કરી શક્યો.

"મ્હેં હરદીનને પૂછ્યું કે, 'આ સઘળી હકીકત તને કેવી રીતે માલૂમ પડે છે?' આ પ્રશ્નનો તેણે બરાબર ઉત્તર ન આપ્યો. મ્હેં ઘણો આગ્રહ કર્યો ત્યારે તેણે કહ્યું કે, 'થોડા દિવસ ધીરજ ધારણ કરી રાખો એટલે આ ભેદ પણ હું આપને અવશ્ય જણાવીશ.'

"બીજે દિવસે સૂર્યાસ્ત થવાને બે કલાકનો વિલંબ હતો ત્યારે હું મ્હારા નજરબાગમાં ફર્યા કરતો હતો અને રાણા ગોપાલસિંહનો ભ્રમ દૂર કરવા શું કરવું એ વિષયની ચિંતા કર્યા કરતો હતો. એવામાં રઘુવીરસિંહ મ્હારી પાસે આવ્યો. તેણે મ્હને કહ્યું, 'આજે મ્હેં એક ઘણો ઉમદા ઘોડો ખરીદ કર્યો છે; પણ હજી સુધી મ્હેં તેની કિમ્મત આપી નથી. આપ એના ઉપર સવારી કરી જોઇ જો એને પસંદ કરો તો હું તેની કિમ્મત ચુકવી આપું. હમણાં હું એને મ્હારી સાથે લઇ આવ્યો છું. આપ એ નવા ઘોડા ઉપર સવાર થાઓ અને હું મ્હારા જુના ઘોડાપર સવાર થઇને આપની સાથે આવું છું. આપણે બન્ને જણા બે ચાર ગાઉ ફરી આવીશું."

"મ્હને ઘોડાનો ઘણો શોખ હતો. રઘુવીરની વાત સાંભળી હું ઘણો ખુશી થયો તથા એ ઘોડો ઉત્તમ હશે તો કિમ્મત આપીને હું જ એને ખરીદી લઇશ એવા વિચારથી મ્હેં કહ્યું, 'ચાલો, જોઇએ તો ખરા કે ઘોડો કેવો છે! મ્હને પણ એક ઘોડાની જરૂર હતી.' આ વાક્યના ઉત્તરમાં રઘુવીરસિંહે કહ્યું, 'બહુ સારું, જો આપને પસંદ પડે તો એ ઘોડો આપ જ રાખી લેજો.'

"એ પ્રસંગે હું રઘુવીરસિંહને ઘણો ભલો માણસ તથા મ્હારો દોસ્ત સમજતો હતો. એ ઘણો અપ્રામાણિક અને શયતાન હશે એની તે વખતે મ્હને ખબર નહોતી. વળી એજ પ્રમાણે દારોગાને પણ હું બહુ ખરાબ નહોતો ધારતો. રાણા ગોપાલસિંહજીની માફક

મ્હારી પણ એવી માન્યતા હતી કે, જમાનીઆના ગુપ્તમંડળ સાથે એ બન્નેનો કાંઇ સંબંધ નથી; પરંતુ હરદીને મ્હારી આંખો ઉઘાડી. તેણે એવું સાબિત કરી બતાવ્યું કે, મ્હારી તથા રાણા ગોપાલસિંહની માન્યતા ભ્રમમૂલક હતી.

"છેવટે હું રઘુવીરસિંહની સાથે જ ઘરમાંથી બ્હાર નીકળ્યો. દરવાજા પાસે જતાં ત્યાં મ્હેં બે કસેલા ઘોડા જોયા. એમાંનો એક ખાસ રઘુવીરસિંહનો ઘોડો હતો તથા બીજો ઘણો ખૂબસૂરત ઘોડો રઘુવીરસિંહે પ્રશંસા કરી હતી તે હતો.

"હું એ નવીન ઘોડા ઉપર સવાર થવાની તૈયારી કરતો હતો એવામાં એક શ્વાસે હરદીને દોડી આવી ઘણી વ્યાકુળતાથી કહ્યું, "ઘરમાં શેઠાણી ( મ્હારી સ્ત્રી ) પડી ગયેલાં હોઇ તેઓ બેશુદ્ધ બની ગયાં છે તથા તેમના મુખમાંથી લોહી વહી જાય છે. આપ જરા અંદર આવીને જોઇ જાઓ.'

"હરદીનની વાત સાંભળી હું ગભરાટમાં પડી ગયો તથા તેને સાથે લઇ ઘરમાં ગયો. હરદીનને મ્હારા અંતઃપુરમાં જવાની હમ્મેશાંને માટે છૂટ હતી. તેને માટે કોઇ પણ પ્રકારનો પર્દો નહોતો. ઘરના બીજા ઓરડામાં ગયા પછી એકાન્ત જોઇ મ્હને રોકીને હરદીને કહ્યું, 'આપને મ્હેં જે ખબર કહી હતી તે તદ્દન ખોટી હતી. શેઠાણીની તબિયત ઘણી સારી છે.' મ્હેં કહ્યું, 'ત્યારે ત્હેં શામાટે મ્હને એવી ખોટી ખબર કહી ?' તેણે ઉત્તર આપ્યો, 'રઘુવીરસિંહની સાથે આપને નહિ જવા દેવાનો જ મ્હારો ઉદ્દેશ હોવાથી મ્હેં એવી ખોટી ખબર કહી હતી.' મ્હેં પૂછ્યું, 'કેમ ? તેની સાથે જવામાં શી અડચણ છે ?' હરદીને કહ્યું, 'એ આપને છેતરીને અહીંથી અન્ય સ્થળે લઇ જઇ આપના પ્રાણનો નાશ કરવાને ઇચ્છે છે. એની

હાજરીમાં હું આપને રોકી શકું તેમ નહોતો; કેમ કે એમ કરવાથી હું એની ચક્ષુશૂળ થાત તથા તે મ્હારા લોહીનો તરસ્યો બની જાત. એવું બનત તો એ દુષ્ટની પ્રપંચજાળમાંથી કોઇ આપને બચાવી શકત નહિ. જો કે મ્હારો જીવ મ્હને આપના જીવથી વિશેષ વ્હાલો નથી તથાપિ આપનું રક્ષણ કરવું એ મ્હારું કર્તવ્ય છે તથા એ વાત આપને આધીન છે. જો કદાચ ભૂલેચુકે આપ મ્હારા ભેદનો સ્ફોટ કરી નાખશો તો હું આ દુનિયામાં વિશેષ કાળ સુધી જીવતો રહી શકીશ નહિ.' મ્હેં વિસ્મિત બની જઇને કહ્યું, 'તું આ શું કહે છે? રઘુવીરસિંહ તો મ્હારો મિત્ર છે.' હરદીને કહ્યું, 'એની મિત્રતા ઉપર આપ સહજ પણ વિશ્વાસ ન રાખશો. આપ આ વખતને ટાળી નાખો. રાત્રે સઘળી હકીકત હું આપને સ્પષ્ટતાથી સમજાવીશ. આમ છતાં મ્હારાં વચન ઉપર વિશ્વાસ ન હોય તો આપ એની સાથે જાઓ; પરંતુ એક તમંચો આપની કમરમાં છુપાવીને સાથે લઇ જાઓ. વળી પશ્ચિમ તરફ કદાપિ નહિ જતાં આપ પૂર્વ તરફ જજો અને હરેક પ્રકારે સાવધાન રહેજો. આવશ્યક પ્રસંગે આત્મરક્ષણ માટે તમંચો ઘણો ઉપયોગી થઇ પડશે. હું કહું છું એટલી હોશિયારી રાખવા છતાં મ્હારાં વચનોની સત્યતાનો સાક્ષાત્કાર આપને અવશ્ય થશે.'

"હરદીનનું કહેવું સાંભળી હું ગંભીર વિચારમાં પડી ગયો. વિચાર કર્યા પછી મ્હેં એને કહ્યું, 'ધન્ય છે! હરદીન! આજે ત્હેં મ્હારા જીવનનું રક્ષણ કર્યું છે. તું કોઇ પણ પ્રકારની ચિંતા કરીશ નહિ. મ્હને હમણાં તું એ દુષ્ટની સાથે જવા દે. હું એના પંજામાં નહિ ફસાતાં ત્હારી સલાહ પ્રમાણે વર્તીશ.'

"પછી ચુપકીદીથી મ્હારા ઓરડામાં જઇ એક બે નળીનો તમંચો મ્હેં મ્હારી કમરપરના વસ્ત્રમાં છુપાવી દીધો. પછી હું બ્હાર

નીકળ્યો એટલે મ્હને જોઇને રઘુવીરસિંહે કહ્યું. ' કેમ ? શા સમાચાર છે ? ' મ્હેં ઉત્તર આપ્યો, ' એ હવે શુદ્ધિમાં આવી છે. વૈદ્યને બોલાવવાનું કહી દીધું છે. એટલા વખતમાં આપણે પણ ફરી આવીશું.'

" એમ કહી હું પેલા નવીન ઘોડા ઉપર સવાર થયો. રઘુવીરસિંહ પણ તેના ઘોડા ઉપર ચઢી બેઠો. પછી અમે ચાલી નીકળ્યા. શહેરની બ્હાર નીકળ્યા પછી મ્હેં મ્હારા ઘોડાને પૂર્વ દિશા તરફ ફેરવ્યો. એ સમયે રઘુવીરસિંહે મ્હને ટોકીને કહ્યું ' એ તરફ નહિ જતાં પશ્ચિમ તરફ ચાલો. એ તરફનું મયદાન ઘણું વિશાળ તથા મનોરંજક છે. ' મ્હેં કહ્યું, ' પૂર્વ તરફનું મયદાન કાંઈ ખરાબ નથી. હું તો આ તરફ જ જવાને ઇચ્છું છું. ' રઘુવીરસિંહ બોલ્યો, ' ના–ના, આપ પશ્ચિમ તરફ જ ચાલો. એ તરફ જવાનું બીજું પણ એક કારણ છે. દારોગા સાહેબ પણ ઘોડાની ચાલ જોવાને ઇચ્છે છે. મ્હેં એમને એમના ઘોડા ઉપર સવાર થઇ એ તરફ જવાનું કહ્યું છે. તેમને મ્હેં અમુક સ્થળે ઉપસ્થિત થવાનું કહેલું હોઇ તેઓ અવશ્ય ત્યાં ગયા હશે તથા આપણી રાહ જોતા હશે. ' મ્હેં કહ્યું, ' જો એમની એવી ઇચ્છા હોત તો તેઓ પણ તમારી સાથે મ્હારે ત્યાં આવી આપણી સાથે જ ચાલત ! ' રઘુવીર બોલ્યો, ' જે થયું તે ખરું હવે આપણે એમનો વિચાર કરી પશ્ચિમ તરફ જ જવું જોઇએ.' હું બોલ્યો, ' મ્હારે પૂર્વ તરફ એક જરૂરી કામ હોઇ અમુક માણસને મળવાની હું પ્રતિજ્ઞા કરી ચુક્યો છું. '

" આવી રીતે અમારી બન્નેની વચ્ચે ઘણા સમય સુધી વાતચિત અને ખેંચતાણ થઇ. હું પૂર્વ તરફ જવાનું કહેતો હતો ત્યારે તે પશ્ચિમ તરફ જવાનું કહેતો હતો. પરિણામ એ આવ્યું કે અમે પૂર્વ તરફ ન ગયા તેમ પશ્ચિમ તરફ પણ ન ગયા. અમે પાછા ઘેર

ચાલ્યા આવ્યા, એ વાત રઘુવીરસિંહને ઘણી ખરાબ લાગી. તેણે મ્હારા ઉપર મ્હોં ચઢાવ્યું તથા રીસાયા જેવો દેખાવ કરી તે પોતાને ઘેર ચાલ્યો ગયો.

"છેવટે મ્હારો સઘળો સંશય દૂર થઇ ગયો. હરદીનની દરેક વાત ઉપર મ્હારો સંપૂર્ણ વિશ્વાસ બેઠો; આમ છતાં સઘળી હકીકત અગાઉથી જ હરદીન કેવી રીતે જાણી શકે છે એ જાણવા હું અધીરો બની ગયો. છેવટે રાતે એકાન્ત થતાં હરદીન મ્હારી પાસે આવ્યો તથા અમારી બન્નેની વચ્ચે વાતચિત ચાલવા લાગી. મ્હેં કહ્યું, 'હરદીન! ત્હારું કહેવું ખરું પડયું છે. રઘુવીરસિંહે પશ્ચિમ તરફ મ્હને લઇ જવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ મ્હેં તેનો એ પ્રયત્ન સફળ થવા દીધો નહિ.' હરદીન બોલ્યો, 'આપ એ તરફ ન ગયા તે ઘણું સારું કર્યું નહિ તો અત્યાર સુધીમાં ભયંકર અનર્થ થઈ ગયો હોત.' મ્હેં કહ્યું, 'હરદીન! એ મ્હારો દોસ્ત હોવાનો દાવો કરતો હોવા છતાં મ્હારા જીવનો શત્રુ કેમ બની ગયો છે?' હરદીને ઉત્તર આપ્યો, 'લક્ષ્મીદેવીવાળો ભેદ જ એનું કારણ છે. મ્હારી ભૂલ માટે હું ઘણો અફસોસ કરું છું. એ ભેદનો આપની પાસે સ્ફોટ કરી મ્હેં ગંભીર ભૂલ કરી છે. હું તો રાણા ગોપાલસિંહનું ભલું કરવાને ઇચ્છતો હતો; પરંતુ એમણે નાદાની કરી મામલો બગાડી નાખ્યો છે. આપની પાસેથી તેમણે જે હકીકત સાંભળી હતી તે લક્ષ્મીદેવીને કહીને દારોગા તથા રઘુવીરસિંહને આપના દુશ્મન બનાવી દીધા છે. એમને બન્નેને લીધે જ લક્ષ્મીદેવી આટલે દરજ્જે આવી છે. દારોગા અને રઘુવીરસિંહે જ આપણા મહારાજ (ગોપાલસિંહના પિતા) ને મારી નાખ્યા છે. વળી એ બન્નેએ જ ખરાં લક્ષ્મીદેવી તેમજ તેમના આખા કુટુંબની બરબાદી કરી નાખી છે.'

હું વિસ્મત બની જઇને બોલ્યો, 'હમણાં તો તું ઘણી આશ્ચર્યજનક વાતો સંભળાવે છે.' હરદીને ગંભીર ભાવથી કહ્યું, 'પરંતુ આ સઘળી વાતોને આપ આપના મનમાં જ રાખી વખત વિચારીને વર્તજો નહિ તો આપને પસ્તાવું પડશે. હું એમ કદાપિ નહિ કહું કે આપ ગોપાલસિંહના રક્ષણ તરફ દુર્લક્ષ્ય કરો અને તેમની ખરાબી થવા દો.' મ્હેં કહ્યું, 'તું ઇચ્છે છે તેવી રીતે જ હું વર્તીશ. હવે કહે જોઇએ કે લક્ષ્મીદેવી અને બલભદ્રસિંહને શું દુઃખ સહન કરવું પડ્યું છે?' હરદીને ઉત્તર આપ્યો, 'દારોગાએ એમને બન્નેને ફસાવી કોઇ સ્થળે કેદ કરી દીધાં હતાં એટલી જ મ્હને ખબર છે. ત્યાર પછી તેમની કેવી દુર્દશા કરવામાં આવી છે એ સંબંધી હું કાંઇ જાણતો નથી. તેમને મારી નાખવામાં આવ્યાં છે કે હજી સુધી કેદ કરી રાખવામાં આવ્યાં છે એની પણ મ્હને ખબર નથી. શ્રીમાન્ રણધીરસિંહના ગદાધરસિંહ નામના જે બહુરૂપી છે તથા જેમણે કૃષ્ણલાલની માતાને છેતરવાના હેતુથી થોડા દિવસ સુધી પોતાનું નામ રઘુવીરસિંહ રાખ્યું હતું તેમ જ જેમને લીધે અત્રેના ગુપ્તમંડળનો ભેદ ફુટયો છે તેઓ કદાચ લક્ષ્મીદેવી અને તેમના પિતા સંબંધીની હકીકત જાણતા હશે. એમણે રઘુવીરસિંહ અને દારોગાને બરાબર છકાવ્યા છે. લક્ષ્મીદેવીને સ્થળે સુંદરનું લગ્ન કરાવી દેવા સંબંધી એની તથા સ્વરૂપસિંહ વચ્ચે જે પત્રવ્યવહાર ચાલ્યો હતો તેની નકલ પણ રણધીરસિંહજીના બહુરૂપી ગદાધરસિંહ પાસે છે. પ્રસંગાનુસાર કામમાં લેવાના વિચારથી તેમણે પોતાને હાથે એ પત્રોની નકલ કરી લીધી હતી. અફસોસ કે એમણે દ્રવ્યલોભને વશ થઇ રઘુવીરસિંહ અને દારોગાને છોડી દીધા તથા એ બન્ને ગુપ્તમંડળના નેતાઓ છે એ વાત પણ છુપાવી રાખી. આ પાપનું ફળ ગદાધરસિંહને જરૂર

ભોગવવું પડશે. પેલા પત્રોની નકલોને લીધે ભવિષ્યમાં તેમને દુખ ભોગવવું પડે તો એમાં કાંઇ નવાઇ જેવું નથી.'

"હમણાં મ્હને હરદીનનાં એ વખતનાં વચન બરાબર યાદ આવે છે. એણે જે કાંઇ કહ્યું હતું તે બધું ખરું પડેલું હું જોઉં છું. પેલા પત્રોની નકલોએ પિશાચપતિનું જ ગળું દબાવી દીધું. તેઓ પહેલાં ગદાધરસિંહના નામથી મશહૂર થયા હતા. પિશાચપતિની સઘળી હકીકત હું જાણું છું. અહીં જે કાંઇ બની ચુક્યું છે તેની સઘળી હકીકત મ્હેં સાંભળી છે. આમ છતાં મ્હારે એટલું કહેવું જોઇએ કે પિશાચપતિના મુકદ્દમામાં શ્રીમાન્ જ્યોતિસિંહે ઘણી મ્હોટી ભૂલ કરી છે. જો કે ભૂલ તો સર્વેએ કરી છે; પણ શ્રીમાન્ જ્યોતિસિંહ સર્વ બહુરૂપીઓના સરદાર હોવાથી જ હું તેમના નામનો પ્રથમ ઉલ્લેખ કરું છું, એમણે લક્ષ્મીદેવી, પદ્માવતી, અલકકિશોરી વગેરેની હાજરીમાં જ્યારે એ પત્રોનું બંડલ ઉઘાડ્યું હતું તથા એ પત્રો વાંચીને પિશાચપતિપર એવો અપરાધ મૂક્યો હતો કે એ પત્રો તેમના જ લખેલા છે ત્યારે એવો વિચાર કેમ નહોતો કર્યો કે, પિશાચપતિના પત્રોના ઉત્તરમાં સ્વરૂપસિંહે જે પત્રો લખ્યા હતા એ પણ પિશાચપતિના હાથે લખેલા જણાય છે! પિશાચપતિના પત્રના ઉત્તરો પણ તેઓ પોતાને હાથે લખે એ શું બનવા જેવું હતું?"

આટલું બોલી ભરતસિંહ ચુપ રહ્યા તથા તે જ્યોતિસિંહ તરફ જોવા લાગ્યો. આવો પ્રકાર જોઇ જ્યોતિસિંહે કહ્યું:—"ભરતસિંહજી, આપનું કહેવું ખરું છે. એ વખતે મ્હારાથી ઘણી ગંભીર ભૂલ થઇ છે. એ પત્રોમાંનો એક જ પત્ર વાંચી કોધની વિશેષતાથી અમે સર્વ એવાં ઉત્તેજિત બની ગયાં કે, આપે જે ભૂલ શોધી કાઢી છે તે અમારા કોઇના ધ્યાનમાં આવી નહિ. ઘણા દિવસ પછી એ

ભૂલ જ્યારે લક્ષ્મણસિંહના સમજવામાં આવી ત્યારે અમને સર્વને ઘણો અફસોસ થયો તથા તે દિવસથી જ અમારા વિચાર બદલાઇ ગયા."

ભરતસિંહે કહ્યું:—"જ્યોતિસિંહજી, ભણ્યા ભૂલે અને તારા ડૂબે એ સ્વાભાવિક છે. ભલભલા ચાલાકોથી તથા સ્વયં વિધાતાથી પણ ભૂલ થઇ ગઇ છે તો આપણાથી ભૂલ થાય એ બનવા જેવું છે; છતાં ખૂબી એ છે કે, મ્હોટા માણસની ભૂલ કહેવા કે સાંભળવામાં આવતી નથી. આમ હોવાથી જ આપની ભૂલ ઉપર કોઇએ ધ્યાન આપ્યું છે."

એમ કહી ભરતસિંહે પાછી પોતાની કર્મકથા કહેવા માંડી:— "મ્હેં હરદીનને કહ્યું કે, 'જો એમ જ હોય તો ગદાધરસિંહ સાથે મુલાકાત કરવી જોઇએ; છતાં તેઓ પોતાના ભેદની વાત મ્હને કહેશે કે? તે ઉપરાંત એ અહીં રહેતા પણ નથી. કોઇ કોઇ વખત તેઓ અત્રે આવે છે. તે સાથે તેઓ ક્યારે આવ્યા અને ક્યારે ચાલ્યા ગયા એ જાણવું પણ કઠિન છે.' હરદીને કહ્યું, 'આપનું કહેવું ખરું હોવા છતાં હું આપની સાથે તેમની મુલાકાત કરાવી શકું તેમ છું. એ મ્હારી વાત માની સઘળી સત્ય હકીકત આપને કહેશે એવી મ્હને આશા છે. આવતી કાલે તેઓ જમાનીઆમાં આવનાર છે.' મ્હેં કહ્યું, મ્હારી સાથે તેમનો કાંઇ સંબંધ નહિ હોવાથી તેઓ કેવી રીતે મ્હારા ઉપર વિશ્વાસ મૂકશે?' હરદીન બોલ્યો, 'એ સંબંધી આપ કાંઇ ચિંતા કરશો નહિ.'

"હરદીનનાં ઉપરોક્ત વાક્યો સાંભળી હું વિશેષ વિસ્મિત બની ગયો. હું વિચારવા લાગ્યો કે, હરદીનનો ગદાધરસિંહ સાથે શો સંબંધ હશે? વળી ગદાધરસિંહ શામાટે હરદીનપર આટલો બધો વિશ્વાસ રાખે છે?"

ભરતસિંહે પોતાની કર્મકથા આટલે સુધી કહી સંભળાવી એવામાં એના કાર્યમાં વિઘ્ન નડ્યું અર્થાત્ એ સમયે એક ચોપદારે આવી "પિશાચપતિ હાજર છે." એવી ખબર આપી. એ ખબર સાંભળી સર્વે ખુશી થઇ ગયા. ભરતસિંહે પણ કહ્યું કે:—"હવે મ્હારી વાતમાં વિશેષ આનન્દ આવશે."

મહારાજશ્રીએ પિશાચપતિને હાજર કરવાની આજ્ઞા આપી. પિશાચપતિએ ઓરડામાં આવી સર્વેને નમન કર્યું. જ્યોતિસિંહે તેને ઉદ્દેશીને કહ્યું:—"કેમ પિશાચપતિ! કુશળતામાં છો ને? તમે બહુ દિવસે દેખાયા છો."

પિશાચ:—જી હા. ઇશ્વરકૃપાથી કુશળતામાં છું. જેટલા દિવસની રજા લઇ ગયો હતો તેટલા દિવસ પહેલાં જ હું હાજર થયો છું.

જ્યોતિ:—ઠીક; પરંતુ તમારા પુત્રની વાત તો કહો કે તેણે શું શું કર્યું?

પિશાચ:—હું સઘળી વાત કહું છું. મ્હેં આપની આજ્ઞા પાળી કૃષ્ણલાલને કોઇ પણ પ્રકારની ઇજા કરી નથી; આમ છતાં મ્હેં એને ઘણી મઝાની શિક્ષા કરી છે!

લક્ષ્મણસિંહે હસીને કહ્યું: "શી શિક્ષા કરી છે?"

પિશાચ:–મ્હેં એની સાથે એવો વ્યવહાર કર્યો છે કે, તે ઘણો ખુશી થઇ ગયો હશે તથા જો હવે તે જાનવર નહિ હોયતો આપણા તરફ મ્હોં સુદ્ધાં નહિ કરે. એ જ્યારે અત્રે આવી મ્હને ફસાવવાની ચિંતામાં પડ્યો ત્યારે ઘરના રક્ષણની વ્યવસ્થા કરી કેટલાક શિષ્યોને સાથે લઇ હું તેને ઘેર જઇ પહોંચ્યો તથા તેની માતાને ઉંચકી લાવ્યો. આમ છતાં રામેશ્વરીની જગ્યાએ મ્હારા એક શિષ્યને હું રાખતો આવ્યો. રામેશ્વરીને અત્રે લઇ આવી તેને શાન્તા બનાવી મ્હારા

તંબૂમાં એક દાસીની સાથે સુવાડી, કૃષ્ણલાલ શું કરે છે તે જોવા લાગ્યો. છેવટે રામેશ્વરીને શાન્તાના વેશમાં જોઇ તે તેને ઉંચકી ગયો તથા પોતાની નકલી મા પાસે જઈ પોતાની બહાદુરીનાં તે બણગાં ફુંકવા લાગ્યો. પછી તે નકલી રામેશ્વરીની આજ્ઞાનુસાર ખરી રામેશ્વરીને થાંભલા સાથે બાંધી જોડાથી તેની પૂજા કરવા લાગ્યો. રામેશ્વરીની જ્યારે બરાબર પૂજા થઇ ત્યારે નકલી રામેશ્વરી કૃષ્ણલાલ પાસે એક પત્ર ફેંકી આ તરફ ચાલી આવી. એ પત્ર વાંચી કૃષ્ણલાલ પોતાની ગંભીર ભૂલ સમજી શક્યો અને લજ્જિત બની ગયો. પછી માતા પુત્રની કેવી સ્થિતિ થઇ હશે એની કલ્પના આપ કરી શકો તેમ છો.

પિશાચપતિનાં આ વચનો સાંભળી સર્વે હસી પડયા. મહારાજે પિશાચપતિને પોતાની પાસે બોલાવીને બેસાડ્યો. અને કહ્યું:—"તું આ હકીકતનું એક વખત ફરીથી વિસ્તારથી વર્ણન કર."

પિશાચપતિએ એ હકીકતનું વર્ણન ફરી એવા ભાવથી કર્યું કે, હસી હસીને સર્વનો દમ ફુલવા લાગ્યો. પછી પિશાચપતિને જ્યારે એમ માલૂમ પડ્યું કે, ભરતસિંહ પોતાની કર્મકથા કહી સંભળાવે છે ત્યારે તેણે તેના તરફ જોઇને કહ્યું:—"મ્હારો પણ આપની કર્મકથા સાથે સંબંધ છે."

ભરત:—બેશક. એજ હકીકતનું હમણાં હું વર્ણન કરતો હતો.

પિશાચપતિએ ગોપાલસિંહ તરફ જોઇને કહ્યું:-"આપ જ્યારે કૃષ્ણયક્ષ બન્યા હતા ત્યારે 'રાણા ગોપાલસિંહના છુટવા પછી મ્હેં આ પત્રોનો પત્તો મેળવ્યો હતો.' એવી જે વાત કહી હતી તે જૂઠી હતી એ માટે મ્હને ઉદારતાથી ક્ષમા આપજો. જે વખતે ભરતસિંહજી સાથે

મ્હારી મુલાકાત થઇ હતી તે વખતે પણ એ પત્રો મ્હારી પાસે જ હતા. આપે એ હકીકત ભરતસિંહના મુખે સાંભળી હશે !"

ભરતસિંહે કહ્યું:–"હા, હમણાં હું એ પ્રસંગની જ વાત કરતો હતો."

પિશાચ:–ત્યારે ભલે આપ કહેવા માંડો.

ભરતસિંહ કહેવા લાગ્યો:–"બીજે દિવસે મધ્યરાત્રિને સમયે જ્યારે હું ગાઢ નિદ્રામાં હતો ત્યારે હરદીને આવીને મ્હને જગાડ્યો અને કહ્યું, 'લ્યો, હું ગદાધરસિંહને તેડી લાવ્યો છું. આપ ઉઠીને એમની સાથે મુલાકાત કરો. એ ઘણા લાયક તથા ધનાઢ્ય પુરુષ છે.' ઘણા જ આનન્દથી હું ઉઠી બેઠો થયો તથા ઘણી નમ્રતાથી પિશાચપતિને મળ્યો. ત્યાર પછી મ્હારી અને તેમની વચ્ચે વાતચિત ચાલવા લાગી. તેમણે કહ્યું, 'સાહેબ! આપનો હરદીન ઘણો પ્રામાણિક અને દિલાવર છે. એના જેવા માણસો જગતમાં ઘણા થોડા હશે. એને હું મ્હારો પરમ હિતૈષી તથા મિત્ર સમજું છું. એણે મ્હારા ઉપર જે ઉપકાર કર્યા છે તેનો બદલો હું વાળી શકું તેમ નથી. આપણે બન્ને આજ સુધી એક બીજાથી તદ્દન અજાણ્યા હતા. આવી સ્થિતિમાં હું પહેલ વહેલો મતલબ વગર આપને ત્યાં કદાપિ ન આવત; પણ હરદીનની ઇચ્છા વિરુદ્ધ હું વર્તી શકું તેમ નથી. એના કહેવાથી બેધડક હું અત્રે આવ્યો છું. વળી હરદીનને મુખે હું એમ પણ સાંભળી ચુકયો છું કે આજકાલ આપ બદમાશોની આંખોમાં ખુંચો છો. વળી મ્હારી જરૂર આપને કેમ પડી છે એ પણ હું જાણી શકયો છું. હરદીનના કહેવા પ્રમાણે પેલું કાગળોનું બંડલ પણ હું મ્હારી સાથે લેતો આવ્યો છું. એ પત્રો વાંચી જોવાથી દારોગા અને રઘુવીરસિંહની લુચ્ચાઇની તથા રાણા ગોપાલસિંહના લગ્ન સંબંધીની સઘળી સત્ય હકીકત આપ જાણી શકશો. એ પત્રો વાંચી જોઇ આપ ઘણા અસ્થિર બની જશો, આપને ઘણો ક્રોધ ઉપજશે તથા સઘળા

ભેદનો સ્ફોટ કરી નાખવાને આપ વ્યાકુળ બની જશો; પરંતુ આપને એ સઘળું સહન કરવું પડશે. દિલને કાબૂમાં રાખી સઘળી હકીકતને છુપાવવી પડશે. આપના ઉપર મ્હેં જે વિશ્વાસ મૂક્યો છે તેનો દુરુપયોગ નહિ થાય એવી હરદીને ખાત્રી આપેલી હોવાથી હું અત્રે આવ્યો છું; નહિ તો એ ગુપ્ત પત્રો આપને બતાવવા માટે હું કદાપિ આવત નહિ.' આ વાક્યોના ઉત્તરમાં મ્હેં કહ્યું. 'મ્હારા ઉપર વિશ્વાસ મૂકી તમે અત્રે આવ્યા છો તેથી હું અંતઃકરણપૂર્વક તમારો આભાર માનું છું. આપનો સહજ પણ ભેદ હું કદાપિ કોઇને જણાવીશ નહિ એ સંબંધી તમે તદ્દન નિશ્ચિંત રહેજો. ગોપાલસિંહ સંબંધીના કોઇ પણ કાર્યમાં હવે વચ્ચે નહિ પડવાનો હું નિશ્ચય કરી ચુક્યો છું; પરંતુ તેઓ મ્હારા મિત્ર હોઇ દુષ્ટોએ એમને ફસાવેલા હોવાથી મ્હને ઘણો અફસોસ થાય છે.' પિશાચપતિએ કહ્યું, 'એ વિષયનો અફસોસ મ્હને પણ થાય છે તથા હું પોતે રાણા ગોપાલસિંહજીને આફતમાંથી બચાવવાને ઇચ્છું છું; પરંતુ જ્યાં સુધી બલભદ્રસિંહજી અને લક્ષ્મીદેવીનો પત્તો ન લાગે ત્યાં સુધી આપણે કાંઇ કરી શકીએ તેમ નથી.' મ્હેં કહ્યું, 'સઘળો પ્રપંચ કમબખ્ત દારોગાએ કર્યો છે એવો તો તમારો નિશ્ચય છેને?' પિશાચપતિએ ઉત્તર આપ્યો, 'એ વિષયમાં સહજ પણ સંદેહ નથી. લ્યો, આ પત્રો વાંચી જુઓ જેથી આપના મનમાં કાંઇ સંદેહ હશે તો તે દૂર થઇ જશે.'

"એમ કહી પિશાચપતિએ પત્રોનું એક બંડલ મ્હારી પાસે મૂક્યું. મ્હેં પણ એ પત્રો વાંચવા માંડયા. એ પત્રો વાંચતાં મ્હારી કેવી ખરાબ સ્થિતિ થઇ તથા દારોગા અને રઘુવીરસિંહ ઉપર મ્હને કેટલો બધો ક્રોધ ચઢ્યો એનું યથાર્થ વર્ણન હું કરી શકું તેમ નથી. આપ સર્વે એ પત્રો વાંચી ચુક્યા છો તેથી આ વિષયની કલ્પના કરી શકો તેમ

છે. મ્હેં પિશાચપતિને કહ્યું, ' જો તમે મને મદદ કરો તો હું આજે જ દારોગા અને રઘુવીરસિંહને પરલોક પહોંચાડી દઉં. ' પિશાચપતિએ કહ્યું, ' એમ કરવાથી શો લાભ થશે ? વળી એ કામ કેટલું કઠિન છે ? હું લક્ષ્મીદેવીનો પત્તો મેળવવાનો પ્રયત્ન કર્યા કરું છું. આપનો હરદીન પણ એ કાર્યમાં ગુંથાયલો છે. જો આપણે એમનો પત્તો મેળવ્યા પૂર્વે કાંઇ છેડછાડ કરીશું તો આપણને જૂઠા—અસત્યવાદી ઠરાવવામાં આવશે તથા લક્ષ્મીદેવી પણ જ્યાં હશે ત્યાં જ મરી જશે. ' મ્હેં કહ્યું, 'ખરું છે. હવે કહો જોઇએ કે તમે હરદીનપર આટલી બધી લાગણી કેમ રાખો છો ? ' પિશાચપતિએ ઉત્તર આપ્યો, ' એની મદદથી જ હું મ્હારું કાર્ય કરી શકું છું. અહીંના ગુપ્ત મંડળનો પત્તો એણે જ મ્હને બતાવ્યો હતો તથા એ મંડળનો ખરો ભેદ સમજાવ્યો હતો. વળી એની મદદથી જ હું એ મંડળનું સત્યાનાશ વાળી શક્યો છું."

" પછી મ્હેં હરદીનને કહ્યું, ' તને એ ગુપ્તમંડળનો ભેદ કેવી રીતે માલૂમ પડ્યો ? ' હરદીને પોતાના બન્ને હાથ જોડીને ઉત્તર આપ્યો, 'આપની પાસે ક્ષમાની પ્રથમથી જ યાચના કરીને કહું છું કે, હું પોતે પણ એ મંડળમાં ભળેલો હતો તથા હજી સુધી એ મંડળના માણસો મ્હને પોતાનો પક્ષપાતી સમજે છે; પરંતુ હું પ્રામાણિક હોવાથી એ માણસોનાં રાક્ષસી કાર્યો મ્હને ગમ્યાં નહિ તથા છુપી રીતે હું એ લોકોનો દુશ્મન બની ગયો. આપના ઘરમાં મ્હારા સિવાય બીજો કોઇ એ માણસોનો સાથી નહિ હોવાથી જ હજી સુધી હું જીવતો રહી શક્યો છું. ' મ્હેં વિસ્મિત બની જઇને તેને પૂછ્યું, ' ત્યારે હજી પણ તું એ લોકોનો સાથી છે કે ? એ માણસો પોતાના મંડળની સઘળી ગુપ્ત હકીકત તને જણાવે છે કે ? ' હરદીને ઉત્તરમાં કહ્યું. ' જી હા. એમ હતું તેથી જ હું આપને રઘુવીરસિંહના પંઝામાંથી બચાવી શક્યો હતો.'

મ્હેં કહ્યું, ' તે દિવસે પોતાનો હેતુ નિષ્ફળ થવાથી રઘુવીરસિંહે મ્હારો વિનાશ કરવાનો બીજો માર્ગ કદાચ શોધી રાખ્યો હશે તથા એ તું જાણતો પણ હોઇશ!" હરદીન બોલ્યો, ' હા. પ્રથમ તો તેણે મ્હને પુછ્યું કે, ' ભરતસિંહે તે દિવસે એમ શા માટે કહ્યું ? તેઓ મ્હારો ઉદેશ જાણી ગયા હતા કે ? ' આ વાક્યોના ઉત્તરમાં મ્હેં (હરદીને) કહ્યું, 'ના, બીજા કોઇ કારણથી એમણે એમ કર્યું હશે. ત્યાર પછી તમને કોઇ પણ પ્રકારે ઝેર ખવડાવી દેવાની દારોગાએ મ્હને આજ્ઞા કરી. જેના ઉત્તરમાં મ્હેં કહ્યું, ' બહુ સારું, હું એમ જ કરીશ; પણ આ કાર્ય કરતાં ઓછામાં ઓછા પાંચ સાત દિવસ જરૂર લાગશે. '

" આટલું કહી હરદીને પિશાચપતિને પૂછ્યું, ' કહો જોઇએ કે હવે શું કરવું ? ' પિશાચપતિએ ઉત્તર આપ્યો, ' હવે પાંચ સાત દિવસ પછી ભરતસિંહજીએ એવી જૂઠી ગરબડ મચાવી દેવી જોઇએ કે તેમને કોઇએ ઝેર ખવડાવ્યું છે. વળી તેમણે એવી બીમારીનો અભિનય પણ ભજવી બતાવવો જોઇએ. '

" પછી બીજા પણ થોડા વખત સુધી પિશાચપતિ સાથે વાતચિત ચાલ્યા કરી. તત્પશ્ચાત્ બીજે દિવસે પુનઃ મળવાનું કહી તેઓ ચાલ્યા ગયા.

" ઉપરોક્ત બનાવ બન્યા પછી કેટલીક વખત પિશાચપતિ સાથે મ્હારી મુલાકાત થઇ તથા સહવાસ વધવાથી અમે બન્ને એક બીજાના મિત્ર બની ગયા. તેમણે કેટલાંક કાર્યોમાં મ્હને મદદ સુદ્ધાં કરી.

" અમે ખાનગીમાં જે સલાહ કરી હતી તે પ્રમાણે મ્હારે એમ જાહિર કરવું પડયું કે, ' મ્હને કોઇએ ઝેર ખવડાવ્યું છે. ' તે સાથે બીમારીનો અભિનય પણ મ્હારે ભજવવો પડયો. આમ કરવાનું કારણ એટલું જ હતું કે, મ્હારા નોકર હરદીન ઉપર દારોગાને સંદેહ ન

આવે; પણ એમ કરવાથી કાંઇ સારું પરિણામ આવ્યું નહિ અર્થાત્ હરદીન પોતાનો ખરો સાથી નથી એમ દારોગો સમજી ગયો.

"એક દિવસે રાત્રે એકાન્તમાં હરદીને મ્હને કહ્યું, 'દારોગાનો હું ખરો સાથી નથી એમ એ સમજી ગયો છે. આજે તેણે મ્હને પોતાની પાસે બોલાવેલો હોવા છતાં હું ગયો નથી. મ્હારો એવો નિશ્ચય થઈ ગયો છે કે, જો હું તેની પાસે જઇશ તો તેના પંઝામાં ફસાઇ પડીશ તથા કોઇ પણ રીતે મ્હારા જીવનનું રક્ષણ કરી શકીશ નહિ. હવે તો છૂટા રહી જે થાય તે જોવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. હવે મ્હારે આપને એમ કહેવું છે કે, આજથી હું આપને ત્યાં રહેવું છોડી દઈશ તથા જ્યાં સુધી દારોગા તરફથી નિશ્ચિંત નહિ થઇ શકું ત્યાં સુધી હું આપની પાસે આવીશ નહિ. એ મ્હને શું કરે છે તે હવે જોવાનું છે. એ મ્હને મારી નાખીને નિશ્ચિંત થાય છે કે હું એને જહન્નમમાં મોકલી મ્હારું હૃદય ઠંડું કરી શકું છું એ હવે જોઇશું. મ્હને મ્હારા મૃત્યુ માટે સહજ પણ ખેદ નથી. મ્હારા ચાલ્યા ગયા પછી આપને મદદ કરે એવું કોઇ નહિ હોવાથી તથા કમબખ્ત દારોગા આપને ફસાવ્યા સિવાય જંપીને બેસે તેમ નહિ હોવાથી જ મ્હને ખેદ થાય છે. લાચાર છું કે, હવે હું અહીં રહું તેથી આપને લાભ નથી. છુપી રીતે હું આપને મ્હારાથી બનતી મદદ જરૂર કરીશ; છતાં આપ હવેથી ઘણી જ સાવધાનતા રાખજો.' મ્હેં કહ્યું, 'જો તું કહે છે એમ જ હોય તો ત્હારે મ્હારો ત્યાગ કરી જવાની જરૂર નથી. આપણે દારોગાના ભેદો ખુલ્લા કરીને ખુલ્લી રીતે એની સાથે હરિફાઇ કરી શકીએ તેમ છે.' હરદીન બોલ્યો, 'દારોગાની વિરુદ્ધતા સાબિત કરી શકાય એવું કોઇ પ્રમાણ આપણી પાસે નથી તથા તેના જેટલી આપણામાં શક્તિ પણ નથી તેથી આપ કહો છો એમ કર-

વાથી કાંઇ લાભ થવાનો સંભવ નથી.' મ્હેં પૂછ્યું, ' એ ભેદો આપણે રાણા ગોપાલસિંહ પાસે નહિ ખુલ્લા કરી શકીએ? એમ કરવાથી કાંઇ લાભ નહિ થાય?' હરદીને ઉત્તર આપ્યો, ' ના—ના, એમ કરવાથી તો ઉલટો ગોપાલસિંહનો જીવ જલ્દી જોખમમાં આવી પડે તેમ છે અર્થાત્ આપણી સાથે તેમને પણ મારી નાંખવામાં આવશે. દારોગો કેવો દુષ્ટ અને નિષ્ઠુર છે એ હજી આપ બરાબર જાણતા નથી. એનામાં ઘણી શકિત છે તથા તેણે પોતાની જાળ ઘણી મજબુત બનાવેલી છે. ગોપાલસિંહજી પોતાને રાજા તથા શકિતવાન્ સમજતા હશે પરંતુ હું ખરું કહું છું કે, દારોગા આગળ તેઓ કાંઇ હિસાબમાં નથી. જો રાણા ગોપાલસિંહજી કોઇને કાંઇ કહ્યા સિવાય એકાએક દારોગાને કેદ પકડી તેને મારી નાખે તો બેશક તેઓ રાજા કહેવડાવવાને યોગ્ય છે; પરંતુ એવી સ્થિતિમાં આયાવિની તેમને જીવતા છોડે એ સર્વથા અસંભવિત છે. વળી દારોગાનું ખૂન થાય તો લક્ષ્મીદેવીનો કાંઇ પત્તો લાગી શકે તેમ નથી. કોઇ સ્થળે કેદમાં પડીને ક્ષુધા તૃષાની વ્યથા વેઠી તે મરીજ જાય.'

"આવી રીતે મ્હારી અને હરદીન વચ્ચે વાતચિત થઇ. તેણે મ્હારી હરેક વાતનો ઉત્તર આપ્યો. છેવટે તે મ્હને સમજાવીને ઘરની બ્હાર નીકળી પડયો. પછીથી તેનો પત્તો ન જ લાગ્યો.

"એ રાત્રે એક ક્ષણ માટે પણ મ્હને નિદ્રા આવી નહિ. હરેક પળે મ્હારા મનમાં ભિન્ન ભિન્ન પ્રકારના વિચાર ઉપજતા હતા. સ્હવારે શય્યાનો ત્યાગ કરી, મ્હોં ધોયા પછી દરબારી પોષાક પહેરી હું રાજાસાહેબ તરફ રવાના થયો. રસ્તામાં દારોગા સાથે મ્હારી મુલાકાત થઇ; તે રાજાસાહેબના દિવાનખાના તરફના રસ્તેથી આવતો હતો.

"ત્હારથી તો મ્હારી અને તેની વચ્ચે ઘણી સારી રીતે સાહેબ

સલામ થઈ. પછી ઉદાસ ભાવથી તેણે મ્હને કહ્યું, 'આપ દિવાન-ખાના તરફ કેમ જાઓ છો? રાજાસાહેબ તો ખાસ બાગમાં ચાલ્યા ગયા છે. મ્હારી સાથે ચાલો. હું પણ એમને મળવા માટે જ જાઉંછું. મ્હેં એમ સાંભળ્યું છે કે, ગઇ કાલની રાત્રિથી એમની તબિયત ઘણી ખરાબ થઇ ગઇ છે.'

"દારોગાનાં એવાં વચનો સાંભળી વિસ્મિત બની જઇને મ્હેં તેને પૂછ્યું, 'તેમને શું થયું છે?' ઉત્તરમાં દારોગાએ કહ્યું, 'એમ સાંભળવામાં આવ્યું છે કે, મધ્યરાત્રિ પછી તેમને વારંવાર દસ્ત અને ઉલટી થાય છે. આપ કૃપા કરી જો મોહનજી વૈદ્યને આપની સાથે લેતા આવો તો બહુ સારું. હું પોતે જ તેમને બોલાવવા જવાનો વિચાર કરતો હતો.'

"દારોગાને મુખે આવી હકીકત સાંભળી હું ગભરાઈ ગયો. રાજા સાહેબની બીમારીની વાત સાંભળી ઉદાસ બની ગયો તથા 'બહુ સારુ' કહી તરત જ મોહનજી વૈદ્યના ઘર તરફ રવાના થયો."

ભરતસિંહ આટલે સૂધી પોતાની કર્મકથા કહી થોડા વખત માટે ચુપ રહી દમ લેવા લાગ્યો. એ સમયે અજીતસિંહે મહારાજ તરફ જોઇને કહ્યું, "ભરતસિંહજીની હકીકત પણ જાહિર દરબારમાં કેદીઓની હાજરીમાં સાંભળવા લાયક છે."

મહારાજે કહ્યું:—"બેશક એમ જ છે. (ગોપાલસિંહ તરફ જોઇને) તમારો શો અભિપ્રાય છે?"

ગોપાલ:—બુરખાવાળાઓની માફક આ હકીકત પણ કેદીઓની હાજરીમાં સાંભળવાની મ્હારી ઇચ્છા હતી; પરંતુ મહારાજશ્રીની આજ્ઞા વિરુદ્ધ કાંઇ બોલવું મ્હને વ્યાજબી લાગ્યું નથી.

બીજાઓએ પણ એવો જ અભિપ્રાય દર્શાવ્યો તેથી મહારાજે

એવી આજ્ઞા કરી કે:—"કાલે જાહિર દરબાર ભરી તેમાં કેદીઓને હાજર કરવામાં આવશે."

એક પ્રહર કરતાં પણ ઓછો દિવસ બાકી હતો ત્યારે આ ન્હાનો દરબાર બરખાસ્ત થયો. સર્વે પોતપોતાને ઠેકાણે ચાલ્યા ગયા. રાજકુમાર આનન્દસિંહ શિકારી કપડાં પહેરી તારાસિંહને સાથે લઇ મહેલની બ્હાર નીકળ્યો. પછી બન્ને જણા ઘોડા ઉપર સવાર થઇ જંગલ તરફ રવાના થયા.

# પ્રકરણ ૧૭ મું.

## ભરતસિંહની કર્મકથા (ચાલુ.)

ઘોડા ઉપર સવાર થઇ તારાસિંહ અને આનન્દસિંહ જંગલમાં ફરતા ફરતા તથા શિકાર ખેલતા ખેલતા ઘણે દૂર નીકળી પડયા તથા દિવસ ઘણો થોડો બાકી હતો ત્યારે ધીમે ધીમે તેઓ ઘર તરફ પાછા ફર્યા.

અમે લખી ચુકયા છીએ કે, અટારી ઉપર એક સુસજ્જિત ઓરડામાં બેઠેલી માયાસુંદરી, બંસરીબાલા, પદ્માવતી વગેરે એ જંગલમાંથી નીકળી ઘર તરફ આવતા કુમાર આનન્દસિંહ અને તારાસિંહને જોયા હતા. બાકી દશ બાર બુરખાવાળાઓએ જંગલમાંથી નીકળી એમના બન્નેના ઉપર તીર ચલાવ્યાં તથા તેઓ બન્ને એ બુરખાવાળાઓની પૂંઠ પકડી પાછા જંગલમાં અદૃશ્ય થઇ ગયા હતા એ પણ જોવામાં આવ્યું હતું.

હવે અમે એ વિષયનું જ અત્રે વર્ણન કરીએ છીએ. નારંગીએ એક દાસીદ્વારા ઉપરના સમાચાર યુવરાજ ઇન્દ્રજીતસિંહને પહોંચાડી દીધા. ખબર મળતાં જ ઇન્દ્રજીતસિંહ, તેજસિંહ તથા બીજા ઘણા માણસો આનન્દસિંહની મદદે દોડી ગયા હતા.

મૂળ વાત એ હતી કે પિશાચપતિની ચાલાકીમાં છેતરાવા છતાં કૃષ્ણલાલ સ્થિર રહી શકયો નહિ. તેણે પુનઃ એ લોકોની પૂંઠ પકડી. તેણે એવો વિચાર કર્યો હતો કે, પ્રસંગ મળી આવતાં આનન્દસિંહને તીરનું નિશાન બનાવવો તથા એવી રીતે કમાનવગે શત્રુઓનો જીવ

લઇ પોતાનું હૃદય શીતળ કરવું; પરંતુ તેનો આ વિચાર પણ પાર પડયો નહિ. આનન્દસિંહ તથા તારાસિંહની ચાલાકી તેમજ તેમના ઘોડાઓની ચંચળતાને લીધે કૃષ્ણલાલનો પ્રયત્ન વૃથા થઇ પડયો. આનન્દસિંહ અને તારાસિંહે પણ ત્વરાથી કૃષ્ણલાલ અને તેના અનુયાયીઓ નજીક જઇ તેમના સર્વના ઉપર હુમલો કર્યો, એવામાં ઇન્દ્રજીતસિંહ પણ ત્યાં જઇ પહોંચ્યો તથા આઠ સાથીઓ સહિત કૃષ્ણલાલને કેદ પકડવામાં આવ્યો. જો કે કૃષ્ણલાલના બીજા કેટલાક સાથીઓ પલાયન કરી ગયા હતા; પરંતુ તેમની પૂંઠ નહિ પકડતાં જેઓ કેદ પકડાયા હતા તેમને લઇ સર્વ ગૃહ તરફ પાછા ફર્યા. મહારાજ દેવીસિંહની આજ્ઞાથી સઘળા કેદીઓને કારાગૃહમાં મોકલવામાં આવ્યા.

બીજે દિવસે જાહિર દરબાર ભરવામાં આવ્યો. એ વખતે કેદીઓની તપાસની હકીકત સાંભળવાને ઘણા માણસો એકત્રિત થયા હતા. હાથપગમાં મજબૂત બેડીઓ પહેરાવીને કેદીઓને પણ દરબારમાં હાજર કરવામાં આવ્યા. રાણા દેવીસિંહ પણ પોતાના સ્નેહીઓ અને બહુરૂપીઓની સાથે દરબારમાં પધારી આસનપર બિરાજ્યા. ભરતસિંહ દિલીપસિંહ, અર્જુનસિંહ, તેમના બે સાથીઓ જેઓ તિલિસ્મીમાંથી બ્હાર નીકળ્યા પછી પોતાને ઘેર ગયા હતા તેઓ પાછા આવી પહોંચ્યા હતા. તેઓ સર્વ પોતાનાં મ્હોં બુરખાઓમાં છુપાવી દરબારમાં રાણા ગોપાલસિંહ પાસે બેઠા હતા. કેદીઓની તપાસ માટે સર્વ અધીરા બની જઇ મહારાજની આજ્ઞાની રાહ જોતા બેઠા હતા.

રાણા દેવીસિંહે ઇશારતથી આજ્ઞા કરી એટલે ભરતસિંહે ઉઠી ઉભા થઇ મહારાજને નમન કરી વિજયપાલ અને દારોગા તરફ જોઇને કહ્યું:—" દારોગાજી, સહજ મ્હારા તરફ નજર કરી જુઓ તો ખરા કે હું કોણ છું ? ! "

આમ કહી તેણે પોતાના મ્હોં ઉપરનો બુરખો ખસેડી નાખ્યો તથા ગંભીર ભાવથી ચો તરફ જોઇને સર્વનું ધ્યાન તેણે પોતાના તરફ આકર્ષ્યું. ભરતસિંહનું મ્હોં જોવામાં આવતાં જ દારોગા અને વિજયપાલસિંહનાં સર્વાંગ કંપવા લાગ્યાં. દારોગો કંપતા કંઠે બોલી ઉઠયોઃ—" કોણ ભરતસિંહજી કે? ના—ના, ભરતસિંહ તો ક્યારનાય પરલોકવાસી થઇ ગયા છે. આ તો કોઇ વેશધારી હોય એમ લાગે છે!"

આ શબ્દોના ઉત્તરમાં ભરતસિંહે કહ્યું:—" ના—ના, તમારી ભૂલ થાય છે. હું વેશધારી નહિ પણ સ્વયં ભરતસિંહ છું. તમે મ્હને પુષ્કળ દુઃખ દઇને ભૂલી કેમ જાઓ છો? મ્હારે મુખે તમે મસ્યાંનો તોબરો બાંધ્યો હતો તે તમને યાદ છે કે? અંધકારમય કૂવામાં ઉંધે માથે તમે કોને લટકાવ્યો હતો? હું મ્હારી કર્મકથા સંભળાવુંછું તે ધ્યાનથી સાંભળશો તો તમારો સઘળો ભ્રમ દૂર થઇ જશે."

આમ કહી તે પોતાની હકીકત આરંભથી જ કહેવા લાગ્યો. એ હકીકતનું અમે વર્ણન કરી ચુકયા છીએ તેનો અત્રે પુનરુલ્લેખ કરવાની આવશ્યકતા નથી. દારોગાએ ભરતસિંહને વૈદ્ય મોહનજીને બોલાવી લાવવા મોકલ્યો હતો ત્યાં સુધીની હકીકત કહ્યા પછી વિશેષમાં તે કહેવા લાગ્યોઃ—" દારોગાના કહેવાથી હું મોહનજી વૈદ્યને બોલાવી લાવવા ગયો. એ વૈદ્ય પણ દારોગાના કપટતંત્રમાં ભળેલો હશે તથા મ્હારું અનિષ્ટ કરવાનો સંકલ્પ તેમણે બન્નેએ પ્રથમથી જ કરી રાખ્યો હશે એવી કલ્પના સુદ્ધાં પ્રથમ મ્હારા મનમાં ઉપજી નહોતી. હું સંશયશૂન્ય હૃદયે વૈદ્યને ત્યાં ગયો તથા મ્હારા આવ્યાની ખબર મ્હેં તેને મોકલી. છેવટે તેણે મ્હને પોતાના નિર્જન ઓરડામાં બોલાવ્યો. ત્યાં તે માળા ફેરવતો બેઠો હતો. મ્હને તેની પાસે લઇ જઇ નોકર એ સ્થળેથી વિદાય થઇ ગયો. મ્હેં રાજાશ્રીની પ્રકૃતિ બગડેલી

હોવાના સમાચાર જણાવી તેને મ્હારી સાથે ખાસ બાગમાં આવવા કહ્યું. તેણે ઔષધ લઇ સાથે આવવા જણાવ્યું.

"પછી તેણે ઉઠી એક કબાટમાંથી કેટલીક શીશીઓ બ્હાર કાઢી મ્હારા હાથમાં આપીને કહ્યું:–"જુઓ! મ્હેં આ એક નવી જાતનું શક્તિવર્દ્ધક ઔષધ બનાવ્યું છે. એ ખાવાનું તો દૂર રહ્યું પણ કેવળ સુંઘવાથી પણ શરીરમાં અજબ શક્તિ આવે છે. સહજ સુંઘી જોઇને તમે એનો અનુભવ તો કરો.' એ દુષ્ટ વૈદ્યના શબ્દોથી ભોળવાઇ જઈ શીશી ઉઘાડીને હું એ ઔષધ સુંઘવા લાગ્યો. એમાં કોઇ તીક્ષ્ણ અર્ક હતો એવું સુંઘતાની સાથે જ હું સમજી શક્યો, પરંતુ ત્યાર પછી જોત જોતાંમાં હું બેહોશ બની ગયો.

"શુદ્ધિમાં આવ્યા પછી મ્હેં મ્હારા હાથ પગમાં લોખંડની મજબૂત બેડીઓ પડેલી જોઇ. મ્હને એક અંધકારમયી ઓરડીમાં કેદ કરવામાં આવ્યો હતો. એ વખતે એ ઓરડીમાં ક્ષીણ પ્રકાશવાળો એક દીપક સળગતો હતો. વળી વિજયલાલ અને દારોગો હાથમાં તલ્વાર લઇ મ્હારી સ્હામે બેઠા હતા. તેમને જોઇ દારોગાને ઉદ્દેશીને મ્હેં પૂછ્યું, 'મ્હને આવી રીતે પ્રપંચજાળમાં ફસાવાના હેતુથી જ તમે વૈદ્ય પાસે મોકલ્યો હતો કે?' ઉત્તરમાં દારોગાએ કહ્યું; 'મ્હારી સાથે દુશ્મનાવટ કરનારની અંતે આવી જ દુર્દશા થાય છે.' મ્હેં કહ્યું, 'ત્યારે મ્હને આવી રીતે કેદ કરી રાખવાથી તમને શો લાભ છે? મ્હને મારી નાખીને તમે નિશ્ચિંત થઇ જાઓ.' દારોગાએ કહ્યું, 'જો તમે મ્હારી વાત નહિ કબૂલ કરો તો મ્હારે તમને જહન્નમમાં જ મોકલી દેવા પડશે!' મ્હેં પૂછ્યું, 'મ્હારી પાસે શી વાત કબૂલ કરાવવાની તમારી ઇચ્છા છે? કોઇ પણ પ્રકારે તમારું અનિષ્ટ થાય એવું એકકે કાર્ય આજ સુધીમાં મ્હેં કર્યું નથી."

દારોગાએ રોષસૂચક સ્વરે કહ્યું, ' હવે મ્હારાથી તમે તમારા અંતરનો હેતુ છુપાવવાનો વ્યર્થ પ્રયાસ શા માટે કરો છો ? તમે તથા હરદીને મળીને જે કાંઇ કર્યું હતું તથા હવે પછી જે કરવાનો તમારો વિચાર હતો એ હું ઘણી સારી રીતે જાણું છું; આમ છતાં જો તમે ઇચ્છો તો કારાગૃહમાંથી મુક્ત થઇ શકો તેમ છો. ' મ્હેં પૂછ્યું, શું કાર્ય કરવાથી હું કારાગૃહમાંથી મુક્ત થઇ શકું તેમ છું એ કહો તો ખરા ? ' દારોગાએ તત્કાળ ઉત્તર આપ્યો, ' આ રઘુવીરસિંહ અર્થાત્ વિજયપાલસિંહના નામપર તમે એક પત્ર લખી આપી તેમાં એમ લખો કે, ' લક્ષ્મીદેવીના બદલામાં સુન્દરને માયાવિની રાણી કરી બનાવવાની જે મહેનત કરવામાં આવી છે તે આપણે બન્નેએ મળીને કરી છે. તેથી આ કાર્યથી તમને જે કાંઈ લાભ થયો હોય તેમાંથી અડધો ભાગ મ્હને આપી દો નહિ તો તમારે પસ્તાવું પડશે. ' મ્હેં કહ્યું. ' ઠીક છે. આવતી કાલે તમે કહો છો એવો પત્ર હું તમને લખી આપીશ. ' દારોગાએ પૂછ્યું, ' એક દિવસનો વિલંબ કરવાથી તમને શો ફાયદો થાય તેમ છે ? ' મ્હેં કહ્યું, ' તમારા આ પ્રશ્નનો ઉત્તર પણ હું કાલે આપીશ. '

" દારોગો મ્હારું કહેવું કબૂલ કરી ચાલ્યો ગયો. હું ભૂખ્યો તરસ્યો એ ઓરડીમાં પડી રહી ભિન્ન ભિન્ન પ્રકારના વિચાર કરવા લાગ્યો; કેમ કે એ દિવસે દારોગાએ મ્હારા ખાવાપીવાની કાંઈ વ્યવસ્થા કરી નહિ. હું સમજી ગયો કે, ઉપર દર્શાવેલા આશયનો પત્ર લખાવી લઇ દારોગો મ્હને જીવથી મારી નાખશે. મ્હારા મૃત્યુ પછી એ પત્ર મ્હારા કલંકનું કારણ બનશે. મ્હારા મિત્ર ગોપાલસિંહજી મ્હને બેઇમાન સમજશે તથા આખી દુનિયા મ્હારો ધિક્કાર કરશે. છેવટે ગમે તેમ થાય તો પણ દારોગાએ કહ્યું હતું એવો પત્ર નહિ જ લખી

આપવાનો મ્હેં મ્હારા મન સાથે નિશ્ચય કર્યો. મરણને શરણ થવાનું અનિવાર્ય હોવાથી મ્હેં મ્હારા નામને કલંક નહિ લગાડવાનો વિચાર કર્યો.

" બીજે દિવસે રઘુવીરને સાથે લઇ દારોગો ફરી મ્હારી પાસે આવ્યો. " ભરતસિંહે પોતાની હકીકત આટલે સુધી કહી એટલે રાણા ગોપાલસિંહે તેને ટોકીને વચ્ચે પૂછ્યું:–"આ વિજયપાલનું નામ પણ રઘુવીરસિંહ છે કે ? "

ભરતઃ–જી હા. એનું નામ રઘુવીરસિંહ પણ છે. વળી થોડા દિવસ માટે તેણે પિશાચપતિ નામ સુદ્ધાં રાખ્યું હતું.

ગોપાલઃ–ઠીક છે. એ વિષયમાં હું છેતરાયો છું. અરે! મ્હારા ખજાનચીએ જ મ્હને છેતર્યો છે. વારું, પછી શું થયું ?

ભરતસિંહ કહેવા લાગ્યો, " બીજે દિવસે વિજપાલની સાથે દારોગાએ મ્હારી પાસે આવીને કહ્યું, ' કહો તમે પત્ર લખી આપવા તૈયાર છો કે નહિ ? ' તેના પ્રશ્નના ઉત્તરમાં હું દૃઢતાથી બોલ્યો, 'ના, મરી જવાને હું તૈયાર છું; પણ વિના કારણ હું મ્હારા કપાળમાં જૂઠું કલંક લગાડવાને તૈયાર નથી.

" દારોગાએ મ્હને સમજાવવાનો તથા પોતાની રાક્ષસી જાળમાં વિશેષ ફસાવવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ મ્હેં તેની એકકે વાત સાંભળી નહિ. છેવટે બન્ને રાક્ષસોએ મ્હને નિષ્ઠુરતાથી મારવા માંડ્યો. હું બેહોશ બની ગયો ત્યાં સુધી તેઓએ મ્હને માર માર્યો. શુદ્ધિમાં આવ્યા પછી મ્હેં મ્હને પ્રથમના જેવી કેદીની સ્થિતિમાં જોયો. ક્ષુધા અને તૃષાની વ્યથાથી મ્હારો જીવ કંઠે આવવા લાગ્યો હતો. તેમાં વળી માર પડેલો હોવાથી મ્હારી દુર્બળતા ઘણી વધી ગઇ હતી.

" ત્રીજે દિવસે પાછા એ બન્ને શયતાન મ્હારી પાસે આવ્યા

તથા મ્હેં તે દિવસે પણ દારોગાની વાત માની નહિ ત્યારે તેણે ઘોડાના દાણા ખાવાના તોબરમાં ખાંડેલાં મરચાં ભરી એ તોબરો મ્હારા મ્હોં ઉપર બાંધી દીધો. અરેરે ! એ દારૂણ દુઃખને હું કદાપિ ભુલી શકું તેમ નથી...."

આટલું બોલી ભરતસિંહ ચુપ થઈ ગયો અને દારોગા તેમજ વિજયપાલ તરફ જોવા લાગ્યો. તેઓ બન્ને મસ્તક નમાવી નીચું જોઇ રહી ભયની વિશેષતાથી કંપતા હતા, ભરતસિંહે ઉચ્ચ કંઠે કહ્યું:–"દારોગા સાહેબ! કહો જોઇએ કે હું જે કાંઇ કહું છું તે સાચું છે યા જૂઠું ? "

દારોગાએ એ પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ. એ સમયે દરબારમાં બેઠેલા સઘળા માણસોને પુષ્કળ ક્રોધ ચઢયો હતો. સર્વ દારોગાના તરફ ક્રોધયુક્ત દૃષ્ટિથી જોઇ રહ્યા હતા. ભરતસિંહ પાછો પોતાની દુઃખપૂર્ણ કર્મકથા કહેવા લાગ્યોઃ–"મહારાજ ! દારોગાના સંબંધી મ્હારા કરતાં અર્જુનસિંહ અને દિલીપસિંહની કથા વિશેષ હૃદયવિદારક છે. મ્હેં અનેક દિવસમાં જેટલું દુઃખ વેઠયું છે તેટલું તેમણે દારોગાની દુષ્ટતાથી એક દિવસમાં વેઠયું. છે; છતાં એ સાથે મ્હારે એમ પણ કહેવું જોઇએ કે, મ્હેં કદાપિ કોઇનું કાંઇ બગાડયું નહોતું. હું કોઇની સાથે વિશેષ સંબંધ પણ રાખતો નહોતો; પરંતુ એ વખતે જમાનીઆની એવી સ્થિતિ હતી કે, મ્હારા જેવો સાદો સીધો માણસ પણ ત્યાં સુખમાં રહી શક્યો નહિ. રાણાજીની મિત્રાચારીને કારણે મ્હારે ઘણું દુઃખ વેઠવું પડયું. આ હરામખોર દારોગાએ એવાં કુકર્મો કર્યાં છે કે જેનું યથાર્થ વર્ણન થઇ શકે તેમ નથી. વળી એનાં કુકર્મોને કોઇ પણ પ્રકારની સજા યોગ્ય થઇ પડે તેમ નથી. હવે હું સંક્ષેપમાં મ્હારી કર્મકથા સમાપ્ત કરું છું."

"પોતાની મરજી મુજબનો પત્ર લખાવી લેવાના હેતુથી દારોગાએ સાત આઠ દિવસ સુધી મ્હને અપાર દુઃખ દીધું. તેણે મ્હારા મ્હોં ઉપર મરચાંનો તોબરો બાંધ્યો, શરીર ઉપર રાઇ વાટી તેમાં ઝેર ભેળવી તેનો લેપ કર્યો, કૂવામાં ઉંધે માથે લટકાવ્યો, દુર્ગંધમય ઓરડીમાં કેદ કરી રાખ્યો તથા તેણે તેનાથી બની શકે એટલું મ્હને દુઃખ દીધું. વળી સાત આઠ દિવસ સુધી તેણે મ્હને ભૂખ્યો રાખ્યો; પરંતુ કોણ જાણે કે શા કારણથી મ્હારો જીવ નીકળ્યો નહિ. એ દુઃખમાંથી છુટકારો મેળવવા માટે હું ઇશ્વર પાસે મૃત્યુની પ્રાર્થના કરતો હતો. વળી હું એટલો બધો દુર્બળ બની ગયો હતો કે, મ્હારામાં વાત કરવાની પણ શક્તિ રહી નહોતી.

"એક દિવસે મધ્યરાત્રિના સમયે હું એ અંધકામયી ઓરડીમાં પડ્યો પડ્યો મૃત્યુની રાહ જોતો હતો એવામાં એકાએક ઓરડીનું દ્વાર ઉઘડ્યું તથા એક બુરખાવાળાને એકહાથમાં નાગી તલ્વાર તથા બીજા હાથમાં ન્હાની પોટલી લઇને અંદર આવતો મ્હેં જોયો. તેની કમરપર બીજી પણ એક તલ્વાર હતી. ઓરડીની અંદર આવીને તેણે ઓરડીના દ્વારને અંદરથી બંધ કરી દીધું. હાથમાંની પોટલી તથા તલ્વારને જમીનપર મૂકી મ્હારે ગળે વળગી તે રડી પડ્યો. એનો આવો ભાવ જોઇ હું આશ્ચર્યચકિત બની ગયો. વિના વિલંબે હું સમજી શક્યો કે એ મ્હારો વફાદાર નોકર હરદીન છે. એના મ્હોં ઉપરનો બુરખો ખસેડી નાખી હું પણ તેના ગળામાં વળગી પડીને રડવા લાગ્યો.

"થોડા વખતમાં જ હરદીને આત્મસંવરણ કરી મ્હને કહ્યું, 'મહા મુસ્કેલીથી હું અહીં સુધી આવ્યો તો છું; પરંતુ અત્રેથી પલાયન કરી જવાનું કાર્ય ઘણું કઠિન છે. આપ ગભરાશો નહિ. એક વખત હું દુસ્મનને મ્હારો સપાટો જરૂર બતાવીશ. હવે આપ સત્વર ઉઠો તથા હું જે

ખાવાપીવાનું લઇ આવ્યો છું. તે ખાઇને થોડી શક્તિ મેળવો.'

"જે ન્હાની પોટલી હરદીન લઇ આવ્યો હતો એમાં ખાવાપીવાની વસ્તુઓ હતી. તેણે મ્હને ભોજન કરાવ્યું, અને પાણી પીવડાવ્યું. પછી મ્હારા હાથમાં એક તલ્વાર આપીને તેણે કહ્યું, 'હવે આપ ઉઠી ઉભા થઇ મ્હારી પાછળ પાછળ ચાલ્યા આવો. આપની સાથે હમણાં વિશેષ વાર્તાચિત કરવા જેટલો વખત નથી. તે ઉપરાંત જે સ્થળે આપ કેદ છો એ તિલિસ્મીનો જ એક ભાગ હોઇ અહીંથી બ્હાર નીકળવા માટે પણ ઘણો પ્રયત્ન કરવો પડશે.'

"ભોજન કરવાથી મ્હારામાં થોડી શક્તિ તો આવી હતી; પરંતુ કારાગૃહમાંથી મુક્ત થવાની આશાએ મ્હારામાં વિશેષ શક્તિનો આવિર્ભાવ થયો હતો. હું ઉઠી ઉભો થયો તથા હરદીનની પાછળ પાછળ રવાના થયો. ઓરડીનું દ્વાર ઉઘાડયા પછી અમે જ્યારે બ્હાર નીકળ્યા ત્યારે એ ઓરડી ખાસ બાગના ત્રીજા ભાગમાં આવેલી છે એમ હું સમજી શકયો. એ સ્થળે રાણા ગોપાલસિંહની સાથે કેટલીક વખત હું આવજા કરી ચુકયો હતો. દારોગો રાજા સાહેબના ખાસ બાગમાં જ લોકો ઉપર આટલો બધો જુલ્મ ગુજારતો હોઇ રાજા સાહેબ એ સંબંધી કાંઇ જાણતા નહિ હોવાથી મ્હને ઘણું આશ્ચર્ય ઉપજ્યું.

"હું ઓરડીની બ્હાર નીકળી પડસાળમાં ગયો. ત્યાંથી એક રસ્તો જમણી બાજૂએ અને બીજો રસ્તો ડાબી બાજૂએ જતો હતો. જમણી બાજૂનો રસ્તો બતાવીને હરદીને મ્હને કહ્યું, 'દારોગો, વિજયપાલ અને બીજા ઘણા માણસો આ રસ્તે બેઠેલા હોવાથી આપણાથી એ તરફ જઇ શકાય તેમ નથી. આપણે ડાબી બાજૂએ આવેલા રસ્તે જ ચાલો. આગળથી કોઇ સ્થળે રસ્તો મળી આવશે!

" જ્યોત્સ્નામયી રાત્રિ હોવાથી એ સ્થાનની પ્રત્યેક વસ્તુ સ્પષ્ટતાથી જોઇ શકાતી હતી. અમે ડાબી બાજૂએ આવેલા રસ્તે લગભગ પચીસેક પગલાં ગયા. ત્યાર પછી લગભગ બારેક પગથીઆં ઉતરી કાળા આરસ પત્થરોની બાંધણીના એક ચૉકમાં અમે ઉપસ્થિત થયા; પરંતુ એવામાં દારોગા તથા વિજયપાલને પાછળથી અમે અમારા તરફ આવતા જોયા. હરદીન સહજ પણ ગભરાયા સિવાય મ્હને પોતાની પાછળ ઉભો રાખી માર્ગમાંજ ઉભો રહ્યો. દારોગાને પુષ્કળ ગાળો દઈ તે તેની સાથે લઢવાને તૈયાર થયો; પરંતુ દારોગા કે વિજયપાલમાંથી કોઇએ તેની સાથે લઢવાની હિમ્મત કરી નહિ. તેઓ થોડા વખત સુધી અમારા તરફ જોતા ચુપદીથી ઉભા રહ્યા. ત્યાર પછી દારોગાએ પોતાના ખીસ્સામાંથી એક ન્હાનો દડો બ્હાર કાઢી અમારા તરફ ફેંક્યો. એ દડો જમીન ઉપર અફળતાંની સાથે જ તેમાંથી બેશુદ્ધિનો ધુમાડો નીકળશે એમ સમજી જઇ હરદીને મ્હને પોતાની સાથે પલાયન કરી જવાનો સંકેત કર્યો. એ દડો જમીન સાથે અફળાયો એટલે એ-માંથી અમે ધાર્યું હતું તેમ ધુમાડો નીકળવા માંડ્યો; પરંતુ અમે એ સ્થળેથી દૂર જતા રહેલા હોવાથી એ ધુમાડાની અમારા ઉપર બિલ્કુલ અસર થઇ નહિ. દારોગાએ અમારા તરફ ફેંકવાને બીજો દડો બ્હાર કાઢ્યો. અમે જે ચૉકમાં જઇ ચઢ્યા હતા એમાં લાલરંગના આરસ પત્થરોની બાંધણીનો એક ન્હાનો ચબુતરો હતો. એમાં શી તિલિસ્મી ખૂબી હતી એ અમે જાણતા નહોતા. દારોગાએ બીજો દડો બ્હાર કાઢી અમારા તરપ ફેંકવાની તૈયારી કરી એટલે અમે દોડતા દોડતા એ ચબુતરા પાસે જઇ તેના ઉપર ચઢી ગયા. તેના ઉપર પગ મૂકતાં જ ચબૂતરો જમીનમાં ઉતર્યો અને અમે બેહોશ બની ગયા.

" અમે જ્યારે શુદ્ધિમાં આવ્યા ત્યારે અમારી ચારે તરફ પુષ્કળ

અંધકાર ફેલાયલો હતો. આમ હોવાથી કેટલા સમય સુધી અમે બે-શુદ્ધ રહ્યા હતા તેનો નિશ્ચય અમારાથી થઇ શક્યો નહિ. થોડા સમય સુધી અંધકારમાં ચુપકીદીથી બેસી રહ્યા પછી સ્હામેની બાજૂએથી પ્રકાશ આવતો અમારી નજરે પડયો. એ પ્રકાશ ધીમે ધીમે વધવા લાગ્યો. જેથી સ્હામેની બાજૂએ દ્વાર હોય અને તેમાંથી પ્રભાતકાળનો પ્રકાશ આવતો હોય એમ અમને લાગ્યું. અમે બન્ને ઉઠી એ પ્રકાશ તરફ જવા લાગ્યા. થોડે દૂર ગયા પછી એક દ્વાર ઓળંગીને પેલા બુરજવાળા બાગમાં અમે ઉપસ્થિત થયા. એ સ્થળે આપશ્રીના પ્રબળ પ્રતાપી કુમારોનાં દર્શન કરવા અમે ભાગ્યશાળી થયા હતા. એ સ્થળેથી બ્હાર નીકળવાની ઘણા દિવસ સુધી અમે પુષ્કળ મહેનત કરી; પરંતુ અમારી સઘળી મહેનત વ્યર્થ થઇ. બ્હારની પણ અમને કાંઇ ખબર પડી નહિ. એ બાગમાં જઇ પહોંચ્યા પછી થોડા દિવસે એ જ બાગમાં દિલીપસિંહ સાથે અમારી મુલાકાત થઇ હતી. એમની સઘળી હકીકત તેઓ સ્વયં આપને કહી સંભળાવશે.

"પછી આપશ્રીના પ્રતાપી કુમારોનું શુભાગમન એ બાગમાં થયું અને તેમણે જ અમારો ઉદ્ધાર કર્યો. મહારાજશ્રી! મ્હારી કર્મ-કથા હવે પૂર્ણ થઇ છે. હવે આપશ્રીને દિલીપસિંહની કર્મકથા સાંભળતાં અત્યંત આશ્ચર્ય ઉપજશે અને દારોગાની દુષ્ટતાનો આપશ્રી પૂર્ણ પરિચય પામશો. (એક બુરખાવાળા તરફ જોઇને) મ્હારો જુનો વફાદાર હરદીન આ રહ્યો. તે છેવટ સુધી મ્હારા સુખ દુઃખનો ભાગીદાર થયો છે અને અંતે મ્હારી સાથે જ છૂટો થયો છે."

ભરતસિંહની કર્મકથા સમાપ્ત થયા પછી દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો તથા મહારાજશ્રીએ એવી આજ્ઞા કરી કે, "આવતી કાલના દરબારમાં દિલિપસિંહ પોતાની કર્મકથા કહી સંભળાવશે."

# પ્રકરણ ૧૮ મું.

## દિલીપસિંહની કર્મકથા.

બીજે દિવસે પાછો જાહિર દરબાર ભરાયો તથા સર્વે પોત પોતાને સ્થાને બેસી ગયા. મહારાજશ્રીનો સંકેત થતાં જ દિલીપસિંહ ઉઠી ઉભો થયો તથા તેણે પોતાના ચહેરા ઉપરનો બુરખો ઉંચો કરી નાખી દારોગા, વિજયપાલ, બેગમ તથા નાગર વગેરે તરફ જોઇને કહ્યું:—"હવે તમારા સર્વના સૌભાગ્યના સુખસૂર્યનો અસ્ત થઇ ગયેલો હોઇ દુર્ભાગ્યની કાળરાત્રિ ઉપસ્થિત થઇ છે. હવે એવો વખત આવી પહોંચ્યો છે કે, તમારે સર્વને તમારાં કુકર્મોનું ફળ ભોગવવું પડશે. જેમને તમે મારી નાખવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો તેમને ઇશ્વરકૃપાથી આજે તમે તમારી નજર આગળ જીવિત સ્થિતિમાં જોઇ શકો છો. હશે, એ વાત સાથે મ્હારો વિશેષ સંબંધ નથી. એ વિષયનો નિકાલ તો મહારાજશ્રી જ કરશે. મ્હને મ્હારી કર્મકથા કહેવાની આજ્ઞા થયેલી હોવાથી હમણાં હું એનું જ વર્ણન કરું છું. (બીજા લોકો તરફ જોઇને) મ્હારી કર્મકથા સાથે પિશાચપતિનો પણ ઘણો સંબંધ છે; પરંતુ મહારાજશ્રીએ તેમના સકળ અપરાધોની ક્ષમા આપી તેમને પોતાના બહુરૂપી બનાવી દીધેલા હોવાથી જે હકીકતથી પિશાચપતિની બદનામી થાય તેમ હશે એ હકીકતનો હું મ્હારી કર્મકથામાં ઉલ્લેખ કરીશ નહિ. વળી પિશાચપતિ મહારાજશ્રીની સેવામાં રજૂ કરવા માટે પોતાની જીવનકથા હમણાં લખે છે. એ જીવનકથા ઉપરથી સઘળું મહારાજશ્રી જાણી શકે તેમ હોવાથી

એ વિષય પરત્વે મ્હારે કાંઇ કહેવાની જરૂર નથી. હું મિરજાપૂરના રહે-વાસી દીનદયાળસિંહ બહુરૂપીનો પુત્ર છું. મ્હારા પિતા ધોળપૂરના મહારાજશ્રીને ત્યાં રહેતા હતા તથા ત્યાં તેમનું ઘણું માન હતું. તેમણે પોતાનાથી બની શકે એટલા ધ્યાનથી મ્હને બહુરૂપીની વિદ્યાનું શિક્ષણ આપ્યું તથા હું પણ એ વિદ્યામાં ઘણો હોશિયાર બની ગયો; પરંતુ પિતાના પરલોકવાસી થયા પછી મ્હેં કોઇ પણ રાજ્યમાં નોકરી કરી નહિ. ધોલપૂરના મહારાજશ્રી મ્હારા ઉપર ઘણો પ્રેમભાવ રાખતા હોઇ તેઓ મ્હને મ્હારા પિતાશ્રીની જગ્યા આપવા તૈયાર હતા; પરંતુ પિતાના પરલોકવાસ પછી મ્હેં એ રાજ્યનો ત્યાગ કર્યો તથા મ્હારા જન્મસ્થાન મિરજાપૂરમાં હું ચાલ્યો આવ્યો. મ્હારા પિતાશ્રી મ્હારે માટે પુષ્કળ દ્રવ્યસંપત્તિ રાખી ગયા હતા તથા મ્હને કોઇ પણ પ્રકારની ખોટ પડવાનો સહજ પણ સંભવ નહોતો. પિતાનો પરલોકવાસ થતાં પૂર્વે જ એક વર્ષે મ્હારી મમતામયી માતા સ્વર્ગવાસિની થયેલી હતી; જેથી કેવળ હું અને મ્હારી સ્ત્રી જ ઘરનાં માલિક હતાં.

" જમાનીઆના રાજ્ય સાથે મ્હારો કોઇ પણ પ્રકારનો સંબંધ નહોતો. હું એક પ્રખ્યાત બહુરૂપીનો પુત્ર હોવાથી તથા હું પોતે પણ બહુરૂપી હોવાથી ઘણા બહુરૂપીઓ સાથે મ્હારો ગાઢ સ્નેહસંબંધ હતો. ચારે તરફની સઘળી ખબર મ્હને મળ્યા કરતી હતી. જમાની-આમાં પણ જે બનાવો બનતા હતા એ પણ કાંઇ મ્હારાથી અજાણ્યા નહોતા રહેતા. પિશાચપતિની સ્ત્રી અને મારી સ્ત્રી મશીયાઇ બ્હેનો થતી હોઇ પિશાચપતિનો જમાનીઆ સાથે ઘણો ગાઢ સંબંધ થયેલો હતો. એમ હોવાથી હું જમાનીઆની હકીકત જાણવાનો પ્રયત્ન કરતો હતો; પણ એ બનાવોમાં હું કોઈ પણ પ્રકારનો ભાગ લેતો નહિ. (દારોગા તરફ ઇશારો કરીને) આ હરામખોર દારોગાએ રાજ્યને

પોતાના કાબૂમાં રાખવાના હેતુથી સાધુ પુરુષ હોવાનો ઢોંગ કર્યો હતો. તેણે લગ્ન કર્યું નહોતું તથા મહારાજ અને બ્રહ્મચારીના નામથી પોતાને પ્રસિદ્ધ કરીને વારંવાર તે લોકોને એમ કહેતો હતો કે, 'હું તો સાધુ પુરુષ છું. મ્હને દ્રવ્યપ્રાપ્તિની સહજ પણ લાલસા નથી. હું તે કેવળ રાજ્યનું કલ્યાણ કરવામાં તથા પરોપકારી કાર્ય કરવામાં મ્હારા દિવસો પસાર કરું છું.'

" મ્હારા પિતા અને શ્રીમાન્ ઇન્દ્રદેવના પિતાએ એક જ ગુરુ પાસેથી બહુરૂપીની વિદ્યાનું જ્ઞાન મેળવ્યું હતું. મ્હારી તથા ઇન્દ્રદેવની વચ્ચે પણ ઘણો સ્નેહસંબંધ હતો. ઇન્દ્રદેવને મળવા માટે ઘણી વખત હું તેમને ત્યાં જતો હતો તથા કોઇ કોઇ વખતે તેઓ પણ મ્હારે ત્યાં આવતા હતા. આવશ્યક પ્રસંગે ઇન્દ્રદેવની ઇચ્છાનુસાર હું એમનું કેટલુંક કામ પણ કરી આપતો હતો તથા તેમને જ ત્યાં કવચિત્ આ બદમાશ દારોગા સાથે મ્હારી મુલાકાત થતી હતી. આ સ્થળે મ્હારે સ્પષ્ટતાથી કહેવું જોઇએ કે, ઇન્દ્રદેવને લીધેજ દારોગા, વિજયપાલ, રાણા ગોપાલસિંહ, ભરતસિંહ અને જમાનીઆના બીજા કેટલાક પ્રતિષ્ઠિત માણસો સાથે મ્હારી ઓળખાણ થઇ હતી.

" જ્યારે પિશાચપતિને હાથે બીચારા દયારામ માર્યા ગયા ત્યારથી પિશાચપતિપરથી મ્હારું મન કાંઇક અંશે ઉઠી ગયું હતું. અંતે અમારી બન્નેની વચ્ચેનો વિરાગ દિવસે દિવસે વધતો ગયો તથા અમારી સાહેબ સલામી પણ થોડા સમય પછી બંધ થઇ ગઇ.

" એક દિવસે ઇન્દ્રદેવને ત્યાં બેસી હું પિશાચપતિ સંબંધીની વાતચિત કરતો હતો. એ વખતે સર્વત્ર ગદાધરસિંહ (પિશાચપતિ)ના મરણ પામ્યાની અફવા ફેલાઈ હતી; પરંતુ પિશાચપતિ જીવતા હોઇ તેઓ કોઇ સ્થળે છુપાઇ ગયા છે એવી જ ઇન્દ્રદેવની દૃઢ

માન્યતા હતી. અમે બન્ને વાતચિત કરતા હતા એવામાં દારોગો આવ્યાની ખબર મળી. એ ઢોંગી ઇન્દ્રદેવને મળવા માટે આવ્યો હતો. ઇન્દ્રદેવ બ્હાર જઇ માન આપી તેને ઘરમાં લઇ આવ્યા તથા દારોગાની સાથે જેટલા માણસો આવ્યા હતા તેઓના ખાવા પીવાની અને રહેવાની ઉચિત વ્યવસ્થા કરવાની તેમણે પોતાના અનુચરોને આજ્ઞા કરી.

" દારોગાને સાથે લઇ જે ઓરડામાં હું પ્રથમથી જ બેઠેલો હતો એમાં ઇન્દ્રદેવ આવ્યા. હું કાંઇ ઇન્દ્રદેવની માફક દારોગાને તેડી લાવવા માટે મકાનના દ્વાર સુધી ગયો નહોતો. વળી દારોગો મ્હારી પાસે આવ્યો તો પણ મ્હેં તેને વિશેષ માન આપ્યું નહિ. મ્હેં માત્ર તેની સાથે સાહેબ સલામ કરી. એ વાત દારોગાને ગમી નહિ. ઇન્દ્રદેવ પણ દારોગો તેમનો ગુરુભાઇ થતો હોવાથી જ એ સંબંધને કેવળ નભાવવા માટે તેને માન આપતા હતા.

" ઇન્દ્રદેવ અને દારોગા વચ્ચે ઘણા સમય સુધી વાતચિત ચાલી. એ સમય દરમ્યાન દારોગાએ પોતાની હોંશિયારી, ચાલાકી અને બહાદુરીનાં ઘણાં બણગાં ફુંક્યાં. બહુરૂપીઓની વાત નીકળતાં તેણે મ્હારા તરફ જોઇને કહ્યું, ' આપ એક વિખ્યાત બહુરૂપીના સુયોગ્ય પુત્ર થઇને આવી રીતે ધંધા વગર ઘરમાં નિરુદ્યમી તરીકે કેમ બેસી રહ્યા છો ? જો બીજા કોઇ સ્થળે ન ફાવે તો આપ અમારા રાજ્યમાં કામ કરો. ત્યાં આપને કોઇ પણ પ્રકારના કષ્ટનો અનુભવ થશે નહિ. વિહારીસિંહ અને હરનામસિંહ અમારે ત્યાં રહી કેટલું માન મેળવી શક્યા છે ? આપ તો તેમના કરતાં પણ વિશેષ માન મેળવી શકશો. ' આ વાક્યોના ઉત્તરમાં મ્હેં કહ્યું, ' જો કે, હું નિરુદ્યમી હોવા છતાં હજી સુધી હું મ્હને પોતાને જમાનીયાના મહારાજશ્રીનો નોકર સમજું છું; કેમ કે રાજાનું કામ

છોડી દીધેલું હોવા છતાં રાજાશ્રી તરફથી મ્હને સર્વ પ્રકારની મદદ મળ્યા કરે છે.' દારોગાએ પોતાનું મ્હોં બગાડીને કહ્યું, ' કદાચ ધૌલપૂરના મહારાજા તરફથી આપને નજીવી રકમ મળતી હોય તો તેથી શું થયું ? એટલી નજીવી રકમમાંથી આપને આપનું ખરચ નભાવવાની પણ મુશ્કેલી વેઠવી પડતી હશે. મ્હારા ધારવા પ્રમાણે તો આપને આપની સિલ્લકમાંથી પણ અમુક રકમ ઉમેરી ખરચ નભાવવું પડતું હશે !' મ્હેં કહ્યું, ' એમ હોય તો પણ શું ? એ સિલ્લક પણ મહારાજશ્રીને લીધે છે.' દારોગો બોલ્યો, ' ના-ના, એ સિલ્લક આપના પિતાએ જ આપને આપી છે; છતાં હું એમ કહું છું કે, ત્યાંથી મદદ તરીકે જે રકમ મળતી હોય તે આપ રાખો તથા અમારા રાજ્યમાંથી પણ લાભ મેળવો.' હું બોલ્યો, ' એમ કરવું એ એક પ્રકારની અપ્રમાણિકતા કહેવાય. મ્હારાથી કદાપિ એવી અપ્રામાણિકતા થઇ શકે તેમ નથી.' દારોગો હસીને બોલ્યો, ' વાહ-વાહ ! બહુરૂપી લોક પ્રામાણિકતાથી જ પૈસાદાર થતા હશે !' મ્હેં દૃઢતાથી કહ્યું, ' બેશક ! જે બહુરૂપી પ્રામાણિક ન હોય તેને બહુરૂપી કહી શકાય જ નહિ.' દારોગાએ કહ્યું, 'ગદાધરસિંહ આપના જ સગા છે. આપ જરા એમની રીતભાતનો વિચાર તો કરી જુઓ !' મ્હેં કહ્યું, ' ગદાધરસિંહ કોઇ ચોક્કસ રાજ્યના બહુરૂપી નથી તથા હું એમને બહુરૂપી સમજતો પણ નથી. એમ હોવા છતાં તેમણે પોતાના માલિક સાથે કોઇ પણ પ્રકારની બુરાઇ કરી હોય એમ આપ સાબિત કરી શકો તેમ નથી.' દારોગાએ વિશેષ મ્હોં બગાડીને કહ્યું, ' થયું-થયું, એ બધી સફાઇ રહેવા દો, અમારે ત્યાં પણ બિહારીસિંહ અને હરનામસિંહ બહુરૂપીઓ હોઇ તેમની રીતભાત કાંઇ મ્હારાથી અજાણી નથી.'

" દારોગાનાં આ વાક્યો સાંભળી હું મ્હારા મનનો ભાવ છુપાવી

શક્યો નહિ. મ્હેં કહ્યું, ‘ એ બન્ને બહુરૂપીઓ આપને ત્યાં હોવાથી જ આપના રાજ્યની નોકરી કરવામાં હું અપમાન સમજું છું !’ દારોગાએ ભ્રુકુટી ચઢાવીને કહ્યું, ‘ આ ઉપરથી તો તમે અમને બદમાશ અને નમકહરામ કહેવા ઇચ્છતા હો એમ લાગે છે.’ મ્હેં પણ હવે તપી જઇને કહ્યું, ‘ હું સારી રીતે જાણું છું કે, આપ કાંઇ સામાન્ય માણસ નથી. માણસ હોય તેને લાજ હોય છે તથા તે પરમાત્માને માને છે !’

“ મ્હારા આ શબ્દો સાંભળી દારોગો બોલી ઉઠયો, ‘પાછી તમે એવી જ વાત કાઢી કે ?’ મ્હેં નિર્ભયતાથી કહ્યું, ‘ હા એજ વાત કાઢી છે. ગોપાલસિંહના પિતાવાળી વાત, ગુપ્તમંડળવાળી વાત, ગદાધરસિંહની મિત્રાચારીવાળી વાત, લક્ષ્મીદેવીના લગ્નની વાત તથા બીજી જે વાતો તમારા ગુરુભાઇ જાણતા નથી તે સુદ્ધાં હું જાણું છું.’

“દારોગાએ દાંત પીસી થોડા સમય સુધી મ્હારા તરફ જોઇને કહ્યું, ‘ઠીક છે, ત્યારે એ સઘળી વાતોનો જવાબ લાતોથી જ આપવામાં આવશે. મ્હેં કહ્યું, ‘ બેશક. તે સાથે એટલું પણ યાદ રાખજો કે, જવાબ આપનાર કાંઇ એક બે નથી. લાતોની ગણત્રીને આપ સંભાળી નહિ શકો. દારોગા સાહેબ ! તમે જરા સ્વસ્થ થાઓ તથા સંપૂર્ણ વિચાર કરીને વાત કરો. તમે તમને પોતાને ઇશ્વર ન સમજશો. તમે માણસ હોઇ ધોલપૂર રાજ્યના એક બહુરૂપીની સાથે વાતચિત કરો છો એમ સમજીને જ જે બોલો તે બોલજો.’

“ દારોગાએ ઇન્દ્રદેવ તરફ જોઇ રોષસૂચક ભાવથી કહ્યું, ‘ આપ ચુપકીદીથી બેઠા બેઠા તમાશો જોયા કરશો કે ? આપ આપના મકાનમાં જ મ્હારું ભયંકર આપમાન કરાવશો કે ?’ ઇન્દ્રદેવે કહ્યું, ‘આપ પોતે જ આપના સ્વભાવથી આપને અપમાનિત કરો છો. દિલીપ-

સિંહ સાથે વિશેષ વાતચિત કરવાની આપને શી જરૂર હતી ? હું આપની બન્નેની વચ્ચે કાંઇ બોલી શકું તેમ નથી; કેમ કે દિલીપસિંહને પણ હું મ્હારા ભાઇ સમજતો હોઇ તેમના તરફ માનની દૃષ્ટિથી જોઉં છું.' દારોગાએ કહ્યું, 'ત્યારે એમની સાથે હું ગમે એવો વ્યવહાર ચલાવું તો આપને અડચણ નથીને ?' ઇન્દ્રદેવે કહ્યું, 'ના.' દારોગાએ કહ્યું, હું 'આપ એમને ગુરુભાઇ સમજો છો તેથી પાછળથી મ્હને ઠપકો ન આપશો.' ઇન્દ્રદેવે કહ્યું, 'ના, હું કદાપિ ઠપકો નહિ આપું.' દારોગાએ કહ્યું, 'ઠીક ત્યારે, હમણાં હું જાઉં છું. વળી પાછો ફરી આવીશ ત્યારે વિશેષ વાતચિત કરીશ.'

"દારોગાના છેવટના શબ્દોના ઉત્તરમાં ઇન્દ્રદેવે કાંઇ કહ્યું નહિ. દારોગો ઉઠી ઉભો થયો એટલે તેઓ તેને દ્વાર સુધી વિદાય કરી આવ્યા. પછી મ્હારી પાસે આવી મૃદુહાસ્ય કરતાં કરતાં તેમણે મ્હને કહ્યું, 'જે વાત તમારા ગુરુભાઇને માલૂમ નથી એ વાત પણ હું જાણું છું એવું તેણે જ્યારે સાંભળ્યું ત્યારે તેના હૃદય ઉપર સખ્ત આઘાત થયો હશે. આજે તમે એની બરાબર ખબર લીધી છે ! છતાં એ તમારા ઉપર પુષ્કળ ક્રોધે ભરાઇને વિદાય થયો છે એ વાત બરાબર લક્ષમાં રાખશો.' મ્હેં કહ્યું, 'આપ એ વિષયની કાંઇ ચિંતા કરશો નહિ. હું એને કેવો બનાવું છું એ આપ યથા સમયે જોઇ શકશો. આપનું હૃદયબળ પણ પુષ્કળ છે. અમારી વચ્ચે આટલી બધી તકરાર થવા છતાં આપે મૌનાવલંબન કરી રાખ્યું. એ ઉપરથી આપના હૃદયમાં કેટલું બધું બળ છે એની હું કલ્પના કરી શકું છું.' ઇન્દ્રદેવે કહ્યું, 'મ્હારી વાત તો મ્હેં ઇશ્વરના હાથમાં મૂકી દીધી છે.' મ્હેં કહ્યું, 'આપે એમ કર્યું છે તો ઇશ્વર અવશ્ય યોગ્ય ન્યાય કરશે. હવે મ્હારે દારોગાની સાથે હરિહાઇમાં ઉતરવાની તૈયારી સત્વર કરવી પડશે માટે આપ મ્હને રજા આપો.' ઇન્દ્રદેવે કહ્યું, 'એ

તો ખરું છે. હું પણ હવે તમને સર્વ પ્રકારે સાવધાન રહેવાની સૂચના કરું છું.'

"થોડા સમય સુધી વાતચિત કર્યા પછી હું ઇન્દ્રદેવ પાસેથી વિદાય થઇ મ્હારે ઘેર ગયો તથા એ વખતથી જ દારોગાથી સાવધાન રહેવાની મ્હેં ચિંતા રાખવા માંડી. ઘેર જઇ બનેલી સઘળી હકીકત મ્હેં મ્હારી સ્ત્રીને કહી સંભળાવી તથા તેને પણ હમ્મેશાં હોશિયાર રહેવાની સૂચના કરી દીધી. એ પ્રસંગે મ્હારે ત્યાં મ્હારા કેટલાક શિષ્યો પણ રહેતા હતા. તેમને હું બહુરૂપી વિદ્યાનું શિક્ષણ આપતો હતો એમને પણ સઘળી હકીકત કહીને સાવધાન રહેવાની મ્હેં સૂચના કરી. મ્હારા શિષ્યોમાં ગિરજાકુમાર નામનો એક છોકરો ઘણો તીક્ષ્ણ બુદ્ધિવાળો તથા ચંચળ હતો. ગમે તેને છેતરવું એ એને માટે એક સામાન્ય કાર્ય થઇ પડયું હતું. વાતચિત કરતી વખતે તે પોતાના મુખમંડળપર એવા પ્રાસંગિક ભાવ ધારણ કરતો હતો કે, ભલભલા માણસો એની વાતમાં ફસાઇ બેવકૂફ બની જતા હતા. બહુરૂપીઓમાં એ ગુણ ઘણા ઓછા પ્રમાણમાં જોવામાં આવતો હોવા છતાં ગિરજાકુમારનો એ ગુણ ઇશ્વરદત્ત હતો.

"સઘળી હકીકત સાંભળ્યા પછી ગિરજાકુમારે મ્હને કહ્યું, 'ગુરુજી, જો દારોગાવાળો વિષય આપ મ્હને સોંપી દેશો તો હું અત્યંત પ્રસન્ન થઇશ તથા તે જીંદગી સુધી આપણને યાદ કરે એવો હું એને બનાવીશ. જમાનીઆમાં મ્હને કોઇ ઓળખતું નથી તેથી હું સહેલાઇથી કાર્યોદ્ધાર કરી શકીશ.' મ્હેં તેને ઘણું સમજાવીને કહ્યું, 'ઉતાવળ નહિ કરતાં થોડા દિવસ સુધી ધીરજ ધારણ કર. પછી આપણને યોગ્ય લાગશે તેમ કરીશું.' આમ છતાં તેણે મ્હારું કહેવું માન્યું નહિ. હાથ જોડી, ખુશામદ કરી, અને કાલાવાલા કરી તેણે પોતાની ઇચ્છાનુસાર કાર્ય

કરવાની મ્હારી પાસેથી આજ્ઞા મેળવી તથા તે જ દિવસે આવશ્યકીય સરસામાન લઈ તે મ્હારે ત્યાંથી ચાલ્યો ગયો. હવે ગિરજાકુમારે દારોગાને શું શું કર્યું એ હકીકત હું વર્ણવું છું.

"મનોરમા ખરી રીતે દારોગાની રાખેલી હતી એ જાણીને આપશ્રીને અપાર આશ્ચર્ય ઉપજશે. એમ હોવાથી જ માયાવિનીના દરબારમાં મનોરમાની ઈજ્જત વધી હતી. તેણે માયાવિનીને પોતાની જાળમાં ફસાવી પુષ્કળ દ્રવ્યસંપત્તિ મેળવી. સર્વથી પ્રથમ મનોરમાને ત્યાં જ ગિરજાકુમારે દારોગા સાથે મુલાકાત કરી હતી.

"દારોગો મનોરમા ઉપર પ્રેમ રાખતો હતો ખરો; પરંતુ એ પ્રેમ તથા વિષયવ્યવસાયને તેણે ઘણી ચાલાકીથી છુપાવી રાખ્યો હતો એમાં કાંઈ શંકા નથી. કોઈ પણ મનુષ્ય તેના આ વ્યભિચારને જાણતું નહોતું. લોકોમાં તે સાધુ તથા બ્રહ્મચારી જ બની બેઠો હતો. તે પોતે જમાનીઆમાં રહેતો હતો પરંતુ મનોરમાને તેણે કાશીમાં એક મકાન તૈયાર કરાવી આપ્યું હતું. દશ બાર દિવસે જ્યારે વખત મળતો ત્યારે તેજી ઘોડા ઉપર સવાર થઈ તે કાશી ચાલ્યો જતો હતો તથા પંદર વીસ કલાક સુધી મનોરમાને ત્યાં રહી પાછો ચાલ્યો આવતો હતો.

" એક દિવસે મધ્યરાત્રે મનોરમાના મકાનમાં બેસી દારોગો મદ્યપાન કરતો હતો તથા સાથે સાથે તે મનોરમાની સાથે વિષયોત્પાદિની ચેષ્ટા પણ કરતો હતો. એ વખતે એમની બન્નેની વચ્ચે નીચે પ્રમાણે વાતચિત ચાલતી હતી. "

દારોગાએ કહ્યું:—" મ્હારી પાસે જે કાંઈ છે તે સઘળું ત્હારુંજ છે. તું હમ્મેશાં બાદશાહી ઠાઠમાઠમાં રહી આનંદ ભોગવજે. હું તને દ્રવ્યસંપત્તિનો સહજ પણ અભાવ જણાવા દઈશ નહિ. ગોપાલસિંહ તિલિસ્મીનો રાજા છે તેથી શું થયું ? હું પણ તિલિસ્મીનો

દારોગો છું. તિલિસ્મીમાં બે ચાર એવાં સ્થળો છે કે, જેની મ્હને સઘળી ખબર હોવા છતાં રાણો એ સંબંધી કાંઇ પણ જાણતો નથી. એ સ્થળોએ હું ઘણી સહેલાઇથી જઇ શકું તેમ છું. ત્યાંની દોલતને હું મ્હારી પોતાની જ દોલત સમજું છું. તે ઉપરાંત માયાવિની સાથે પણ મ્હેં તારી મુલાકાત કરાવી છે. તે હરેક પ્રકારે ત્હારું માન સાચવે છે. હવે તને શી વાતની ચિંતા છે? ”

મનોરમાઃ—ખરું છે. હવે મ્હને કોઇ પણ વાતની ચિંતા નથી. આપની કૃપાથી હું ઘણા આનંદમાં રહું છું; છતાં માયાવિનીને હું ખુલ્લી રીતે હળી મળી શકું એવી વ્યવસ્થા થવાની ખાસ જરૂર છે. હમણાં તો મ્હારે રાણા ગોપાલસિંહથી છુપાઇને ઘણી ચાલાકીથી તેની પાસે જવું પડે છે.

દારોગોઃ—પરંતુ આ વાત મ્હને સહજ કઠિન જણાય છે.

મનોરમાઃ—એમાં કઠિનતા જેવું શું છે? લક્ષ્મીદેવીને બદલે બીજી સ્ત્રીને રાજરાણી બનાવી દેવાનું કાર્ય સહેલું હતું કે? એ કાર્ય તો આપે ઘણી સહેલાઇથી કરી બતાવ્યું છે અને આવું સામાન્ય કાર્ય આપને કઠિન જણાય છે?!

દારોગોઃ—ત્હારું કહેવું ખરું છે. ગોપાલસિંહને હું ઘણી સહેલાઇથી વૈકુંઠમાં મોકલી શકું તેમ છું; પરંતુ આ કાર્ય મ્હારાથી નહિ શકે—એના ઉપર હું મ્હારો હાથ નહિ ચલાવી શકું.

મનોરમાએ સહજ વિરક્તભાવથી કહ્યું:—“ હવે આટલી બધી દયા રાખશો તો કાંઇ બની શકશે નહિ! રાણા ગોપાલસિંહ જીવતા હોવાથી આપણને તેનો ઘણો ભય રાખવો પડે છે. જો એનું મરણ નિપજાવવામાં આવે તો સહેલાઇથી જમાનીઆ અને તિલિસ્મીની

સઘળી રાજસત્તા આપ આપના હાથમાં લઈ શકો તેમ છે. માયા-વિની તો પોતાને આપની આજ્ઞાધારિણી સમજે છે. ”

દારોગો:—એમજ છે; પરંતુ.........

મનોરમા:—ગોપાલસિંહને વૈકુંઠમાં મોકલી દેવાનું કામ તો માયાવિની પણ કરી શકશે; એમાં આપને કાંઇ કરવું પડે તેમ નથી.

દારોગાએ ચમકી ઉઠીને પૂછ્યું:—“ શું માયાવિનીનો એવો જ વિચાર છે ? ”

મનોરમા:—હા, તે આ કાર્ય કરવાને તૈયાર છે; પરંતુ તેને આપનો ભય લાગે છે. જો આપ આજ્ઞા આપશો તો બધું સાફ થઇ જશે.

દારોગો:—ત્યારે તું તેના તરફથી જ આ વાત કરે છે કે ?

મનોરમા:—બેશક. વળી એમ કરવામાં હું આપણા ઉભયના લાભનો સમાવેશ થયેલો સમજું છું. તેથી જ આ કાર્ય કરવાનું આપને કહું છું. ( દારોગાના ગળામાં હાથ નાખીને ) હવે આપ એ કાર્ય કરવાની રજા આપો.

દારોગાએ મૃદુહાસ્ય કરી કહ્યું:—“ ઠીક, ત્હારા કહેવાથી એ કાર્ય કરવાની હું રજા આપું છું; છતાં આ વિષય સંબંધી મ્હારે માયાવિ-નીને કાંઈ કહેવું ન પડે એવી વ્યવસ્થા તું કરજે; જેથી વખત આવ્યે ‘ હું એ વિષયમાં કાંઇ જાણતો નથી. ’ એમ કહી શકું. તું માયા-વિનીને એમ જ સમજાવજે કે જો તે આ કાર્ય કરશે તો તેને હું કોઇ પણ પ્રકારનો ઠપકો આપીશ નહિ. તે તેની મરજી હોય તેમ કરે. વળી તે સાથે એ પણ ધ્યાનમાં રાખવાની એને સૂચના કરજે કે, એ કાર્ય કોઇના જાણવામાં આવવું જોઇએ નહિ તથા સર્વને એમ જ માલૂમ પડવું જોઇએ કે, ગોપાલસિંહનું સ્વાભાવિક રીતે જ મૃત્યુ

નિપજ્યું છે. હું પણ મ્હારાથી બની શકશે ત્યાં સુધી એ વિષય ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરીશ."

મનોરમાએ પુષ્કળ પ્રસન્ન થઇને કહ્યું:—"થયું, હવે મ્હારી એવી ખાત્રી થઇ ગઇ છે કે આપ મ્હને આપના અંતઃકરણપૂર્વક ચ્હાઓ છો."

ત્યાર પછી તેમની બન્નેની વચ્ચે ઘણા મૃદુસ્વરે વાતચિત ચાલવા લાગી. જેથી એ વાતચિત ગિરજાકુમાર સાંભળી શકયો નહિ. ગિરજાકુમારે એક ચોરની માફક મનોરમાના મકાનમાં પ્રવેશ કર્યો હતો તથા છુપાઇ રહીને તેણે દુષ્ટ દારોગા તથા કુલટા મનોરમા વચ્ચે ચાલેલી ઉપરની વાતચિત સાંભળી હતી. પછી મનોરમાએ જ્યારે એ ઓરડાનું દ્વાર બંધ કરી દીધું ત્યારે ગિરજાકુમાર કમંદ લગાવીને મકાનની પાછલી બાજૂએથી નીચે ઉતરી પડયો તથા ધીમે ધીમે મનોરમાના અશ્વગૃહમાં ઉપસ્થિત થયો. તે દિવસે દારોગો રથમાં બેસીને આવેલો હોઇ એ રથ અશ્વગૃહમાં હતો. ઘોડાને બાંધી રાખેલો હોઇ સારથી રથની અંદર સૂઇ રહ્યો હતો. થોડે છેટે મનોરમાના બીજા અશ્વચાલકો અને નોકરો ગાઢ નિદ્રામાં પડયા હતા.

ઘણી ચાલાકીથી ગિરજાકુમારે દારોગાના સારથીને બેશુદ્ધિનું ઔષધ સુંઘાડી બેહોશ બનાવી દીધો તથા તેને ઉંચકી બાગના એક ખુણામાં આવેલી ગાઢ ઝાડીમાં લઇ જઇ ત્યાં સૂવાડી તેનાં કપડાં પહેરી લઇ ચુપકીદીથી તે રથમાં આવીને સૂઇ રહ્યો.

રાત્રિનો જ્યારે એક કલાક જેટલો વખત બાકી રહ્યો ત્યારે દારોગો જમાનીઆ જવા માટે વિદાય થયો. એક દાસીએ તબેલામાં આવી સારથીને રથ જોડવાની આજ્ઞા કરી. નવીન સારથી ગિરજાકુમારે રથ જોડી તૈયાર કર્યો તથા બાગના દરવાજા બ્હાર રથ લઇ જઇને

તે દારોગાની રાહ જોવા લાગ્યો. મધના નશાથી લથડતો લથડતો દારોગો એક દાસીનો હાથ પકડી રથ નજીક ઉપસ્થિત થયો. પછી તે રથ ઉપર સવાર થયો એટલે રથને ઝડપથી હાંકવામાં આવ્યો.

પ્રભાતકાળના સુશીતળ વાયુથી દારોગાના મગજપર ચઢેલો નશો સ્થિર થયો તથા તે સર્વથા બેશુદ્ધાવસ્થામાં રથમાં જ સૂઇ ગયો. ગિરજાકુમાર પોતાની ઇચ્છાનુસાર રથને હાંકી લઇ જવા લાગ્યો. તેને પોતાનો ચહેરો બદલવાની પણ જરૂર પડી નહિ.

મનોરમાના બાગમાં પડેલો દારોગાનો ખરો સારથી શુદ્ધિમાં આવ્યો હશે ત્યારે ત્યાં શું બન્યું હશે એ હું કહી શકતો નથી; પરંતુ ગિરજાકુમારને એ વિષયની બિલ્કુલ ચિંતા નહોતી. તેણે શ્યામગઢની સડક ઉપર રથ રવાના કર્યો. ચાલતાં ચાલતાં પોતાના વાટવામાંથી કેટલોક મશાલો કાઢી તેણે દારોગો પોતાનું ખરું સ્વરૂપ ન જાણી શકે એ હેતુથી ચહેરો બદલી નાખ્યો. પછી તેણે દવા સુંઘાડીને દારોગાને વિશેષ બેહોશ બનાવી દીધો.

"રથ જ્યારે એક ગાઢ જંગલમાં જઇ પહોંચ્યો તથા પ્રભાતકાળના ઉજ્વળ પ્રકાશનો પૂર્વાકાશમાં વિસ્તાર થવા લાગ્યો ત્યારે ગિરજાકુમાર રથને સડકપરથી નીચે ઉતારી સડકપરથી જનાર આવનારની નજર ન પડે એવા સ્થળે જંગલમાં લઇ ગયો. ઘોડાને છૂટો કરી એક દોરડાથી વૃક્ષના મજબુત થડ સાથે તેણે બાંધી દીધો. પછી દારોગાને પોતાની પીઠપર ઉંચકી ત્યાંથી થોડા અંતરે આવેલી એક ઝાડીમાં તે લઇ ગયો. એ સ્થળે પાણીનો એક ઝરો વહેતો હતો.

ઘોડાની રાસથી દારોગાને એક વૃક્ષના થડ સાથે બાંધી તેની બેશુદ્ધિ દૂર થાય એવી દવા સુંઘાડી તેના મ્હોં ઉપર ઠંડું પાણી છાંટી હાથમાં ચાબુક લઇને ગિરજાકુમાર તેની સ્હામે ઉભો રહ્યો.

દારોગો શુદ્ધિમાં આવ્યા પછી આશ્ચર્યચકિત અને ભયભીત બની જઈ ચોતરફ પોતાની નજર ફેરવવા લાગ્યો. તેણે પોતાને બંધનયુક્ત સ્થિતિમાં જોઇ તથા ગિરજાકુમારને પોતાની સ્હામે ચાબુક લઇ ઉભો રહેલો જોઇ કંપી ઉઠીને કહ્યું:–"ભાઇ ! તમે કોણ છો ? તમે મ્હને શા માટે આવી રીતે સતાવ્યો છે ? મ્હેં તમારું શું બગાડયું છે ?"

ગિરજાકુમારે કહ્યું:–"હું મનોરમાનો નોકર છું તથા તેમણે જ તમારી સાથે આવું વર્તન ચલાવવાની મ્હને આજ્ઞા કરી છે."

દારોગાએ વિશેષ વિસ્મિત બની જઇને કહ્યું:—"તમે મનોરમાના નોકર છો ?! ના–ના, એમ હોવું તદ્દન અશક્ય છે. હું તેમના સઘળા નોકરોને સારી રીતે ઓળખું છું."

ગિરજા:—હું છુપી રીતે એમનું કામ કરતો હોવાથી તમે મ્હને ન ઓળખી શકો એ સ્વાભાવિક છે. હું કાંઇ મનોરમાના મકાનમાં રહેતો નથી.

દારોગા:—તમારા આ શબ્દો ઉપર હું વિશ્વાસ મુકી શકતો નથી. ઠીક, કહો જોઇએ કે, મનોરમાએ શા માટે મ્હારી સાથે આવું વર્તન ચલાવવાની તમને આજ્ઞા કરી છે ?

ગિરજા:—તમે મ્હારાં વચનો ઉપર વિશ્વાસ મૂકો અગરન મૂકો તેની મ્હને કાંઇ ચિંતા નથી. મ્હારે તો મ્હને સોંપવામાં આવેલું કામ બજાવવાનું છે. મનોરમાએ એમ કહ્યું છે કે, 'માયાવિની ગમે તે પ્રકારે રાણા ગોપાલસિંહને મારી નાખે એવી દારોગા સાહેબે રજા આપી છે તથા એ કાર્યમાં કાંઇ હરકત નહિ કરવાની વાત તેમણે કબૂલ કરી છે; પરંતુ એ વાત તેઓ નશામાં કહી ગયા છે તેથી તેઓ એ વાતને ભૂલી જાય એમ ન થવું જોઇએ; અસ્તુ. તું કોઇ પણ

પ્રકારે એ વાતનો એક પત્ર એમની પાસેથી લખાવી લાવ જેથી તેમને પોતાની વાત બરાબર યાદ રહે.' હવે તમે કૃપા કરીને એવા આશયનો એક પત્ર લખી આપો કે, 'મ્હેં રાણા ગોપાલસિંહને મારી નાખવાની રજા આપેલી હોઇ એ પ્રકારમાં હું કાંઇ હરકત કરીશ નહિ.'

દારોગોએ વિસ્મિત બની જઇને કહ્યું:-"તમે શું કહો છો એ હું સમજી શકતો નથી. મ્હેં મનોરમાને તમે કહો છો એવી રજા આપી જ નથી!"

ગિરજાકુમારે કહ્યું:-"ત્યારે મનોરમાએ કદાચ મ્હને જૂઠું કહ્યું હશે. એ વિષય સંબંધી હું કાંઇ જાણતો નથી. તેમણે મ્હને જે આજ્ઞા કરી છે તે હું તમને જણાવી ચુક્યો છું."

દારોગો ગંભીર વિચારમાં પડી ગયો. તેના મુખભાવ ઉપરથી ગિરજાકુમારનાં વચનો ઉપર તેને વિશ્વાસ બેસતો હોય એમ લાગતું હતું; આમ છતાં તે એ વાતને ઉડાવી દેવા ઇચ્છતો હતો. તેણે કહ્યું:-"છતાં મનોરમાએ મ્હારી સાથે આવું ખરાબ વર્તન ચલાવ્યું છે એ માટે મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે! એને જે કાંઇ કહેવું હતું તે મ્હને પોતાને કેમ કહ્યું નહિ?"

ગિરજા:—તમારા પ્રશ્નનો ઉત્તર હું કેવી રીતે આપી શકું?

દારોગો:—જો તમે કહો છો તેવો પત્ર હું ન લખી આપું તો?

ગિરજા:—તો આ ચાબુકથી તમારી બરાબર ખબર લેવામાં આવશે અને કોઇ પણ પ્રકારે તમારી પાસે એવો પત્ર લખાવવામાં આવશે. તમે સારી રીતે સમજી શકતા હશો કે, આ સ્થળે તમારી મદદે કોઇ આવી શકે તેમ નથી.

દારોગો:—પત્ર લખી આપ્યા છતાં છૂટો થયા પછી હું શું કરી શકું તેમ છું તેની તમને તેમ જ મનોરમાને કલ્પના પણ છે કે?

ગિરજાઃ—આ સઘળા પ્રશ્નો તમે મનોરમાને જ પૂછજો. મ્હારે ઉત્તર આપવાની કાંઇ જરૂર નથી. હું માત્ર આજ્ઞા પાળવાનું જ સમજું છું. તમે જલ્દી પત્ર લખી આપો છો કે નહિ? વિશેષ સમય સુધી હું રાહ જોઇ શકું તેમ નથી.

ગિરજાકુમાર પોતાને કેવળ શબ્દોથી જ દમ ભરાવે છે એમ વિચારી તેણે સહજ રોષ દર્શાવીને કહ્યું:—"હું શા માટે પત્ર લખી આપું? તું વિના કારણ બકવાટ કેમ કરે છે?"

આ વાક્ય સાંભળતાંની સાથે જ ગિરજાકુમારે દારોગાના શરીર ઉપર ચાબુકના ફટકા મારવા માંડયા. પાંચ સાત ફટકા વાગતાં જ દારોગો નરમ થઇ ગયો તથા તેણે પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:–"બસ–બસ, માફ કરો, તમે જે કહો તે લખી આપવા હું તૈયાર છું."

તત્કાળ ગિરજાકુમારે પોતાના વાટવામાંથી લેખનસામગ્રી બ્હાર કાઢી દારોગાની પાસે મુકી દીધી તથા તેના હાથ ઉપર બંધાયલું દોરડું થોડું ઢીલું કરી નાખ્યું. પછી દારોગાએ તેની ઇચ્છાનુસાર પત્ર લખી આપ્યો.

એ પત્રને પોતાના ખીસ્સામાં મૂકયા પછી ગિરજાકુમારે દારોગાની જડતી લીધી. તેની કમરપરના વસ્ત્રમાંથી એક ખંજર અને કેટલીક સોનામહોરો નીકળી. એ પણ લઇ લીધા પછી તેણે દારોગાના હાથ પગ છોડી નાખ્યા અને તેનો રથ તથા ઘોડો અમુક સ્થળે છે એવું કહી તે ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૯ મું.

### દિલીપસિંહની કર્મકથા. ( ચાલુ. )

ગયા પ્રકરણની હકીકત કહ્યા પછી દિલીપસિંહે થોડો વખત દમ લઇ પાછી પોતાની કર્મકથા આગળ લંબાવતાં કહ્યું:—" ગિરજાકુમારે પોતાનું કાર્ય કરીને કાંઇ દારોગાનો પીછો છોડયો નહિ. દારોગો જમાનીઆ જાય છે કે પાછો બનેલા બનાવનું રહસ્ય જાણવા મનોરમાને ત્યાં જાય છે એ જાણવાની તેને ઇચ્છા થઇ. વળી દારોગો મનોરમાને ત્યાં જાય તો તેમની વચ્ચે શી વાતચિત ચાલે છે તે જાણવાની પણ તેને જરૂર લાગી.

" જો કે દારોગાનું ચિત્ત ગંભીર વિચારમાં પડી ગયું હતું; પરંતુ મનોરમાના મકાનમાં તેની તથા મનોરમાની જે ગુપ્ત વાતચિત થઇ હતી તે અન્યના જાણવામાં આવે એવો બિલ્કુલ સંભવ નહિ હોવાથી મનોરમાના કહેવાથી જ તેના નોકરે પોતાની સાથે નિષ્ઠુર વર્તન ચલાવ્યું હશે એમ જ તેને લાગ્યું. તે સાથે મનોરમાએ આવું ખોટું વર્તન કેમ ચલાવ્યું તેની પણ એ ચિંતા કરતો હતો; કેમકે તે કદાપિ મનોરમાની કોઇ પણ વાતનો અસ્વીકાર કરતો નહોતો. જો મનોરમાએ તેને ત્યાંજ દારોગાને ચીઠ્ઠી લખી આપવાનું કહ્યું હોત તો પણ તે લખી આપત; છતાં આવી નિષ્ઠુરતાથી ચીઠ્ઠી લખાવવાનું શું કારણ હશે એ તે સમજી શકતો નહોતો.

" ગમે તેમ હો પરંતુ ફરીથી મનોરમાને ત્યાં નહિ જતાં દારોગો રથ જોડી જમાનીઆ તરફ રવાના થઇ ગયો. એવો પ્રકાર જોઇ એ પ્રસંગે ગિરજાકુમાર એનો પીછો છોડી દઇ મ્હારી પાસે ચાલ્યો આવ્યો.

જે કાંઇ બન્યું હતું તે વિસ્તારથી મ્હને કહી સંભળાવ્યા પછી દારોગાએ લખી આપેલો પત્ર તેણે મ્હને આપ્યો અને પછી તે મ્હારી રજા લઇ જમાનીઆ તરફ વિદાય થઇ ગયો.

"વિના કારણ રાણા ગોપાલસિંહનો જીવ લેવાનું કાવત્રું રચાય છે જાણી એમને બચાવવા માટે શું કરવું એ વિષયનો હું વિચાર કરવા લાગ્યો. એક દિવસે રાત્રે ઘણો વિચાર કર્યા પછી સઘળી હકીકત ઇન્દ્રદેવને જણાવવાનો મ્હેં નિશ્ચય કર્યો. બીજે દિવસે ઘરનો મ્હેં બરાબર બંદોબસ્ત કર્યો. મ્હારી સ્ત્રી અને બાળકને તો છુપી રીતે મ્હેં મ્હારે સાસરે મોકલી દીધાં. તેમને જે હકીકત સમજાવવા જેવી હતી તે મ્હેં અગાઉથી જ સમજાવી દીધી હતી. ત્રીજે દિવસે હું ઇન્દ્રદેવ તરફ જવા નીકળી પડયો.

"હું ઇન્દ્રદેવને ત્યાં ગયો ત્યારે મ્હેં તેમને મુસાફરીની તૈયારી કરતા જોયા. મ્હારા પૂછવાથી તેમણે એવો ઉત્તર આપ્યો કે, 'રાણા ગોપાલસિંહજી બીમાર બની ગયા છે તેથી હું તેમની ખબર જોવા જાઉં છું.' એ ખબર સાંભળતાની સાથે જ મ્હારું હૃદય કંપી ઉઠયું તથા મ્હારા મુખમાંથી એવા શબ્દો બ્હાર નીકળી પડયા કે, 'અફસોસ! દુશ્મન પોતાનું કામ કરી ચુકયા!'

"મ્હારા શબ્દો સાંભળી ઇન્દ્રદેવ ચમકી ઉઠયા તથા તેમણે પૂછ્યું. 'આપે શું કહ્યું?' જે બે ચાર નોકર ત્યાં હાજર હતા તેમને વિદાય કરી દઇ ગિરજાકુમારે જે હકીકત મ્હને જણાવી હતી તે મ્હેં ઇન્દ્રદેવને કહી સંભળાવી. ત્યાર પછી દારોગાએ લખી આપેલો પેલો પત્ર પણ મ્હેં તેમને બતાવ્યો. એ પત્ર જોઇને તથા સઘળી હકીકત સાંભળીને ઇન્દ્રદેવ વ્યાકુળ બની ગયા. અડધા કલાક સુધી તો જાણે કે તેમને પોતાના તનબદનની શુદ્ધિ ન રહી હોય એમ જ લાગ્યું.

ત્યાર પછી આત્મસંવરણ કરીને તેમણે મ્હને કહ્યું, ' બેશક, દુશ્મન લોકો પોતાનું કામ કરી ચુકયા છે; પરંતુ બે દિવસની ઢીલ કરીને આજે તમે મ્હને ખબર આપવા આવ્યા એ તમારી પણ ગંભીર ભુલ છે ! ફક્ત બે ઘડી ઉપર રાણાજી બીમાર થઇ ગયાની ખબર મ્હને મળી છે. ઇશ્વર સર્વ સારું કરે એવી જ પ્રાર્થના છે. '

" ઇન્દ્રદેવનાં વાક્યોના ઉત્તરમાં કાંઈ નહિ બોલતાં ચુપ રહીને મ્હેં મ્હારી ભુલ કબૂલ કરી. બીજી કેટલીક વાર્તાચિત થયા પછી ઇન્દ્રદેવે મ્હને કહ્યું, ' હશે, જે થવાનું હતું તે થઈ ગયું છે. હવે તમે પણ મ્હારી સાથે જમાનીઆ ચાલો. ત્યાં પહોંચતાં સુધી ઇશ્વર જો કોઈ વિઘ્ન ઉપસ્થિત નહિ કરે તો આપણે રાણાજીને જરૂર બચાવીશું '

" પછી અમે બન્ને તેજી અશ્વો ઉપર બેસી જમાનીઆ તરફ રવાના થયા તથા સાથીઓને પાછળથી આવવાની સૂચના કરી દીધી.

"અમે જયારે જમાનીઆની નજીક જઇ પહોંચ્યા ત્યારે સ્હામેથી કેટલાક લોકોને ઉચ્ચ સ્વરે રડતા રડતા અમારા તરફ આવતા જોયા. અમે ગભરાઇ જઇને તેમના રૂદનનું કારણ પૂછ્યું એટલે તેમણે કહ્યું, ' અરેરે ! સર્વસ્વનો નાશ થયો છે. અમારા ધર્માવતાર રાણા ગોપાલસિંહ અમારો ત્યાગ કરી વૈકુંઠમાં ચાલ્યા ગયા છે. '

" આ ખબર સાંભળવામાં આવતાં જ અમારું હૃદય સ્તબ્ધ થઈ ગયું ! અમારામાં આગળ વધવાની હિમ્મત રહી નહિ. સડક નજીક આવેલા એક ઝાડ પાસે જઇ અમે ઘોડાઓ ઉપરથી ઉતરી પડયા. બન્ને ઘોડાને ઝાડના થડ સાથે બાંધી જીનને જમીન ઉપર બિછાવી તેના ઉપર બેસીને અમે આંસુની ધારાઓ વર્ષાવવા લાગ્યા. કેટલાક કલાક સુધી અમારી બન્નેની વચ્ચે કોઇ પણ પ્રકારની વાર્તાચિત થઇ નહિ; કેમ કે અમારાં મન ઘણાં ઉદ્વિગ્ન અને દુઃખિત બની ગયાં

હતાં. એ વખતે ત્રણ કલાક જેટલો દિવસ બાકી હતો. એવામાં જમાનીઆ તરફથી ગિરજાકુમારને અમે અમારા તરફ આવતો જોયો. આ વખતે એણે પોતાનો ચહેરો બદલી નાખ્યો હતો, તેથી અમે તો તેને ન ઓળખી શક્યા; પરંતુ તે પોતે જ અમને જોઇ અમારી પાસે ચાલ્યો આવ્યો. પાછી તેણે પોતાનો ગુપ્ત પરિચય આપીને કહ્યું, ' હું ગિરજાકુમાર છું. '

" ઇન્દ્રદેવે આંખોમાંનાં આંસુ સાફ કરી નાખીને કહ્યું, ' તું બરાબર વખતે આવી પહોંચ્યો છે. કહે જોઇએ કે રાણા ગોપાલસિંહનું મૃત્યુ થયું છે ? ' ગિરજાકુમારે ઉત્તરમાં કહ્યું, ' હા. એમની ચિતા મ્હારી નજરે મ્હેં જોઇ છે. જોતજોતાંમાં એમનો દેહ પંચતત્વમાં મળી ગયો છે; છતાં તેઓનું ખરી રીતે મૃત્યુ થયું હોય એમ હજી મ્હારું મન માનતું નથી. ' ઇન્દ્રદેવે ચમકી ઉઠીને પૂછ્યું, ' શા ઉપરથી તું આમ કહે છે? ' ગિરજાકુમારે ઉત્તર આપ્યો, ' જે સઘળા રંગ ઢંગ જોવામાં આવ્યા છે તે ઉપરથી જ હું આમ કહું છું. ' મ્હેં ગિરજાકુમારને પૂછ્યું, ' ત્હારી માફક જમાનીઆમાં બીજા કોઇને પણ આવો સંશય છે કે ? ગિરજાકુમારે કહ્યું, 'ના—ના, એ વિષયમાં હું એટલે સુધી કહી શકું છું કે, સ્વયં દારોગાને પણ એવો સંશય નથી. પણ હું કોઇ પણ પ્રકારે મ્હારા સંશયને દૂર કરી શકતો નથી. મ્હને એમજ લાગે છે કે, રાણાજીનું મૃત્યુ થયું નથી. ' ઇન્દ્રદેવે કહ્યું, ' પણ તું શા પ્રમાણના આધારે આમ કહે છે ? રાણાજીનું મૃત્યુ થયું ન હોય એવો શો પ્રકાર ત્હારા જોવામાં આવ્યો છે.' ગિરજાકુમાર બોલ્યો, ' બીજી બાબતોને બાજૂએ મૂકીએ તો પણ બે બાબતો ઘણી પ્રબળ શંકા ઉત્પન્ન કરે છે. એમાંની એક બાબત એ છે કે, હાલે બે કલાક રાત્રિ બાકી રહી હશે એવા સમયે હરનામસિંહ અને

બિહારીસિંહને કોઇનો મૃતદેહ ઉપાડીને મહેલમાં જતા મ્હેં જોયા હતા. પછી ઘણી તપાસ કરવા છતાં એ મૃતદેહ સંબંધીની વિશેષ માહિતી હું મેળવી શક્યો નહિ. વળી મૃતદેહને મહેલની બ્હાર લઇ જતો પણ જોવામાં આવ્યો નહિ. શું એ મૃતદેહ મહેલમાં જ ગૂમ થઇ ગયો ? ત્યાર પછી કેવળ રાણાજીનો મૃતદેહ બ્હાર નીકળ્યો.' ઇન્દ્રદેવે કહ્યું, 'ખરું છે, આ શંકા ઉપજે એવી જ બાબત છે.' ગિરજાકુમારે વિ-શેષમાં કહ્યું, 'તે ઉપરાંત રાણા ગોપાલસિંહજીના મૃતદેહને ઘણી ઝડપથી અગ્નિસંયોગ કરી બાળી નાખવામાં આવ્યો. રાજ્યના બીજા લોકો તો દૂર રહ્યા; પરંતુ અમીર ઉમરાવોની પણ રાહ જોવામાં આવી નહિ. એક સાધારણ માણસ માટે એટલી ઝડપ નથી કરવામાં આવતી તો પછી રાણાજી જેવાને માટે એમ કરવાનું શું કારણ ? તે સિવાય બીજી પણ એક બાબત વિચારવા જેવી છે. અગ્નિસંસ્કારની ક્રિયા નિયમની વિરુદ્ધ અર્થાત્ મૃતદેહનું મ્હો ખુલ્લું કર્યા સિવાય જ કરવામાં આવી. હરનામસિંહ, બિહારીસિંહ અને દાસીઓએ તેનું એવું કારણ રજૂ કર્યું કે, રાણા ગોપાલસિંહજીનું મ્હો જોવામાં આવશે તો માયાવિની ભાન ભૂલી જશે. માટે મ્હોં ખુલ્લું કરવાની કાંઇ જરૂર નથી. આમ હોવાથી જ રાણાજીના મૃત્યુ માટે મ્હારા મનમાં શંકા રહે છે.'

"ગિરજાકુમારની હકીકત સાંભળી ઇન્દ્રદેવે કહ્યું, 'શંકા રહે એમજ બન્યું છે. હવે કહે જોઇએ કે તું ક્યાં જતો હતો ?' ગિરજા-કુમારે મ્હારા તરફ ઇશારો કરીને કહ્યું. 'આ સઘળી હકીકત કહેવા માટે હું ગુરુજી પાસે જતો હતો.' મ્હેં તેને પૂછ્યું, 'હમણાં મનોરમા ક્યાં છે ?' ગિરજાકુમારે ઉત્તર આપ્યો, 'તે જમાનીઆમાં માયા-વિની પાસે છે.' મ્હેં પૂછ્યું, 'ત્હારા પંજામાંથી છૂટયા પછી દારોગા

અને મનોરમા વચ્ચે શું થયું તે તું જાણે છે ? ' ગિરજાકુમારે કહ્યું, ' હા જાણું છું. એ વિષયમાં ખુબ રંગ જામ્યો હતો. એનું વર્ણન યથાસમયે હું કરીશ. ' ઇન્દ્રદેવે તેને પૂછ્યું, ' હવે કહે જોઇએ કે રાણા ગોપાલસિંહ સંબંધી ત્હારો શો મત છે ? આપણે હવે શું કરવું જોઇએ ? ' ગિરજાકુમારે ઘણી જ નમ્રતાથી કહ્યું, 'એ વિષયમાં મ્હારા જેવો એક સામાન્ય બાળક આપ જેવા બુદ્ધિશાળીને શું કહી શકે ? મ્હને તો જે આજ્ઞા કરશો તે હું બજાવીશ.'

" આટલી વાતચિત થઇ હતી -- માં જમાનીઆ તરફથી દારોગા અને વિજયપાલસિંહને ઘોડાઓ ઉપર સવાર થઇ અમે અમારા તરફ આવતા જોયા. તેમને જોઇ ગિરજાકુમારે કહ્યું, ' જુઓ, એ બન્ને શયતાનો કોઇ સ્થળે જાય છે. જો આજ્ઞા હોય તો હું એમની પાછળ પાછળ જાઉં ? '

" દારોગા અને વિજયપાલસિંહને જોઇ અમે બન્ને વૃક્ષના થડ પાછળ છુપાઇ ગયા. પછી તેઓ બન્ને જ્યારે આગળ ચાલ્યા ગયા ત્યારે મ્હેં મ્હારો ઘોડો ગિરજાકુમારને આપી કહ્યું, ' તું જલ્દી ઘોડે-સવાર થઇ એ બન્ને રાક્ષસોની પાછળ પાછળ જા. ' ગિરજાકુમારે મ્હારા કહેવા પ્રમાણે કર્યું. "

## પ્રકરણ ૨૦ મું.

### દિલીપસિંહની કર્મકથા (ચાલુ.)

એક કલાક કરતાં સહજ વિશેષ દિવસ ચઢેલો હતો. મહારાજ દેવીસિંહ સુવર્ણના આસન ઉપર બેસી દાતણ કરતા હતા અને અજીતસિંહ, જ્યોતિસિંહ, ઇન્દ્રજીતસિંહ, આનન્

સિંહ, લક્ષ્મણસિંહ, પિશાચપતિ તથા રાણા ગોપાલસિંહ એમની સ્હામે બેસી આમ તેમની વાતચિત કરતા હતા. રાત્રે મહારાજની તબિયત સહજ બગડેલી હોવાથી આજે સ્નાનસંધ્યામાં વિલંબ થયો હતો.

દેવીસિંહે ગોપાલસિંહ તરફ જોઇને કહ્યું:-"ગોપાલસિંહ! એટલું તો મ્હારે કહેવું જોઇએ કે ગાદી ઉપર બેઠા પછી તમે કોઇ બુદ્ધિમાનીનું કાર્ય કર્યું નથી; ઉલટું દરેક વિષયમાં તમે ભૂલ કરી છે!"

ગોપાલસિંહે પોતાના બન્ને હાથ જોડી નમ્રતાથી કહ્યું:-"બેશક એમ જ છે. વળી મ્હારી બેદરકારીનું ફળ પણ મ્હારે ભોગવવું પડ્યું છે."

વીરસિંહ:-ઠોકર ખાધા સિવાય કોઇ હોશિયાર થતું નથી. કેદમાંથી છૂટા થયા પછી તમે ઘણાં અદ્દભુત કાર્ય કર્યા છે. હવે કહો જોઇએ કે દારોગા અને વિજયપાલસિંહ માટે તમે કેવી શિક્ષા નક્કી કરી રાખી છે?

ગોપાલ:-એ વિષયનો રાત્રિ દિવસ હું વિચાર કર્યા કરું છું; પણ એમને યોગ્ય થઇ પડે તથા મ્હારો ક્રોધ શાન્ત થાય એવી કોઇ સજા મ્હને સૂઝતી નથી.

દેવીસિંહે સ્મિત હાસ્ય કરીને કહ્યું:-"એ કાર્ય પિશાચપતિને સોંપવાની મ્હારી ઇચ્છા છે. એ બન્ને શયતાનોને માટે તે કોઇ ઉચિત સજાની વ્યવસ્થા કરશે. (પિશાચપતિ તરફ જોઇને) કેમ, તમે કોઇ સજા બતાવી શકો છો કે?"

પિશાચપતિએ પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:-"શી સજા એ શયતાનોને યોગ્ય થઇ પડે તેમ છે એ કહેવું કઠિન છે; છતાં એક સામાન્ય સજા હું બતાવી શકું તેમ છું."

ગોપાલ:-બેલાશક બતાવો.

પિશાચ:-પ્રથમ તો એમને કાચો પારો ખવરાવવો જોઇએ. એની ગરમીથી એ બન્ને શયતાનોને ઘણું દુઃખ ભોગવવું પડશે તથા તેમના સર્વાંગ ઉપર ગરમી ફુટી નીકળશે. પછી જ્યારે આખા શરીરમાં જખ્મો થાય ત્યારે ખાંડેલાં મરચાં અને મીઠાનો એ જખમો ઉપર હમ્મેશાં લેપ કરવો. તેઓ જીવતા રહે ત્યાં સુધી એ સજા ચાલૂ જ રાખવી.

દેવીસિંહ:-આ સજા હલકી તો નથી; પરંતુ કોઇના આત્માને...

ગોપાલસિંહ વચ્ચે જ બોલી ઉઠયો:-"હશે, એ કમબખ્તોની આપ ચિંતા કરશો નહિ. એમને બન્નેને હું જમાનીઆ લઇ જઇશ તથા ત્યાં જ એમને યોગ્ય સજા કરીશ."

ઇન્દ્રજીત:-હવે એ સઘળી શોકની સ્મૃતિ તાજી કરાવનારી વાતોને જવા ઘો તથા કહો જોઇએ કે, અમને કદાચ જમાનીઆના તિલિસ્મીની સફર કરવાની ઇચ્છા થાય તો એ ઇચ્છા અમારાથી કેવી રીતે પાર પાડી શકાય તેમ છે?

ગોપાલ:-મ્હેં કહેલું જ છે કે, એ તિલિસ્મીની આપને સર્વેને હું સફર કરાવીશ.

ઇન્દ્રજીત:-પણ એ સંબંધી એક બે વાતોની મ્હારા મનમાં શંકા છે. તિલિસ્મીની અંદર જે મકાનમાં પહેલાં આનન્દસિંહ ફસાયો હતો એ મકાનમાં સિંહાસન ઉપર બેઠેલી અલકકિશોરીની મૂર્ત્તિ ક્યાંથી આવેલી છે? વળી પેલા આયનાવાળા મકાનમાં કે જેમાં પદ્માવતી, અલકકિશોરી અને અમારા બહુરૂપીઓના સ્વરૂપનાં પુતળાંઓએ અમને ભૂલાવામાં નાખી દીધા હતા એનો શો ભેદ છે? અંદર જઇને એ પુતળાંઓને અમે લોખંડની નળીઓ ઉપર ચાલતાં જોયાં હતાં; પણ આશ્ચર્ય......

ગોપાલસિંહ વચ્ચે જ બોલી ઉઠયોઃ—" એ સઘળી વ્યવસ્થા મ્હેંજ કરી હતી. એમ કરીને એક રીતે હું તમને તિલિસ્મીના તમાશાઓ બતાવતો હતો! એ સઘળાં પુતળાંઓ ઘણા પ્રાચીન કાળમાં બનાવવામાં આવ્યાં છે; પરંતુ મ્હેં તેમના ઉપર નવો રંગ લગાડી તેમને પદ્માવતી વગેરેનું સ્વરૂપ આપ્યું હતું."

ઇન્દ્રજીતઃ—ઠીક, પેલા તિલિસ્મી મકાનમાં મ્હારી સાથે પદ્માવતીના કેટલાક સિપાહીઓ પણ કૂદી પડયા હતા. એ સિપાહીઓ હમણાં ક્યાં છે?

ગોપાલઃ—ઇશ્વરકૃપાથી તેઓ સર્વ જીવિત સ્થિતિમાં કારાગૃહમાંથી મળી આવ્યા છે અને હમણાં જ જમાનીઆમાં છે. જ્યારે હું કૃષ્ણયક્ષનું સ્વરૂપ ધારણ કરીને સર્વથી પ્રથમ શ્યામગઢના કિલ્લામાં ગયો હતો ત્યારે તે એમાંના એક સિપાહીને દારોગો ત્યાં ઉંચકી લાવ્યો હતો.

ઇન્દ્રજીતઃ—થયું, આ હકીકત જાણી એમની ચિંતા દૂર થઇ છે.

આ પ્રમાણે વાતચિત ચાલતી હતી એવામાં મહારાજ દેવીસિંહ સ્નાન સંધ્યા કરવા ઉઠયા એટલે સર્વ પોતપોતાને સ્થળે ચાલ્યા ગયા. નોકરો હમ્મેશાંની માફક દરબારની તૈયારી કરવા લાગ્યા. મધ્યાન્હકાળે દરબારમાં ઘણા લોકો હાજર થયા. મહારાજ દેવીસિંહ પણ આવીને પોતાના આસનપર બિરાજ્યા. તેમની આજ્ઞા થતાં દિલીપસિંહ પોતાની અવશિષ્ટ રહેલી કર્મકથા કહેવા લાગ્યોઃ—" ગિરજાકુમારને દારોગા અને વિજયપાલસિંહની પાછળ રવાના કર્યા પછી શું કરવું એ સંબંધીનો વિચાર કરતા હું અને ઇન્દ્રદેવ માર્ગમાં જ બેઠા. એવામાં ઇન્દ્રદેવના અનુચરો કે જેમને અમે અમારી પાછળ આવવા કહ્યું હતું તેઓ પણ આવી પહોંચ્યા. તેઓમાંના એકના ઘોડા ઉપર હું સવાર થયો. પછી અમે ઇન્દ્રદેવને ઘેર ગયા. ત્યાં ગયા પછી ઇન્દ્રદેવે પોતાના ગુપ્ત-

દૂતોને કેટલીક બાબતોની બાતમી મેળવવા જમાનીઆ તરફ રવાના કર્યા. હું પણ મ્હારે ઘેર જવાને તૈયાર થયો; પરંતુ ઇન્દ્રદેવે મ્હને પોતાને ત્યાં જ રોકી રાખ્યો. પિશાચપતિ સંબંધી કાંઇ નહિ બોલવાનું મ્હેં કહ્યું છે છતાં કેટલીક વાતો જણાવ્યા સિવાય ચાલી શકે તેમ નથી. આ સ્થળે એમ જણાવવાની જરૂર છે કે, હું ઇન્દ્રદેવને ત્યાં હતો એવામાં મ્હારા એક શિષ્યે આવી પિશાચપતિની પત્ની બીમાર હોવાની ખબર મ્હને કહી. તેની ખબર જોવા જવાની મ્હારી સ્રીએ રજા મંગાવી હતી. શાન્તાનો સ્વભાવ ઘણો સારો હોવાથી હું પણ તેના તરફ સ્નેહદૃષ્ટિથી જોતો હતો. તેની બીમારીના સમાચાર જાણવામાં આવતાં હું ચિંતાતુર બની ગયો. તેની ખબર જોવા જવાની મ્હેં મ્હારી સ્રીને રજા મોકલી તથા તેની સંભાળ લેવાનો પણ બંદોબસ્ત કર્યો.

" કેટલાક દિવસ પછી મ્હારી સ્રી શાન્તાને મ્હારે ઘેર તેડી લાવી છે એવી ખબર મ્હને મળી. દસેક દિવસ વીતિ જવા છતાં જમાનીઆ તરફના કાંઈ સમાચાર અમારા જાણવામાં આવ્યા નહિ તેમજ ગિરજાકુમાર પણ પાછો આવ્યો નહિ તેથી તેની તપાસ કરવા જવાનો મ્હેં વિચાર કર્યો; પરંતુ ઇન્દ્રદેવે બીજા બે ચાર દિવસ સુધી રાહ જોવાની મ્હને સલાહ આપી. બારમે દિવસે ગિરજાકુમાર અમારી પાસે ઉપસ્થિત થયો. તે વખતે અમારા મંડળમાં બાહોસ ગણાતા અર્જુનસિંહ નામના એક બહુરૂપી પણ તેની સાથે આવ્યા હતા. પિશાચપતિ અને અર્જુનસિહ વચ્ચે ઘણી રસાકસી ચાલતી હતી. (રાજા દેવીસિહ તરફ જોઇને) એમણે જ એક દિવસે પિશાચપતિને છેતરી કૂવામાં હડસેલી દઇ એમના વાટવામાંથી કેટલીક વસ્તુઓ કાઢી લીધી હતી. એ હકીકત મહારાજશ્રીએ સાંભળી હશે એમ હું ધારું છું ! "

મહારાજ દેવીસિંહ તરફથી અજીતસિંહે કહ્યું, " હા, એ હકીકત

અમે જાણીએ છીએ; પરંતુ અર્જુનસિંહે પિશાચપતિના વાટવામાંથી શી શી વસ્તુઓ કાઢી લીધી હતી એ અમે જાણી શકયા નથી."

આમ કહી અજીતસિંહે પિશાચપતિ તરફ જોયું એટલે તેણે પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:—"મ્હારી હકીકતમાં હું કહી ચુકયો છું કે, પેલું કાગળોનું બંડલ મ્હારી પાસેથી ચોરાઇ જવાથી મ્હને ઘણો ભય ઉપજ્યો હતો. વળી ત્યાર પછી ઘણા દિવસે રાણા ગોપાલસિંહજીના વૈકુંઠવાસની અફવા ઉડી હતી. મહારાજશ્રી ! અર્જુનસિંહે જ મ્હારા વાટવામાંથી કાગળોનું એ બંડલ લઇ લીધું હતું. એ બંડલમાં બીજા પણ કેટલાક પત્રો હતા. ખરી વાત એ છે કે એ પત્રોની મ્હેં બે નકલો ઉતારેલી હોઇ એક નકલ મ્હારે ઘેર હતી. વળી બીજું બંડલ જરૂર પડતાં ઉપયોગમાં લેવાના વિચારથી હમ્મેશાં હું મ્હારી પાસે જ રાખતો હતો. હું તો એમ જ માનતો હતો કે, અર્જુનસિંહે ચોરી લીધેલા પત્રોથી મ્હને નુકસાન થયું હતું; પરંતુ હવે હું સમજી શકયો છું કે, મ્હારી એ માન્યતા ભૂલ ભરેલી હતી. એ પત્રો અર્જુનસિંહે કોઇને આપ્યા કે દેખાડયા નથી. દુષ્ટ વિજયપાલસિંહે મ્હારા ઘરમાંથી કાગળોનું જે બંડલ ચોરાવી લીધું હતું તેનાથી જ મ્હારી ખરાબી થઇ હતી."

હવે અજીતસિંહે દિલીપસિંહને તેની અવશિષ્ટ રહેલી હકીકત કહેવાની સૂચના કરી એટલે તે કહેવા લાગ્યો:—"ગિરજાકુમાર અને અર્જુનસિંહ વચ્ચે કાંઇ સગાઇ હોવા ઉપરાંત તેમનો બન્નેનો એક બીજા ઉપર પુષ્કળ પ્રેમ હતો. તેમને બન્નેને જોઇ અમે ઘણા આનન્દિત થયા. આટલા બધા દિવસ સુધી કાંઇ સમાચાર નહિ લાવવાનું મ્હેં ગિરજાકુમારને કારણ પૂછયું એટલે તેણે કહ્યું, 'ગુરુજી ! હજી પણ મ્હારે બીજા કેટલાક વિશેષ દિવસ રોકાવું પડત; પરંતુ અના-

પાસે અર્જુનસિંહની મુલાકાત થવાથી એમની મદદ મળતાં મ્હારું કાર્ય સહેલાઇથી થયું છે. આપની પાસેથી રવાના થયા પછી દારોગા અને વિજયપાલસિંહની પાછળ પાછળ હું કાશીમાં આવેલા મનોરમાના મકાન સુધી ગયો. એ સમયે મનોરમા ત્યાં હાજર નહોતી. દારોગાના ઉપસ્થિત થયા પછી ત્રણ પ્રહરે રાત્રિના સમયે તે પોતાને ઘેર આવી. હું પણ છુપી રીતે યુક્તિ પ્રયુક્તિથી એ મકાનમાં દાખલ થઇ ગયો. રાત્રે દારોગા અને મનોરમા વચ્ચે ઘણી રકઝક થઇ. છેવટે મનોરમાએ દારોગાના મનમાં એવો વિશ્વાસ ઉત્પન્ન કર્યો કે, 'રાણા ગોપાલસિંહજીને મારી નાખવાના વિષયમાં આપની પાસેથી બળાત્કારે પત્ર લખાવી લેનાર માણસ મ્હારો નોકર નહોતો. તે કોઇ બીજો જ માણસ હોઇ હું તેને બિલકુલ ઓળખતી નથી.' દારોગાએ ઘણા વિચારને અંતે એમ ધાર્યું કે, 'એ કાર્ય પિશાચપતિનું હોવું જોઇએ.' ત્યાર પછી દારોગા અને મનોરમા વચ્ચે જે વાતચિત થઇ તે ઉપરથી એમ માલૂમ પડ્યું કે, રાણા ગોપાલસિંહનું મૃત્યુ થયેલું હોઇ દારોગાનો પણ એ વિષયમાં વિશ્વાસ છે; છતાં મ્હારા મનનો સંશય દૂર ન જ થયો. ગમે તેમ હો, બીજે દિવસે મનોરમાના મકાનમાંથી એક કેદીને બેશુદ્ધાવસ્થામાં બ્હાર કાઢી વિજયપાલસિંહે બેગમને ત્યાં પહોંચાડી દીધો. એ કેદીને ઓળખવા માટે મ્હેં ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ મ્હારો પ્રયત્ન વૃથા થયો. મ્હને એમ લાગે છે કે એ કેદી બલભદ્રસિંહજી હોવા જોઇએ. જો તેમને બે દિવસ માટે પણ બેગમને ત્યાં રાખવામાં આવ્યા હોત તો હું જરૂર ખાત્રી કરત; પરંતુ કોણ જાણે કે કયા વખતે બેગમે તેમને ક્યાં મોકલી દીધા એ હું જાણી શક્યો નહિ. એ વખતે મ્હને એટલું તો માલૂમ પડી ગયું કે, દારોગો પિશાચપતિને ગમે તે કોઇ પણ પ્રકારે તેમને મારી નાખવાને ઇચ્છે છે; પણ મ્હેં

દર્શાવેલાં કાર્યોથી નિવૃત્ત થઇ દારોગો એકલો અર્જુનસિંહને ઘેર ગયો ઘેર ગયો તથા તેણે ઘણી નમ્રતાથી તેમની સાથે વાતચિત કરી. એ વાતચિતનો આશય એવો હતો કે, એમણે આપની સાથે મળીને દારોગાને મદદ કરવી તથા કોઈ પણ રીતે પિશાચપતિને પકડી તેના હાથમાં સોંપવા. એ કાર્યના બદલામાં બે લાખ સોનામહોરો આપવાની ઇચ્છા તેણે દર્શાવી. તે ઉપરાંત આપના નામનો એક પત્ર પણ તે અર્જુનસિંહને આપતો ગયો.'

"આમ કહી ગિરજાકુમારે અર્જુનસિંહ તરફ જોયું. તેમણે એ પત્ર બ્હાર કાઢી મ્હને આપ્યો. એ પત્ર વાંચી જોઇ ઇન્દ્રદેવના હાથમાં આપીને મ્હેં કહ્યું, 'ગિરજાકુમારે જે હકીકત કહી છે તે જ એમાં લખેલી છે, પરંતુ હું પિશાચપતિની વિરુદ્ધ થઇશ નહિ. આ પત્રની મદદથી દારોગાને બરાબર બનાવી હું એની ખબર લઇ નાખીશ.'

"ત્યાર પછી બીજી પણ કેટલીક વાતચિત કરી અમે નિદ્રાધીન થયા તથા પ્રભાતકાળે રવાના થયા. ગિરજાકુમારની હોશ હજી અપૂર્ણ રહેલી હોવાથી તે મ્હારી રજા લઇને જમાનીઆ તરફ ચાલ્યો ગયો. હું અર્જુનસિંહની સાથે મિરજાપૂરમાં મ્હારે ઘેર ગયો. ત્યાં જઇ હું પિશાચપતિની પત્ની શાન્તાદેવીને મળ્યો. બીમારીને લીધે તે ઘણી દુર્બળ બની ગઇ હતી; પરંતુ તેની બીમારીનું કારણ પિશાચ પતિની જ નાદાની હતું. જેવી રીતે પિશાચપતિએ પોતાનું મૃત્યુ થયેલું જાહિર કર્યું હતું તેવી જ રીતે પોતાના અને પોતાના ન્હાના બાળકના મૃત્યુની ખોટી અફવા જનસમાજમાં ફેલાવવાની તેની ઇચ્છા હતી. તેની શોચનીય સ્થિતિને લીધે મ્હારા મનમાં તેના ઉપર ઘણી દયા ઉપજી તથા મ્હેં તેના કહેવા પ્રમાણે કર્યું. આ કારણથી જ પિશાચપતિએ પોતાના ન્હાના બાળકના વિષયમાં ગંભીર ભૂલ કરી. એ હકીકત મ્હા-

રાજશ્રી અને કુમારો જાણે છે. વળી પિશાચપતિ પોતાની જીવનકથામાં એ સઘળી હકીકતનો ઉલ્લેખ કરનાર હોવાથી એ સંબંધી હમણાં હું કાંઇ કહેવાની જરૂર ધારતો નથી.

"ત્યાર પછી મ્હેં દારોગાને બનાવવા માટે તેની સાથે પત્રવ્યવહાર કરવા માંડયો. પિશાચપતિની મુલાકાત થતાં એ સઘળા પત્રો બતાવી તેમને સાવધાન કરી દેવાનો એ વખતે મ્હારો વિચાર હતો. આથી દારોગા સાથે કેટલોક પત્રવ્યવહાર ચલાવ્યા પછી છેવટે દારોગાને મ્હેં રોકડો જવાબ આપી દીધો! એ સઘળા પત્રો હમણાં હરનામસિંહની પાસે તૈયાર છે."

અહીં સુધી પોતાની હકીકત કહીને દિલીપસિંહે હરનામસિંહ તરફ જોયું. હરનામસિંહે એ સઘળા પત્રો એક ન્હાની પેટીમાંથી બ્હાર કાઢી મહારાજ દેવીસિંહ પાસે રજૂ કર્યા. એ પત્રોને ઉપલક દૃષ્ટિથી સર્વેએ વાંચી જોયા. એ પત્રો વાંચવામાં આવતાં દારોગાની બેઇમાનીની સાથે સાથે પિશાચપતિએ દિલીપસિંહ ઉપર વૃથા કલંક મૂક્યું હતું એ સર્વ સમજી શકયા. મહારાજની આજ્ઞાનુસાર એ પત્રો કમબખ્ત દારોગાની આગળ ફેંકવામાં આવ્યા. ત્યાર પછી દિલીપસિંહ પાછો કહેવા લાગ્યો કે, "મ્હારી અને દારોગાની વચ્ચે જે લખાપડી થઇ હતી એ સંબંધીની સઘળી હકીકત કોઇ પણ રીતે પિશાચપતિના જાણવામાં આવી. તેઓ પોતે દારોગાને જઇ મળ્યા. દારોગાએ મ્હારા પત્રો બતાવી તેમને મ્હારા દુશ્મન બનાવી દીધા. વળી દારોગો પોતે પણ મ્હારો વિનાશ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. આવી રીતે દારોગાનું મ્હારા ઉપરનું વૈર પાછું તાજું થયું. હું પણ હરેક રીતે દારોગાને પહોંચી વળવાની તૈયારી કરવા લાગ્યો.

"કેટલાક દિવસ પછી ગિરજાકુમાર જ્યારે જમાનીઆથી પાછો

ફર્યો ત્યારે એને મુખે હું એમ જાણી શકયો કે, ' માયાવિનીના દિવસો ઘણા આનન્દમાં પસાર થાય છે તથા મનોરમા અને નાગર ઉપરાંત ધનપત નામની એક સ્ત્રી પણ તેના ઉપર પુષ્કળ પ્રેમ રાખે છે; છતાં એ ધનપત પુરુષ હોય એવી શંકા રહે છે.' એ ઉપરાંત એમ માલુમ પડયું કે, મ્હને કેદ કરવા માટે દારોગાએ અનેક પ્રકારની ગોઠવણ કરી રાખી છે તથા પિશાચપતિ પણ એકાદ વખત દારોગા પાસે જતા આવતા જોવામાં આવ્યા છે; છતાં એ પિશાચપતિ જ હતા એમ ખાત્રી પૂર્વક કહી શકાતું નથી. એક દિવસે સંધ્યા સમયે દારોગો જ્યારે પોતાના બાગમાં ફર્યા કરતો હતો ત્યારે વેશ બદલી, પાછળની દિવાલ ઉલ્લંઘીને ગિરજાકુમાર તેની પાસે જઇ પહોંચ્યો તથા તેણે નિર્ભયતાથી કહ્યું, ' દારોગા સાહેબ ! આ વખતે આપ મ્હને કેદ કરવાની કલ્પના પણ ન કરશો; કેમ કે હું આપના કબ્જામાં આવી શકું તેમ નથી. તે સાથે આપ એટલું સમજી રાખજો કે, હું આપનો જીવ લેવા આવ્યો નથી પરંતુ આપની સાથે થોડી વાર્તાચિત કરવાને જ આવ્યો છું.'

"દારોગો ગભરાઇ ગયો. તેણે પૂછ્યું, ' તમારે શું પૂછવું છે ? ' ગિરજાકુમારે કહ્યું, 'માયાવિની અને મનોરમાની ઇચ્છાને આધીન થઇ આપે રાણા ગોપાલસિંહજીને મારી નખાવ્યા છે. એનું ફળ એક દિવસે આપને અવશ્ય ભોગવવું પડશે. હવે હું તમને એમ પૂછું છું કે, જેમના ભયથી તમે લક્ષ્મીદેવી અને બલભદ્રસિંહજીને કેદ કરી રાખ્યાં હતાં એ મરી ગયા છે એટલે હવે જો એમને બન્નેને છોડી દેશો તો તમારું શું બગડશે ?' દારોગાએ વિસ્મિત બની જઇને કહ્યું, " તમે કોણ છો અને શું કહો છો એ હું સમજી શકતો નથી. ' ગિરજાકુમાર બોલ્યો, 'હું કોણ છું એ તમારે જાણવાની કાંઇ જરૂર નથી. તમે એટલું જ કહો જોઇએ કે હું જે કાંઇ કહું છું તે સાચું છે કે જૂઠું ?'

દારોગાએ કહ્યું, 'તમે તદ્દન જૂઠું બોલો છો. તમે જે બોલો છો તેની સત્યતાનું કોઇ પ્રમાણ તમારી પાસે છે કે ?' ગિરજાકુમારે કહ્યું, 'વિજયપાલસિંહ અને સ્વરૂપસિંહ વચ્ચે જે પત્રવ્યવહાર ચાલ્યો હતો તથા તે ઉપરાંત રાણા ગોપાલસિંહજીને મારી નાખવા માટે જે પત્ર તમે મનોરમાને લખી આપ્યો હતો એ મ્હારી પાસે તૈયાર છે. આ કરતાં વિશેષ પ્રબળ પ્રમાણોની જરૂર હોય એમ મ્હને લાગતું નથી.' દારોગાએ કહ્યું, 'મ્હેં એક પણ પત્ર લખી આપ્યો નથી. મ્હને એમ લાગે છે કે દિલીપસિંહ અને પિશાચપતિ મળી વિના કારણ મ્હને ફસાવવાનો પ્રયત્ન કરે છે તથા તમે તેઓ બન્નેમાંથી કોઇના નોકર છો.' ગિરજાકુમાર બોલ્યો, 'પિશાચપતિ તો મરી ગયા છે; તમે વિના કારણ તેમને શા માટે બદનામ કરો છો ?' દારોગો બોલ્યો, 'પિશાચપતિ કેવી રીતે મરી ગયો છે એ હું સારી રીતે જાણું છું. જો તેની સાથે મ્હારી મુલાકાત ન થઇ હોત તો હું પણ કદાચ છેતરાત.' ગિરજાકુમારે કહ્યું, 'પિશાચપતિનો વેશ ધારણ કરીને બીજો કોઇ માણસ જ તમારી પાસે આવ્યો હશે. પિશાચપતિનું તો ખાત્રીપૂર્વક મૃત્યુ થયું છે. દારોગાએ પોતાનું મસ્તક હલાવીને કહ્યું, 'ઠીક છે, કદાચ એમ હશે, પણ આ સઘળી વાતચિત સાથે તમારો શો સંબંધ છે? તમે શા માટે મ્હારી પાસે આવ્યા છો ?' ગિરજાકુમારે કહ્યું, 'લક્ષ્મીદેવી અને બલભદ્રસિંહને છોડી દેવાની પ્રાર્થના કરવા હું તમારી પાસે આવ્યો છું.' દારોગો બોલ્યો, 'પહેલાં તમે મ્હને તમારી સંપૂર્ણ ઓળખાણ આપો. પછી હું તમારી વાતોના જવાબ આપીશ.' ગિરજાકુમારે કહ્યું, 'હું મ્હારી ઓળખાણ તો નહિ આપી શકું.' દારોગો બોલ્યો, 'ત્યારે તમારી વાતોના જવાબ પણ હું નહિ આપી શકું.'

"આમ કહી દારોગો પાછલી બાજૂએ હટયો તથા તેણે પોતાના માણસોને હાંક મારી. ગિરજાકુમાર ઝડપથી દારોગાની ગરદન ઉપર એક મુક્કો મારી બાગની મ્હાર નીકળી પડયો. બીજે દિવસે ગિરજાકુમારે એવી જ રીતે માયાવિનીને મળવાનો પણ પ્રયત્ન કર્યો; પરંતુ તે તેના ખાસ બાગમાં જઇ શક્યો નહિ. લાચારીથી તેણે માયાવિનીના બહુરૂપીઓ બિહારીસિંહ અને હરનામસિંહનો પીછો લીધો તથા બે ત્રણ દિવસ મહેનત કર્યા પછી તે બિહારીસિંહને કેદ કરી લઇ ગયો તથા તેને અર્જુનસિંહ પાસે પહોંચાડી દઇ તે મ્હારી પાસે ચાલ્યો આવ્યો.'

"ઉપર લખેલી વાતોનું વર્ણન કરી ગિરજાકુમાર ચુપ થઇ ગયો એટલે મ્હેં તેને કહ્યું 'તું બિહારીસિંહને કેદ કરી લાવ્યો છે એ બહુ સારું કામ થયું છે. હવે તું જ્યારે બિહારીસિંહ બનીને ત્યાં જઇશ તથા ચાલાકીથી એ લોકમાં ભળી જઇ આત્મગોપન કરી શકીશ તો ઘણી વાતો જાણી શકાશે. વળી દારોગો આપણે માટે શું કરવા ધારે છે એ પણ આપણને માલુમ પડશે.' ગિરજાકુમારે કહ્યું, 'બેશક એમજ છે. હું આજે જ આપની પાસેથી વિદાય થઇ અર્જુનસિંહને ત્યાં જઇશ અને પછી બિહારીસિંહ બનીને જમાનીઆ જઇશ. કમબખ્ત દારોગાને જહન્નમમાં મોકલી દેવાનો વિચાર મ્હારા મનમાં ઉપજ્યો હતો; પરંતુ આપની આજ્ઞા સિવાય એ કાર્ય કરવું મ્હને ઉચિત લાગ્યું નથી.' મ્હેં કહ્યું; 'ના–ના, ઇન્દ્રદેવની આજ્ઞા સિવાય એ કાર્ય કદાપિ ન કરવું જોઇએ. પ્રથમ તું ત્યાંની સઘળી બાતમી તો મેળવી આવ. પછી એ વિષય સંબંધી ઇન્દ્રદેવ સાથે વાતચિત કરીશું.'

"ત્યાર પછી અમારી વચ્ચે બીજી પણ ઘણી વાતચિત થઇ. એ દિવસે ગિરજાકુમાર મ્હારે ઘેર જ રહ્યો તથા બીજે દિવસે મ્હારી

પાસેથી રજા લઇ અર્જુનસિંહના ઘર તરફ રવાના થયો.

"પછી આઠ દિવસ સુધી હું કોઇ પણ પ્રકારની ખબર જાણી શક્યો નહિ. જ્યારે ગિરજાકુમારનો પત્ર આવ્યો ત્યારે માલૂમ પડ્યું કે એ બિહારીસિંહ બનીને ઘણી ચાલાકીથી એ લોકોમાં ભળી ગયો છે વળી તે એ લોકોના ગુપ્તમંડળમાં પણ બેસીને હરેક વાતમાં પોતાનો અભિપ્રાય દર્શાવે છે. એમ હોવાથી ઘણા ભેદો ઝડપથી જાણી શકાય એવી આશા છે. ગિરજાકુમારે એ વાત પણ લખી હતી કે, 'દારોગાને પેલા પત્રની ઘણી ચિંતા રહે છે કે જે પત્ર મનોરમાના નામથી રાણા ગોપાલસિંહને મારી નાખવા સંબંધી મ્હેં જબરદસ્તીથી તેની પાસેથી લખાવી લીધો છે. તે કોઇ પણ પ્રકારે એ પત્ર મેળવવાને ઇચ્છે છે તથા તેને માટે લાખો રૂપિયા ખરચવા તૈયાર છે. જો એ પત્રની હકીકત લોકોના જાણવામાં આવશે તો જમાનીઆની પ્રજા ઘણી નિષ્ઠુરતાથી તેને મારી નાખશે એવો તેના મનમાં ભય રહે છે. એક દિવસે હરનામસિંહે દિલીપસિંહને મારી નાખવાનો વિચાર જણાવ્યો. જેથી અકળાઇ જઇને તે બોલ્યો' જ્યાં સુધી એ પત્ર મ્હને નહિ મળી આવે ત્યાં સુધી દિલીપસિંહ તથા તેના સાથીદારોને મારી નાખવાથી મ્હને શો ફાયદો થશે ? ઉલટું એમ કરવાથી મ્હારી બરબાદી જલ્દી થશે. જો દિલીપસિંહને મારી નાખવામાં આવશે તો તેના મિત્રો પેલો પત્ર જરૂર જાહિર કરી દેશે. પરિસ્થિતિ આવી હોવાથી એ પત્ર ન મળી આવે ત્યાં સુધી કોઇને પણ મારી નાખવાનો વિચાર કરવો જોઇએ નહિ. દિલીપસિંહને કેદ કરવાથી જ લાભ થવાનો સંભવ છે. જો કદાચ એ મ્હારા કબ્જામાં આવશે તો અનેક પ્રકારે દુઃખી કરીને હું તેની પાસેથી એ પત્ર જરૂર મેળવીશ.'

"ખરી રીતે જોવા જતાં દારોગાનું કહેવું કાંઇ ખોટું નહોતું. એ

પત્રને લીધે જ અમારો જીવ બચ્યો એમાં સહજ પણ શંકા નથી. જો કે અમારે ઘણું દુઃખ ભોગવવું પડયું છતાં કોઇને જીવથી મારી નાખવાની હિમ્મત દારોગો કરી શકયો નહિ. એના અંતરમાં અમે એવું ઠસાવી દીધું હતું કે, અમારા મંડળના એક પણ માણસનો જો જીવ લેવામાં આવશે તો તે જ દિવસે પેલો પત્ર આખી દુનિયામાં જાહિર કરી દેવામાં આવશે. એ વિષયની અમે ઘણી ઉત્તમ વ્યવસ્થા કરેલી છે.

"ત્યાર પછી કેટલાક દિવસ પસાર થઇ ગયા; પરંતુ ગિરજા-કુમારનો બીજો કોઇ પત્ર આવ્યો નહિ. એથી ચિંતાતુર બની જમાનીઆ જઇ તેની સંભાળ લેવાનો મ્હેં વિચાર કર્યો.

"બીજે દિવસે ઘરના રક્ષણનો બંદોબસ્ત કરી હું બ્હાર નીકળ્યો તથા અર્જુનસિંહને ઘેર ગયો. એ સમયે પોતાના બેઠક-ખાનામાં એકલા બેસીને તેઓ એક પત્ર લખતા હતા. મહને જોતાંની સાથે ઉઠી ઉભા થઇને તેમણે કહ્યું, 'વાહ! વાહ! આપ આવ્યા એ બહુ સારું થયું. હમણાં હું આપના નામ ઉપર જ એક પત્ર લખી રહ્યો હતો તથા મ્હારા વિશ્વાસપાત્ર અનુયાયી સાથે એ પત્ર આપને પહોંચાડવાનો હતો. બેસો.' મ્હેં આસનપર બેસીને પૂછ્યું, 'કોઇ નવીન વાત જાણવામાં આવી છે કે શું?' અર્જુનસિંહે કહ્યું, 'ના, જાણવામાં આવી નથી; પરંતુ બની છે. આજે રાત્રે બિહારીસિંહ મ્હારી કેદમાંથી છૂટી પલાયન કરી ગયો છે.' હું ગભરાઇ જઇ બોલી ઉઠયો, 'એ ઘણું ખોટું થયું છે.' અર્જુનસિંહે કહ્યું; 'ખરું છે. જે વખતે એ જમાનીઆમાં ઉપસ્થિત થશે તે વખતે બીચારા ગિરજાકુમારના શિર ઉપર ભયંકર સંકટ આવી પડશે. આ ખબર મોકલવા માટે જ હું આપના તરફ માણસ રવાના કરવાનો હતો.' મ્હેં પૂછ્યું, 'પણ એ કેવી રીતે પલાયન કરી ગયો? એની દેખરેખ રાખવામાં કાંઇ ભૂલ

થઇ હતી કે શું?' અર્જુનસિંહે કહ્યું, 'ખરી રીતે જોવા જતાં મ્હારા એક નોકરની અપ્રામાણિકતાને લીધે જ એમ બન્યું છે. બિહારીસિંહની સાથે સાથે એ પણ અહીંથી પલાયન કરી ગયો છે. દ્રવ્યલોભને વશ થઇ તેણે આમ કર્યું હોય એમ મ્હને લાગે છે. હવે ગિરજાકુમારને દુશ્મનોના પંઝામાં ફસાઇ જતો બચાવવા માટે સત્વર આપણે જમાનીઆ જવું જોઇએ.' મ્હેં પણ એમાં સંમતિ દર્શાવી એટલે અર્જુનસિંહે કહ્યું, 'આપ પ્રવાસનું કષ્ટ વેઠીને અત્રે આવ્યા છો તેથી પ્રથમ સ્નાન સંધ્યા અને ભોજન કરી લ્યો. એ વખત દરમ્યાન હું પણ આપની સાથે આવવાની તૈયારી કરું છું.'

"એક કલાકમાં અમે જમાનીઆ જવાને તૈયાર થઇ ગયા તથા ઘેરથી પગે ચાલતા જ નીકળી પડયા. અરણ્યમાં કેટલોક માર્ગ કાપ્યા પછી અમે બન્નેએ અમારાં સ્વરૂપ બદલી નાખ્યાં તથા થોડા સમય સુધી વિશ્રામ લઇ પાછા આગળ વધવા લાગ્યા. સંધ્યાકાળે એક રમણીય સ્થળે ઉપસ્થિત થઇને અમે ત્યાં અટકયા. એ સ્થળે સ્વચ્છ જળનો એક ઝરો વહેતો હતો વળી ત્યાં એક ઘટાદાર વડનું ઝાડ આવેલું હોવાથી તેના ઉપર જ રાત્રિ પસાર કરવાનો અમે વિચાર કર્યો. ઘોડેસવાર થઇને અથવા તો બીજા કોઇ વાહનમાં બેસી અમે ઝડપથી જમાનીઆ પહોંચી ગયા હોત તથા ત્યાં કોઇ સ્થળે મુકામ કરવાનો બંદોબસ્ત પણ અમે કર્યો હોત પરંતુ જમાનીઆમાં ઘણી અંધાધુંધી ચાલતી હોવાથી એમ કરવાનું અમને વ્યાજબી લાગ્યું નહિ. રાત્રિ એ અરણ્યમાં જ વીતાડવાનું અમને યોગ્ય લાગ્યું. હું તથા અર્જુનસિંહ સાહસિક હોવાથી એ સ્થળે અમને બિલ્કુલ ભય લાગ્યો નહિ.

"વસુંધરા ઉપર રાત્રિના અંધકારનો વિસ્તાર થયો એટલે અમે બન્ને જણા એ વડના ઝાડપર ચઢી જઇ એક બીજાની સાથે મૃદુસ્વરે

વાતચિત કરવા લાગ્યા. થોડા વખત પછી કેટલાક માણુસનાં પગલાંનો અવાજ અમારા સાંભળવામાં આવ્યો. અમે બન્ને ચુપ થઇ ગયા. કોણુ આવે છે એ જોવાને અમેઅધીર બની ગયા. થોડા સમયમાં જ બે માણુસો એ વડના ઝાડ નીચે આવી પહોંચ્યા પરંતુ રાત્રિનો સમય હોવાથી અમે તેમનાં મ્હો જોઈ શકયા નહિ. વડની ડાળીઓ અને પાંદડાંઓને ભેદી ચંદ્રનો થોડો પ્રકાશ એ માણુસોનાં મ્હો ઉપર પડયો એટલે તેઓ બન્ને સિપાહી છે એમ અમે સમજી શકયા. છતાં ગુપ્તદૂતો અને બહુરૂપીઓની માફક તેઓ જંગલમાં આવીને રહેલા હોવાથી એ માટે અમને ઘણું આશ્ચર્ય લાગ્યું.

" એ બન્ને માણુસો પોતાની પાસેની ન્હાની પોટલી જમીન ઉપર મૂકી એ વૃક્ષ નીચે જ બેઠા તથા વાતચિત કરવા લાગ્યા. તેઓમાંના એકે કહ્યું, ' ભાઇ ! આ જંગલમાં રાત્રિ પસાર કરવાનું કામ મ્હને કઠિન લાગે છે. ' બીજાએ પૂછ્યું, ' તેનું કાંઇ કારણુ ? ' પહેલાએ કહ્યું, ' કોઇ જનાવરનો શિકાર બની જવાનો ભય રહે છે.' બીજાએ કહ્યું, 'ખરું છે, મ્હને પણ અત્રે રોકાવું ઉચિત લાગતું નથી; પરંતુ દારોગાની આજ્ઞા એવી હોવાથી શું કરવું?' પહેલાએ કહ્યું, ' દારોગા તો પોતાના કામ આગળ બીજાના જીવને તુચ્છ સમજે છે. વળી જ્યારથી આપણા રાજા સાહેબ સ્વર્ગવાસી થયા છે ત્યારથી દારોગાનું મસ્તક વિશેષ વિકૃત થઇ ગયું છે. ' બીજાએ કહ્યું, ' એમની સત્તાથી હવે હું કંટાળી ગયો છું તથા નોકરી ઉપરથી મ્હારું મન ઉઠી ગયું છે. ' પહેલો બોલ્યો, ' નોકરી છોડી દેવામાં પણુ ભય રહેલો છે. તેઓ એમજ કહે કે, ' તું અમારા દુશ્મનોને મળી ગયો છે. ' વળી જો એવી વાત તેમના મનમાં ઠસી જાય તો જીવ બચવો મુશ્કિલ થઇ પડે ' બીજાએ કહ્યું, ' એમની નોકરીમાં મુસ્કેલી જ એ છે. પૈસા પુષ્કળ મળે છે એમાં કાંઇ સંદેહ

નથી પણ જીવનો ભય હમ્મેશાં રહે છે. કમબખ્ત મનોરમાના હુકમોથી તો વળી નાકે દમ આવે છે. જ્યારથી રાજા સાહેબ સ્વર્ગવાસી થયા છે ત્યારથી તેણે રાજમહેલમાં જ ધામા નાખ્યા છે. રાજા સાહેબની હયાતીમાં ડરને લીધે તે જનાનીઆમાં વારંવાર આવતી પણ નહોતી. એક વેશ્યા સ્ત્રી આવી રીતે રાજમહેલમાં આવી પડી રહે એ સારું કહેવાય કે ?' પહેલો બોલ્યો, 'આપણી રાણી જ એવી છે એટલે અન્યની શી વાત કરવી ? મનોરમા તો દારોગાને મન પોતાના જીવ બરાબર છે. બીજાએ કહ્યું, ' વળી આ કમબખ્ત બેગમ નવી નીકળેલી હોઇ વારંવાર તેને ત્યાં ધક્કા ખાવા પડે છે. ' પહેલાએ હસીને કહ્યું,' એ વિજયપાલસિંહની રાખેલી છે તે તું જાણતો નથી કે ? પહેલાં તે પિશાચપતિ પાસે હતી અને હવે વિજયપાલસિંહને ગળે વળગી છે. એને પણ તું સંકટની પ્રતિમા સમજજે. ચાર વખત હું તેને ત્યાં જઇ આવ્યો છું; આજે પાંચમી વખત જાઉં છું. એના જાતિસ્વભાવને હું સારી રીતે ઓળખી શક્યો છું.' બીજાએ કહ્યું, 'એ બેગમનો બિહારીસિંહ સાથે પણ કાંઇ સંબંધ હોય એમ લાગે છે ' પહેલાએ કહ્યું, ' ના—ના, એમ નથી. જો બિહારીસિંહ સાથે બેગમનો કાંઇ સંબંધ હોત તો બિહારીસિંહ અને વિજયપાલસિંહ વચ્ચે ઇર્ષ્યાગ્નિ સળગી ઉઠયો હોત. તેમાં પણ વળી બિહારીસિંહ ઘણા દિવસ સુધી અર્જુનસિંહને ત્યાં કેદમાં રહ્યા છે. આજે ઘણી મુશ્કેલીથી છૂટી તેઓ જનાનીઆમાં આવ્યા છે. હવે ગિરજાકુમારની કેવી દશા થાય છે તે જોવાનું છે.' બીજાએ પૂછ્યું, ' ગિરજાકુમાર કોણ ? ' પહેલાએ ઉત્તર આપ્યો, 'જે બિહારીસિંહ બન્યો હતો તે.' બીજાએ કહ્યું ' એ તો પોતાનું નામ શિવશંકર કહે છે.' પહેલો બોલ્યો, ' એ ગમે તે કહે પણ હું એને સારી રીતે ઓળખું છું. ' બીજાએ કહ્યું, ' ત્યારે એ વાત તમે દારોગાને કહી

કેમ નહિ ?' પહેલાએ ઉત્તર આપ્યો, 'વિના કારણ મારે દિલ્લીપસિંહ સાથે દુશ્મનાવટ શા માટે કરવી જોઇએ ? ગિરજાકુમાર દિલીપ-સિંહનો ઘણો પ્રિય શિષ્ય છે. ખબરદાર ! આ વાત તમે કોઇને કહેશો નહિ. તમને મ્હેં મ્હારા મિત્ર સમજીને જ આ વાત કહી. છે. ' બીજો બોલ્યો, ' ના-ના, મ્હારે શા માટે કોઇને આ વાત કહેવી જોઇએ ? (ચમકીને) જુઓ, આ કોઈ ભયંકર જાનવરનો મુખધ્વની સંભળાય છે ! ' પહેલાએ કહ્યું, ' અરે ! ડરથી તમારો જીવ વ્યાકુળ કેમ બની જાય છે ? જો ભય લાગતો હોય તો તાપણી સળગાવી આ વૃક્ષ ઉપર ચઢીને બેસો ' બીજાએ કહ્યું, ' એમ કરવા કરતાં અહીંથી ચાલ્યા જવું જ સારું છે. ચાલતાં ચાલતાં રાત્રિ પસાર કરીશું. દારોગા કાંઇ ઓછા આપણી પાછળ જોવા આવવાના છે ! ' પહેલો બોલ્યો, 'ત્યારે ભલે ચાલો. તમારી ઇચ્છાનુસાર વર્તવામાં મ્હને કાંઇ હરકત નથી. '

" એમની બન્નેની વાત સાંભળવામાં આવતાં અમે ઘણી હકીકત જાણી શકયા. ગિરજાકુમાર સંબંધીની હકીકત સાંભળી મ્હને ઘણું દુઃખ થયું. તે સાથે એ બન્ને માણસો બેગમને ત્યાં કેમ જાય છે એ જાણવાની ઉત્કંઠા પણ મ્હારા મનમાં ઉત્પન્ન થઇ. મ્હારું મન બે તરફ ખેંચાવા લાગ્યું એ બન્ને માણસોને કબજે કરી તેઓ બેગમ તરફ શી હકીકતનો પત્ર લઇ જાય છે એ જાણી જો જરૂર લાગે તો તેમનો વેશ ધારણ કરી બેગમને ત્યાં જવાની ઇચ્છા થઇ. એમ કરવાથી ઘણો પત્તો લાગવાનો સંભવ હતો. બીજી તરફથી જલ્દી જમાનીઆ જઈ પહોંચી ગિરજાકુમારને મદદ કરવાની પણ ઘણી જરૂર લાગી. અમને જ્યારે એમ માલૂમ પડ્યું કે, એ બન્ને માણ-સો ચાલ્યા જવાની તૈયારી કરે છે ત્યારે અમે પણ વૃક્ષ નીચે ઉતરી પડ્યા. તેમની બન્નેની પાસે ઉપસ્થિત થઇને મ્હેં કહ્યું, ' તમે જાનવ-

રના ભયથી અહીંથી ચાલ્યા જશો નહિ. અમે પણ તમારી સાથે છીએ.'

"અમને બન્નેને એકાએક આવી રીતે વૃક્ષ ઉપરથી ઉતરી તેમની પાસે ઉપસ્થિત થયેલા જોઇને તેઓ બન્ને ભયભીત બની ગયા. થોડા વખત પછી એક જણે સાહસ એકઠું કરીને કહ્યું, ' ભાઇ! તમે કોણ છો ? તમે ભૂત છો પ્રેત છો કે પિશાચ ?! ' મ્હેં કહ્યું, 'તમે ડરશો નહિ. અમે ભૂત પ્રેત નહિ, પરંતુ માણુસ છીએ. વિશેષમાં બહુરૂપી છીએ. તમારી બન્નેની વચ્ચે જે વાતચિત થઇ છે તે અમે ઝાડ ઉપર બેઠે બેઠે સાંભળી છે. તમને બન્નેને અહીંથી ચાલ્યા જતા જોઇને જ અમે નીચે ઉતરી પડયા છીએ. ' એક જણાએ ગભરાઇ જઇને કહ્યું આપ કયાંના રહેવાસી છો ' અને કોણ છો ! ' મ્હેં કહ્યું, 'અમે બન્ને દિલીપસિંહના નોકર છીએ.' બીજાએ કહ્યું, 'જો આપ દિલીપસિંહના નોકર હો તો ડરવાનું કાંઇ કારણ નથી, કેમ કે દિલીપસિંહના નોકરો અમારા માલિકને મળી અમારી વચ્ચે થયેલી વાતચિત તેમને કહી દે એવો સંભવ નથી. જો કદાચ આપ અમારા દરબારના માણસો હોત તો અમારા સર્વસ્વનો નાશ થઇ જાત.' મ્હેં કહ્યું, 'તમારું કહેવું ખરું છે. તમારી વાતચિતપરથી તમે પ્રામાણિક અને ન્યાયપ્રિય છો એવું જાણી અમે ઘણા પ્રસન્ન થયા છીએ. વળી અમે જે કાંઇ તમને પૂછીએ તેના ખરા ઉત્તરો જ આપશો એવી અમને આશા છે.'

"મ્હારાં આ વાકયો સાંભળી પેલા બીજા માણુસે કહ્યું, 'અમારી વાતચિત ઉપરથી જ આપ જાણી શકયા હશો કે, અમે કેવા માણુસના નોકર છીએ! આપની સાથે અમે વાત કરીએ તો તેનું કેવું ભયંકર પરિણામ આવે તેની કલ્પના પણ આપ સહેલાઇથી કરી શકો તેમ છો ' મ્હેં કહ્યું, ' તમારું કહેવું યથાર્થ છે; પરંતુ આપણી વચ્ચે જે વાતચિત થશે તેનો એક શબ્દ સુદ્ધાં દારોગો જાણી શકશે નહિ. ' પેલા પહેલા

માણસે કહ્યું, 'હમણાં અમે આપના કબ્જામાં છીએ; કેમ કે અમે સિપાહીઓ હોવાથી આપ જેવા બહુરૂપીઓનો મુકાબલો કરી શકીએ તેમ નથી. વળી સંખ્યામાં પણ આપણે સરખા હોવાથી આપ આપની ઇચ્છામાં આવે એવો અમારા ઉપર બળાત્કાર કરી શકો તેમ છો.' મ્હેં કહ્યું, 'ના–ના, અમે તમારા ઉપર કોઇ પણ પ્રકારનો બળાત્કાર કરવા ઇચ્છતા નથી. તમને કોઇ પણ પ્રકારની મુશ્કેલી વેઠવી પડે નહિ એવી રીતે જ અમે અમારું કાર્ય કરવાને ઇચ્છીએ છીએ.' પેલા પહેલા માણસે કહ્યું, 'પણ આપ દિલીપસિંહના જ નોકર છો એવી પ્રથમ અમારી ખાત્રી થવી જોઇએ. વળી અમને કોઇ પણ પ્રકારની હરકત વેઠવી ન પડે એ માટે શો માર્ગ આપે વિચારી રાખ્યો છે એ પણ અમારે જાણવું જોઇએ. પછી અમે આપના પ્રશ્નોના ઉત્તર આપીશું.'

"એ સિપાહીનાં આવાં વચનો સાંભળી અમારો એવો નિશ્ચય થઇ ગયો કે, એ લોકો અમારા કબ્જામાં આવશે તથા અમારું કહેવું માનશે. એમ કર્યા સિવાય તેમનાથી બીજું શું થઇ શકે તેમ હતું? છેવટે અનેક પ્રકારે સમજાવી અમે તેમને રાજી કર્યા તથા અમારી ખરી ઓળખાણ આપીને અમે તેમના અંતરમાં અમારાં વચનોની સત્યતાનો વિશ્વાસ ઉત્પન્ન કર્યો. ત્યાર પછી અમે તેમને જે જે પ્રશ્નો પૂછ્યા તેના તેમણે ખરા ઉત્તરો આપ્યા તથા બેગમના નામનો પત્ર પણ અમને બતાવ્યો. ગિરજાકુમાર સંબંધી જે હકીકત અમારા જાણવામાં આવી હતી તેથી વિશેષ હકીકત જાણવામાં આવી નહિ. એ વિષય સંબંધી એ બન્ને સિપાહીઓને વિશેષ ખબર નહોતી. તેઓ કેવળ એટલું જ જાણતા હતા કે, ખરા બિહારીસિંહના જમાનીઆમાં ઉપસ્થિત થયા પછી નકલી બિહારીસિંહ અર્થાત્ ગિરજાકુમારને કેદ કરવામાં આવ્યો છે. વિશેષમાં અમે એમ જાણી શક્યા કે, એ બન્ને માણસો

દારોગા અને વિજયપાલસિંહનો પત્ર લઇને બેગમને ત્યાં જાય છે; કાલે સંધ્યાકાળના અરસ્સામાં તેઓ બેગમ પાસે પહોંચી જશે અને પરમ દિવસે સંધ્યા સમયે બેગમને સાથે લઇ નૌકામાં બેસી ગંગા નદીમાં જળમાર્ગે રાતોરાત જમાનીઆ જશે. અમે એ બન્ને સિપાહીઓને પુષ્કળ સમજાવી એમ કરવા માટે કબૂલ કર્યા કે, 'જ્યારે તમે બેગમની સાથે રાતો રાત ગંગાજીને રસ્તે પાછા ફરો ત્યારે અમુક સમયે અમુક સ્થળે કાંઇ નિમિત્ત દર્શાવી નૌકાને કિનારે રોકજો. એ સમયે અમે લૂંટારાઓની માફક આવી પહોંચી બેગમને કેદ કરીશું તથા અમારા ઉપયોગની જે વસ્તુ એની પાસે હશે તે અમે લઇ લઇશું. વળી અમે તમને છોડી દઇશું. આમ કરવાથી અમારું કામ થશે અને તમારા ઉપર કોઇને શંકા ઉપજશે નહિ.'

"એ કાર્ય કરવાથી પોતાને અનાયાસે સારી રકમ મળે તેમ હોવાથી અને કોઇપણ પ્રકારની હરકત વેઠવી પડે તેમ નહિ હોવાથી એ સિપાહીઓએ અમારી વાત કબૂલ કરી. ત્યાર પછી અમારી વચ્ચે સ્નેહસંબંધની વાતચિત ચાલવા લાગી તથા આખી રાત્રિ અમે એ સ્થળે જ પસાર કરી.

"સ્હવાર થતાં એ બન્ને સિપાહીઓ વિદાય લઇ અમારી પાસેથી ચાલ્યા ગયા. પછી હું અને અર્જુનસિંહ હવે શું કરવું એ વિષયનો વિચાર કરવા લાગ્યા. છેવટે અર્જુનસિંહે એકલાએ ગિરજાકુમારને છોડાવવા જમાનીઆ જવું અને મ્હારે બેગમને ફસાવવાનો બંદોબસ્ત કરવા જવું એવો નિશ્ચય કરી અમે બન્ને પણ એક બીજાથી છૂટા પડયા. મહારાજ ! હવે હું ગિરજાકુમારની હકીકતનો ઉલ્લેખ કરીને મ્હારી કર્મકથા આગળ લંબાવીશ."

# પ્રકરણ ૨૧ મું.

## દિલીપસિંહની કર્મકથા (ચાલુ)

" અર્જુનસિંહની કેદમાંથી મુક્ત થઇ બિહારીસિંહ સીધો જમાનીઆમાં દારોગા પાસે ચાલ્યો ગયો; છતાં તે ત્યાં એવી રીતે ગયો કે તેના પુનરાગમન સંબંધીની હકીકત કોઇના જાણવામાં આવી નહિ. એક પ્રહર કરતાં વિશેષ રાત્રિ વીતિ ગઇ હશે એવા સમયે દારોગાએ નકલી બિહારીસિંહ અર્થાત્ ગિરજાકુમારને પોતાને ઘેર બોલાવ્યો. પોતાના ઉપર આજે ભયંકર સંકટ આવી પડશે એવી બીચારા ગિરજાકુમારને કલ્પના પણ નહોતી. તે નિર્ભય ચિત્તે દારોગાને ઘેર ગયો. એ વખતે દારોગો ઉંચી ગાદી ઉપર બેઠેલો હોઇ તેની પાસે આઠ દશ સિપાહીઓ નાગી તલ્વારો લઇ ઉભા રહ્યા હતા. દારોગાનો સંકેત થતાં ગિરજાકુમાર તેની સ્હામે બેઠો. તે સાથે જ ઉભા રહેલા સઘળા સિપાહીઓએ ગિરજાકુમારને પકડી લીધો તથા તેમણે ક્ષણુ માત્રમાં જ તેના હાથ પગમાં લોખંડની મજબૂત બેડીઓ પહેરાવી દીધી. બીચારો ગિરજાકુમાર એકલો હોવાથી તે કાંઇ કરી શક્યો નહિ. જે કાંઇ થયું તે તેણે ચુપકીદીથી સહન કરી લીધું. ત્યાર પછી દારોગાએ તાળી વગાડી, એટલે ખરો બિહારીસિંહ એક ઓરડીમાંથી બ્હાર આવી ગિરજાકુમાર તરફ જોઇને બોલ્યો, ' તમે સમજી શક્યા હશો કે, હું તમારી કેદમાંથી છૂટો થઇને અત્રે આવ્યો છું તથા તમારો સઘળો પ્રપંચ ખુલ્લો થઇ ગયો છે ! તમે મ્હને ઘણી ચાલાકીથી કેદ કરેલો હોવાથી એ માટે હું તમને ધન્યવાદ આપું છુ. હવે મ્હારો વારો આવ્યો છે, તેથી હું કેવો બદલો લઉં છું એ થોડા વખતમાં જ તમે જોઇ શકશો ! '

ગિરજાકુમારે કહ્યું:-"એક બીજાને છેતરવા એ તો બહુરૂપીનું કામ જ છે; એમાં અનર્થ જેવું શું થયું છે? મ્હારો દાવ લાગ્યો ત્યારે મ્હેં તમને પકડીને કેદમાં નાખ્યા હતા હવે તમારો દાવ લાગ્યો છે તો તમે મ્હને કેદમાં નાખો. જેવી રીતે તમે તમારી ચાલાકીથી છૂટી આવ્યા છો તેવી રીતે હું મ્હારી ચાલાકીથી છૂટવાનો પ્રયત્ન કરીશ."

બિહારી:-એ બધું ખરું છે. પરંતુ અમે તમારી સાથે સારું વર્તન નહિ ચલાવતાં તમને પુષ્કળ દુઃખ દઇશું.

ગિરજા:-બહુરૂપીઓ કદાપિ એમ કરતા નથી.

બિહારી:-એ અમારે જોવાનું છે,

ગિરજા:-ચિંતા નહિ. જે કાંઇ વેઠવું પડશે તે વેઠવા હું તૈયાર છું.

બિહારી:-જો તમારે દુઃખમાંથી બચી જવું હોય તો હું જે કાંઇ પૂછું તેના ખરા ઉત્તરો આપો.

ગિરજા:-તમારે જે પૂછવું હોય તે પૂછો.

બિહારી:-તમારું નામ શું છે?

ગિરજા:-શિવશંકર.

બિહારી:-તમે કોના નોકર છો?

ગિરજા;-હું કોઇનો નોકર નથી.

બિહારી:-ત્યારે શા માટે તમે અત્રે આવ્યા હતા?

ગિરજા:-હું ગુરૂજીના કામે અત્રે આવ્યો હતો.

બિહારી:-તમારા ગુરૂજી કોણ છે?

ગિરજા:-જેમને તમે જાણી ચુક્યા છે તથા જેમને ત્યાં આટલા દિવસ સુધી તમે કેદમાં હતા તેઓ મ્હારા ગુરૂ છે,

બિહારી:-કોણ અર્જુનસિંહ?

ગિરજા:-હા.

બિહારી:-એમને અમારી સાથે શી દુશ્મનાવટ છે ?

ગિરજા:-દુશ્મનાવટ જેવું કાંઇ નથી.

બિહારી:-ત્યારે અત્રે તમને ઉત્પાત મચાવવા કેમ મોકલ્યા ?

ગિરજા:-મ્હને કેવળ પિશાચપતિનો પત્તો મેળવવા મોકલ્યો હતો; કેમ કે પિશાચપતિ ઉપર તેઓ ઘણા રોષે ભરાયા છે. જો કે પિશાચપતિએ પોતાનું મૃત્યુ થયાની વાત જાહિર કરી છે તો પણ મ્હારા ગુરૂજીને એવો વિશ્વાસ છે કે, તેઓ હજી જીવતા હોઇ દારોગા સાહેબ સાથે હળીમળીને કામ કરે છે તથા તેઓ મ્હારા ગુરૂજીની બરબાદી કરવાની ઇચ્છા રાખે છે. આમ હોવાથી જ દારોગા સાહેબને ત્યાં પ્રવેશ કરી, થોડા દિવસ સુધી એમના માણસોમાં મળી જઇ પિશાચપતિનો પત્તો મેળવવાની અને બની શકે તો તેમને કેદ કરવાની ગુરૂજીએ મ્હને આજ્ઞા કરી હતી.

બિહારી:-પિશાચપતિ અને અર્જુનસિંહ વચ્ચે શત્રુતા થવાનું શું કારણ છે ?

ગિરજા:-એમની વચ્ચે જો કે ઘણા સમયથી શત્રુતા છે; પરંતુ જ્યારથી મ્હારા ગુરૂજીએ એમનો વાટવો લઇ લીધો છે ત્યારથી એ શત્રુતા વધી ગઇ છે.

બિહારીસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું; " શું પિશાચપતિનો વાટવો અર્જુનસિંહે લઈ લીધો છે ? "

ગિરજા:-હાં.

બિહારી:-એમાંથી શી શી વસ્તુઓ નીકળી છે ?

ગિરજા:-એ સંબંધી હું કાંઈ જાણતો નથી. ગુરૂજી એમ કહેતા હતા કે, એ વાટવાથી અમારું કામ ચાલી શકે તેમ નહિ હોવાથી એમને કેદ કરવાની જરૂર છે.

બિહારીઃ—પરંતુ પિશાચપતિને લીધે તમારા ગુરૂજીએ મ્હને શા માટે દુઃખ દીધું ?

ગિરજાઃ—તમે આમ ન બોલો. એમણે તમને દુઃખ દેવાને બદલે ઘણા આરામમાં રાખ્યા છે; કેમ કે તમારી સાથે એમને કોઇ પણ પ્રકારની શત્રુતા નથી. એમનો વિચાર એવો હતો કે, બિહારીસિંહને ત્રણ ચાર દિવસથી વધારે વખત સુધી કેદમાં રાખવાની જરૂર પડશે નહિ. એ સમય દરમ્યાન પિશાચપતિનો પત્તો લાગી જશે. એમને એવી ખબર મળી હતી કે, પિશાચપતિ જમાનીઆમાં બિહારીસિંહની પાસે ઘણી વખત આવે છે; પરંતુ અહીં આવ્યા પછી હું એમનો પત્તો મેળવી શકયો નથી. તમે કદાચ આજે અત્રે ઉપસ્થિત ન થયા હોત તો પણ એક બે દિવસમાં હું ગુરૂજી પાસે પાછો ચાલ્યો આવવાનો હતો. જો તમે તમારી બુદ્ધિમાનીથી છૂટા ન થયા હોત તો પણ એક બે દિવસમાં તમને જરૂર છૂટા કરવામાં આવ્યા હોત.

" આ સઘળી વાતચિત ગિરજાકુમારે એવા ભાવથી કહી કે દારોગા અને બિહારીસિંહને સંબંધી હકીકત ખરી લાગી હું પ્રથમથી જ કહી ચુકયો છું કે, ગિરજાકુમારનામાં વાતચિત કરતી વખતે પ્રસંગને અનુસરતો મુખભાવ ધારણ કરવાની દૈવી શક્તિ હતી. ગિરજાકુમાર અને બિહારીસિંહની વાતચિત સાંભળ્યા પછી દારોગાએ કહ્યું, 'શિવશંકર! તમે જે કાંઇ કહો છો તે ખરું લાગે છે; પરંતુ બહુરૂપીઓની હકીકત ઉપર એકાએક વિશ્વાસ મૂકવો ઉચિત નથી. તમારી વાત ઉપરથી તમે સારા તેમ જ શુદ્ધ હૃદયના માણસ હોવા જોઇએ એ ચોક્કસ છે.'

ગિરજાકુમારઃ—આપ ગમે એમ વિચારો તેની મ્હને હરકત નથી. મ્હારે શામાટે આપની પાસે એક પણ અસત્ય શબ્દ ઉચ્ચારવો જોઇએ?

મ્હારા ગુરૂજીને આપની સાથે દુસ્મનાવટ નથી તેમ મ્હને પણ નથી. આમ છતાં અમને એમ માલૂમ પડશે કે, અમારી વિરુદ્ધમાં આપ પિશાચપતિને મળેલા છો અને તેમને મદદ કરો છો તો આપણી વચ્ચે પણ દુસ્મનાવટ થશે એમ હું સ્પષ્ટતાથી કહી દેવું ઉચિત ધારું છું. આપ કદાચ મ્હને બેવકૂફ કે નાલાયક સમજો તો તેની મ્હને ચિંતા નથી.

દારોગો:-ના-ના, શિવશંકર! અમે પિશાચપતિને મદદ કરતા નથી; પણ ઉલટો તેને શોધીએ છીએ. હજી સુધી એ કમબખ્તનો બિલકુલ પત્તો લાગ્યો નથી. તે કદાચ મરી ગયો હોય તો તેમાં કાંઈ નવાઇ જેવું નથી.

ગિરજાકુમારે મસ્તક હલાવી કહ્યું:-"કદાપિ નહિ. લગભગ એક મહિના ઉપર જ મ્હેં મ્હારી નજરે તેમને જોયા હતા; પરંતુ એ વખતે હું એમને કેદ કરી શકું એવી સ્થિતિમાં નહોતો. હશે, એ ક્યાં જવાના છે? એમનાં બે ચાર એવાં ઠેકાણાંની મ્હને ખબર છે કે જ્યાંથી હું તેમને સહેલાઇથી કેદ કરી શકીશ."

દારોગાએ વિસ્મિત બની જઇને પૂછ્યું:-"આ વાત તમે ખાત્રી પૂર્વક કહો છો?"

ગિરજા:-બેશક.

દારોગો:-તમે એ ઠેકાણાંનો પત્તો મ્હને આપી શકશો?

ગિરજા:-ના.

દારોગો:-કારણ?

ગિરજા:-મ્હને બહુરૂપીની વિદ્યાનું જે શિક્ષણ આપવાનું હતું તે ગુરૂજી આપી ચુક્યા છે. હવે ગુરૂજીની ઇચ્છાનુસાર ગુરૂદક્ષિણામાં પિશાચપતિને કેદ કરીને તેમને સ્વાધીન કરવાની મ્હેં પ્રતિજ્ઞા કરી

છે. જ્યાં સુધી મ્હારી એ પ્રતિજ્ઞા પૂર્ણ ન થાય ત્યાં સુધી હું ઘર તરફ પાછો ફરનાર નથી. આવી સ્થિતિમાં હું જો કોઇને પિશાચપતિનો પત્તો બતાવી દઉં તો મ્હેં જાણી જોઇને પોતાના પગમાં કુહાડી મારવા જેવું મૂર્ખતા ભર્યું કાર્ય કરેલું ગણાય. આપ અમીર તથા શક્તિસંપન્ન છો. જો પિશાચપતિનો પત્તો જાણવામાં આવે તો મ્હારા જેવા ગરીબ કરતાં ઘણી ઝડપથી આપ તેમને કેદ કરી શકો તેમ છો. વળી એમ થાય અને એ આપના પંઝામાં સપડાય તો ગુરૂદક્ષિણા નહિ આપી શકાવાના કારણથી હું ઘેર પાછો ન જઇ શકું.

આ વાક્યો સાંભળી દારોગાએ હસીને કહ્યું:-"પણ શિવશંકર! તમે ઘણા ભોળા માણસ હોઇ સઘળી હકીકત સ્પષ્ટતાથી કહો છો. બહુરૂપીએ આટલું બધું ભોળપણ ન રાખવું જોઇએ."

ગિરજાઃ-સાહેબ! આપની આગળ સઘળી હકીકત સ્પષ્ટતાથી કહી દેવામાં કાંઇ હરકત નથી; કેમ કે આપ અમારા દુશ્મન નથી. ગુરૂદક્ષિણા આપીને હું જ્યારે બહુરૂપીની પદવી મેળવીશ ત્યારે બહુરૂપીઓના જેવું વર્તન રાખીશ. હજી તો હું એક બાળક છું.

દારોગોઃ-ના-ના, તમે ઘણા ભલા માણસ છો. તમારા ઉપર હું ઘણો પ્રસન્ન થયો છું. (બિહારીસિંહ તરફ જોઇ) આ બીચારાના હાથપગ છૂટા કરો. (ગિરજાકુમારને ઉદ્દેશીને) તમે પિશાચપતિનો પત્તો મ્હને જણાવો. હું એવી પ્રતિજ્ઞા કરું છું કે, પિશાચપતિને પકડીને મ્હારું કામ કરી લઇ હું તમારા માથાપરથી ગુરૂદક્ષિણાનો ભાર પણ ઉતારીશ.

ગિરજાકુમારે કહ્યું:-"ના. જો આપ બીજી પણ બે ત્રણ વાતના સોગંદ ખાઓ કિંવા પ્રતિજ્ઞા કરો તો હું આપને મદદ કરી શકું."

બિહારીસિંહે ગિરજાકુમારના હાથપગ છૂટા કરીને કહ્યું:-"તમે

દારોગા મહાશય કહે તેમ કરો. તેઓ તમે જે માગશો તે આપશે.”

ગિરજાઃ–તમારું કહેવું ખરું છે પણ મ્હને વિશેષ દ્રવ્યસંપત્તિ જોઇતી નથી. ઇશ્વરે મ્હને એકલો જ રાખ્યો છે. મા, બાપ, ભાઇ, બૈરાંછોકરાં વગેરે કોઇની મ્હને જંજાળ નથી. આવી સ્થિતિમાં વિશેષ દ્રવ્યસંપત્તિ મેળવીને હું શું કરું ? વળી બે ચાર વાતની કબૂલત કરાવ્યા સિવાય મ્હને મારી નાખવામાં આવશે તો પણ દારોગા મહાશયને હું પિશાચપતિનો પત્તો બતાવીશ નહિ.

દારોગાએ હસીને કહ્યું:–“ શી વાતની કબૂલત કરાવવાની તમારી ઇચ્છા છે ? ”

ગિરજા.–એક તો એ કે, તેને શોધી કાઢવાનું કામ મ્હને એકલાને સોંપવું.

દારોગાઃ–કબૂલ. હવે બીજી શી વાત છે ?

ગિરજાઃ–બિહારીસિંહને હું પસંદ કરતો હોવાથી તેમને મ્હારી મદદમાં રાખવા.

દારોગોઃ–આ વાત પણ કબૂલ છે.

ગિરજાઃ–ગુરૂજી પ્રતિજ્ઞા કરવાની ના પાડતા હોવા છતાં ઉત્તેજિત બની જઇને મ્હેં આપને જણાવી છે એવી સખ્ત પ્રતિજ્ઞા કરેલી છે તેથી બની શકે તેટલી ઝડપથી મ્હને ગુરૂદક્ષિણાના ભારથી મુક્ત કરવો.

દારોગોઃ–બેશક, એમ જ કરવામાં આવશે. બીજું પણ જે કહેવું હોય તે કહો ?

ગિરજાઃ–હું ગુરૂદક્ષિણા આપી છૂટો થાઉં. અને મ્હને ઐયારીની પદવી મળે એટલે મ્હારું ગુજરાન ચાલી શકે એવી કોઇ નોકરી અત્રે મ્હને મળવી જોઇએ. વળી મ્હને પરણવાનો શોખ હોવાથી

તેમ જ મ્હારી ગરીબીને લીધે કોઇ મ્હને કન્યા આપે તેમ નહિ હોવાથી મ્હને પરણાવવાની વ્યવસ્થા અહીંથી થવી જોઇએ.

દારોગો:–એ બધું થશે. તમે ચિંતા કરશો નહિ. અહીં નોકરી મળશે એટલે તમારી ગરીબી દૂર થઈ જશે.

ગિરજા:–હજી એક વાત કહેવાની છે.

દારોગો:–ત્યારે તે પણ કહી નાખો.

ગિરજાકુમારે બિહારીસિંહ તરફ ઇશારો કરીને કહ્યું:–"એમણે મ્હારા ગુરૂજી સાથે બિલ્કુલ દુશ્મનાવટ રાખવી નહિ તથા મ્હારી સાથે ત્યાં આવવામાં આનાકાની કરવી નહિ. મ્હારા મનની વાત હું કેટલી સ્પષ્ટતાથી કહું છું એ આપ જોઇ શકો છો!"

બિહારીસિંહે કહ્યું:–"તમારું કહેવું હું કબૂલ કરું છું."

ગિરજાકુમારે દારોગા તરફ જોઇને કહ્યું:–"હવે હું પણ આપની આજ્ઞાનું અંતઃકરણપૂર્વક પાલન કરવા તૈયાર છું."

દારોગો:–ઠીક, પિશાચપતિનાં જે બેચાર ઠેકાણાંની તમને માહિતી છે તે હવે જણાવો.

ગિરજા:–અરે! ઠેકાણાંની વાત શા માટે કરો છો? હવે તો હું બિહારીસિંહને મ્હારી સાથે ત્યાં લઈ જઇને બધું બતાવીશ. પિશાચ-પતિને શોધી કાઢયા સિવાય હું નિશ્ચિંત થનાર નથી. મ્હને આપ ચાણક્યના જેવો જ જીદ્દી સમજજો.

દારોગો:–ઠીક, એક મહિના પહેલાં પિશાચપતિને તમે ક્યાં જોયો હતો?

ગિરજા:–મ્હેં તેમને બેગમના મકાનમાંથી બહાર નીકળતા જોયા હતા.

બિહારીસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું:–"કયી બેગમ?"

ગિરજા:-જે બેગમને વિજયપાલસિંહ પોતાની પ્રિયતમા સમજે છે તે. આપ આશ્ચર્યચકિત કેમ બની જાઓ છો ? એ બેગમના મકાનમાં પિશાચપતિ કોઇ કોઈ વખતે જાય છે તથા પિશાચપતિને મળવા માટે બેગમ કોઈ કોઇ વખતે અમુક સ્થળે જાય છે એ હું સાબિત કરી બતાવીશ. બેગમ ક્યા સ્થળે જાય છે એ વિષયની માહિતી હજી સુધી હું મેળવી શકયો નથી. એ માહિતી મેળવવાનો હું પ્રયત્ન કરતો હતો એવામાં ગુરૂજીએ એવી આજ્ઞા કરી કે, 'તું જમાનાઆમાં જ જા. ત્યાં પિશાચપતિ જલ્દી મળશે.' લાચારીથી મ્હારે તેમની આજ્ઞા પાળવા અહીં આવવું પડ્યું નહિ તો હું બેગમનો પીછો છોડવાનો નહોતો.

દારોગો:-તમારી આ હકીકત સાંભળી મ્હને આશ્ચય લાગે છે.

ગિરજા:-અરે ! બિહારીસિંહજી ત્યાંની હકીકત નજરે જોઇ આવીને જયારે કહેશે ત્યારે આપને વિશેષ આશ્ચર્ય લાગશે.

દારોગો:-ઠીક. જો તમે કહેતા હો તો બેગગને હું અહીં બોલાવી મંગાવું ?

ગિરજા:-એમ કરવું મ્હને ઉચિત લાગતું નથી. જો બેગમને આ હિલચાલની ખબર પડશે તો તે સાવધાન થઈ જશે. મ્હારી સલાહ તો એવી છે કે અમુક પ્રમાણ એકઠાં કરવામાં ન આવે ત્યાં સુધી આ હકીકત વિજયપાલસિંહને પણ કહેવી નહિ.

દારોગો:-ઠીક, તમે કહો છો તેમ કરીશું; પરંતુ બેગમને અત્રે બોલાવીને તેની રીતભાત તથા તેના મનનો ભાવ જાણવાનો હું પ્રયત્ન કરીશ. હમણાં તેની પાસે પિશાચપતિની વાત નહિ કાઢવામાં આવે.

ગિરજા:-ત્યારે ભલે તેને બોલાવી મંગાવો.

દારોગો:-પણ તે અહીં આવે ત્યાં સુધી તમે શું કરશો ?

ગિરજા:-કાંઇ નહિ. હમણાં બે ત્રણ દિવસ હું અત્રે જ રહીશ.

વળી હમણાં હું બિહારીસિંહજીના સ્વરૂપમાં જ રહેવું પસંદ કરું છું. આપ બિહારીસિંહને તેમનું સ્વરૂપ બદલી નાખવા કહો. બેગમ અહીં આવી ચાલી જશે એટલે અમે બન્ને પિશાચપતિની તપાસ કરવા જઇશું.

દારોગોઃ—તમે તમારા ખરા સ્વરૂપમાં અહીં રહો તો કાંઇ હરકત છે?

ગિરજાઃ—હા. અત્રે જે માણસોને હું મળ્યો છું તેમાં કેટલાક એવા માણસો છે કે જેમની પાસેથી પિશાચપતિ સંબંધીની ઘણી હકીકત જાણી શકાય તેમ છે. એ માણસો જો મ્હારો ભેદ જાણી જશે તો આપણને નુકશાન થશે. વળી બેગમ અત્રે આવશે ત્યારે પણ બિહારીસિંહના સ્વરૂપમાં હું આપની પાસે બેસી એવી ચાલાકીથી વાત કરીશ કે બેગમનો પિશાચપતિ સાથે કાંઇ સંબંધ છે એવી કદાચ આપને ખાત્રી થશે.

દારોગોઃ—જો એમ જ હોય તો તમે બિહારીસિંહના સ્વરૂપમાં રહો. આજે જ હું બેગમને તેડી લાવવા માણસ મોકલું છું.

"આમ કહી દારોગાએ ખરા બિહારીસિંહને સ્વરૂપ બદલી નાખવાની સૂચના કરી. આવી રીતે ગિરજાકુમારે પોતાની હકીકત ઉપર તેમનો બન્નેનો વિશ્વાસ ઉત્પન્ન કરી તેમને મૂર્ખ બનાવ્યા. ગિરજાકુમાર જમાનીઆમાં રહી બેગમના આવવાની રાહ જોવા લાગ્યો. પછી દારોગાની સાથે જઇને ખાસ બાગનો માર્ગ તથા માયાવિનીને પણ તેણે જોઇ લીધી. બીજી તરફથી ગિરજાકુમારને છોડાવવા માટે અર્જુનસિંહને જમાનીઆ તરફ મોકલી હું બેગમને સપડાવવાનો બંદોબસ્ત કરવા લાગ્યો. ઘેર જઇ મ્હેં કેટલાક સિપાહીઓની એ કાર્ય માટે યોજના કરી. પછી તેમને સાથે લઇ જે સ્થળે બેગમની નૌકાને

ખોટી કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો હતો એ સ્થળે હું વખતસર જઇ પહોંચ્યો. બેગમની નૌકા એ સ્થળે કેવી રીતે આવી તથા મ્હેં તેને કેવી રીતે પકડી એ હકીકત હું સંક્ષેપમાં જ કહી સંભળાવીશ.

"બેગમ મ્હારા પંઝામાં ફસાઇ એટલે તેની પાસેની સઘળી વસ્તુઓ મ્હેં લઇ લીધી. બેગમના મહેલમાંથી શ્રીમાન્ બલભદ્રસિંહને છૂટા કરતી વખતે પિશાચપતિ જે પત્રો અને હીરાની ચીંટી ઉપાડી લાવ્યા હતા એ હમણાં દરબારમાં રજૂ હોઇ બેગમ પાસેની વસ્તુઓમાંથી એ વસ્તુઓ પણ મ્હને મળી આવી હતી. એ વસ્તુઓ સાથે સંબંધ ધરાવતી હકીકત હું પછીથી નિવેદન કરીશ. હમણાં તો હું ગિરજાકુમારની જ હકીકત કહી સંભળાવું છું.

"ગિરજાકુમાર દારોગાની સાથે જમાનીઆમાં બેગમની રાહ જોયા કરતો હતો. બેગમની સાથે જે પેલા બે સિપાહીઓ હતા તેમને મ્હેં જાણી જોઇને છોડી દીધા હતા. તેઓ બેગમને લૂંટાવા દઇ રડતા કકળતા જમાનીઆમાં બારોબાર દારોગા પાસે ગયા. એ વખતે ત્યાં ખરો બિહારીસિંહ સ્વરૂપ બદલીને અને ગિરજાકુમાર બિહારીસિંહનું રૂપ ધારણ કરીને બેઠા હતા. દારોગાના સિપાહીઓએ અને બેગમના માણસોએ પોતાની બરબાદીની અને બેગમ લૂંટાયાની હકીકત કહી સંભળાવી. એ હકીકત સાંભળવામાં આવતાં દારોગાને આશ્ચર્ય લાગ્યું તથા ખેદ થયો. તેણે ગિરજાકુમાર તરફ જોઇને પૂછ્યું, 'આ કાર્ય કોણે કર્યું હશે ?'

ગિરજાકુમારે કહ્યું, 'બેગમે પોતે અથવા પિશાચપતિએ. (બેગમના માણસો તરફ જોઇને) કેમ લગભગ એક મહિના ઉપર પિશાચપતિની સાથે હું બેગમને ત્યાં આવ્યો હતો એ તમે જાણો છો કે? એ સમયે તમે ત્યાં હતા. તમે મ્હને ઓળખી શક્યા હતા કે ?'

બેગમના માણસે ઉત્તર આપ્યો, 'ના જી, હું આપને ઓળખી શકયો નહોતો.

ગિરજાકુમારે દારોગા તરફ જોઇને કહ્યું, 'આપના કહેવા પ્રમાણે હું બે ત્રણ વખત પિશાચપતિની સાથે બેગમને ત્યાં ગયો હતો; પરંતુ વાસ્તવિક રીતે જોવા જતાં પિશાચપતિ સારા માણસ છે. વળી આ સિપાહીઓ પણ બેગમને ત્યાં ઘણી સાવધાનતાથી રહેતા હોઇ પ્રામાણિકતાથી પોતાનું કાર્ય બજાવે છે. ( બેગમના માણસો તરફ જોઇને ) કેમ ખરી વાત છે ને?'

બેગમના માણસે હાથ જોડીને કહ્યું, 'જી હા સરકાર!'

"બેગમના માણસોને મુખે ગિરજાકુમારે ઘણી ચાલાકીથી 'જી હા સરકાર' શબ્દોનો ઉચ્ચાર કરાવ્યો. પિશાચપતિ બેગમને ત્યાં જતો હતો તથા એ વાત ગિરજાકુમાર જાણતો હતો એમાં કાંઇ શંકા જેવું નહોતું; પરંતુ આવા પ્રસંગે એ માણસોને મુખે હકારનો ઉત્તર કઢાવવો એ કાંઇ સામાન્ય કાર્ય નહોતું. બેગમના માણસોએ એમ વિચાર્યું હતું કે, જ્યારે બિહારીસિંહ પિશાચપતિની સાથે બેગમને ઘેર આવવાની વાત કબૂલ કરે છે ત્યારે પછી હકારમાં ઉત્તર આપવો જ સારો છે. આવી રીતે ગિરજાકુમાર દારોગા અને બિહારીસિંહની નજરમાં ખરો બની બેઠો. તે સાથે ગિરજાકુમારે પ્રથમથી જ દારોગાને એમ કહ્યું હતું કે, 'બેગમ આવશે એટલે પિશાચપતિ તેને ત્યાં જાય છે એવું વાતમાં ને વાતમાં હું સાબિત કરી બતાવીશ.' એ વાત દારોગાના સ્મરણમાં હોવાથી હવે ગિરજાકુમાર ઉપર તેનો સંપૂર્ણ વિશ્વાસ બેઠો. ગિરજાકુમારનો ઇશારો થતાં બેગમના બન્ને માણસોને કાંઇ કહ્યા કર્યા સિવાય દારોગાએ થોડા વખત માટે વિદાય કરી દીધા. પછી તેમની વચ્ચે વાતચિત ચાલવા લાગી. દારોગાએ કહ્યું, 'શો પ્રકાર છે એ સમજી શકાતું નથી.'

ગિરજા:—અરે સાહેબ! આ સઘળી લુચ્ચાઈ છે. બેગમ અને પિશાચપતિ એક બીજાને મળી ગયેલાં છે તથા તે જાણી જોઈને જ અત્રે આવી નથી. જો તે આવી હોત તો પિશાચપતિ સાથે તેનો સંબંધ છે એ વાત એના માણસોની માફક હું એને જ મુખે કબૂલ કરાવત. વળી એ વાત ખુલ્લી કરવા જ હું બિહારીસિંહ બન્યો છું એમ પણ છેવટે તેને કહેત; પરંતુ ચિંતા કરવાનું પ્રયોજન નથી. સઘળા ભેદોનો પત્તો હું ઘણી ઝડપથી મેળવીશ તથા પિશાચપતિને પણ કેદ પકડીશ.

દારોગો:—ત્યારે હવે તમે શા માટે વિલંબ કરોછો?

ગિરજા:—બિહારીસિંહને આજે તૈયાર થઈ જવા દો. કાલે અમે બન્ને જણા અત્રેથી રવાના થઈશું?

બિહારી:—સારી વાત છે. હવે પ્રવાસમાં કેવું સ્વરૂપ ધારણ કરી રાખવાની તમે સલાહ આપો છો?

ગિરજા:—હું તો એક જ્યોતિષીનું સ્વરૂપ ધારણ કરીશ અને તમે.........

બિહારીસિંહ વચ્ચે જ બોલી ઉઠયો, 'હું વૈદ્ય બનીશ.'

ગિરજા:—ખરું છે—એ જ ઉત્તમ છે. છતાં એક વાત અત્યારથી જ કહી દેવાની જરૂર ધારું છે કે, બે કલાક માટે હું મ્હારા ગુરૂજીને મળવા જવાનો છું.

બિહારી:—તેથી શી અડચણ છે? જો કહેશો હું તમારી સાથે ત્યાં આવીશ અને તેમ કરવું વ્યાજબી નહિ લાગતું હોય તો માર્ગમાં જ કોઈ સ્થળે રોકાઈશ.

"સારાંશ એ કે બીજે દિવસે બન્ને બહુરૂપીઓ જ્યોતિષી અને વૈદ્ય બની જમાનીઆની બ્હાર નીકળી પડયા. ખૂબી તો એ હતી કે,

ગિરજાકુમારે છેવટ સૂધી ચાલાકી વાપરીને પોતાનું ખરું સ્વરૂપ કોઇને બતાવ્યું નહોતું. તે જમાનીઆમાં હતો ત્યાં સૂધી તેણે બિહારીસિંહનું જ સ્વરૂપ ધારણ કરી રાખ્યું હતું. પછી તે જ્યારે બ્હાર નીકળ્યો ત્યારે તેણે જ્યોતિષીનું સ્વરૂપ ધારણ કર્યું. દારોગાની વાત જવા દઇએ તો પણ બિહારીસિંહ બહુરૂપી હોવા છતાં ગિરજાકુમારે તેને ઉલ્લુ બનાવ્યો. ખરી વાત તો એ છે કે, બિહારીસિંહ અને હરનામસિંહ પોતાને બહુરૂપી તરીકે વૃથા ઓળખાવતા હતા. તેમણે કોઇ સારું કામ કર્યું હોય એમ સાંભળવામાં આવ્યું નથી.

"હવે હું અર્જુનસિંહની થોડી હકીકતનું વર્ણન કરું છું. તેઓ ગિરજાકુમારને મદદ કરવા માટે મ્હારાથી છૂટા પડી જમાનીઆ તરફ ગયા હતા. જમાનીઆમાં રામશરણ નામના એક ગૃહસ્થ સાથે અર્જુનસિંહની મિત્રાચારી હતી. અર્જુનસિંહ સ્વરૂપ બદલીને બારોબાર રામશરણને ત્યાં ચાલ્યા ગયા. પછી તેમણે એકાન્તમાં સઘળી હકીકત રામશરણને કહી સંભળાવી તેમની પાસે મદદ માગી. પ્રથમ તો દારોગા અને માયાવિનીના વિરુદ્ધ કોઇ કાર્ય કરવાની તેમણે ભયને લીધે નારાજી દર્શાવી; પરંતુ તેમના ઉપર કોઇ પણ પ્રકારનું સંકટ આવી પડે નહિ એવી રીતે કાર્ય કરવાની અર્જુનસિંહે તેમને ખાત્રી આપી ત્યારે તેમણે મદદ કરવાની હા પાડી. અર્જુનસિંહે તેમને કહ્યું, 'આપ એક એવી ગુપ્ત ઓરડી મ્હને સોંપો કે જેમાં હું કોઇને કેદ કરી લાવીને રાખું તો બે ચાર દિવસ સૂધી એ પ્રકાર તદ્દન ગુપ્ત રહે. વળી આ કાર્ય પણ એવી ખૂબીથી કરવામાં આવશે કે કેદીને કોણે કેદ કર્યો છે તથા તેને ક્યાં રાખવામાં આવ્યો છે એ તે સમજી શકશે નહિ.

"અંતે રામશરણે અર્જુનસિંહનું કહેવું કબૂલ કર્યું. પછી અર્જુનસિંહ બ્હાર નીકળી પડી હરનામસિંહને ફસાવવાનો પ્રયત્ન

કરવા લાગ્યા. તેમની એવી ખાત્રી થઈ હતી કે કોઇને પણ ફસાવ્યા સિવાય ગિરજાકુમારનો પત્તો મેળવવાનું કામ તદ્દન અશક્ય થઇ પડશે.

"છેવટે બે દિવસ સુધી પરિશ્રમ કરીને અર્જુનસિંહે હરનામસિંહને ફસાવી કેદ કર્યો તથા રામશરણના મકાનમાં આવેલી એક અંધકારમયી ઓરડીમાં લઇ જઇ કેદમાં નાખ્યો. તેમણે તેના ખાનપાનનો પણ યથોચિત બંદોબસ્ત કર્યો. પોતાને કોણે પકડયો છે, કયાં કેદી તરીકે રાખવામાં આવ્યો છે તથા ખાનપાનની સામગ્રી કોણ પહોંચાડે છે એ સંબંધી હરનામસિંહ કાંઇ જાણી શકયો નહિ. આ કાર્ય કરી હરનામસિંહનું સ્વરૂપ ધારણ કરી અર્જુનસિંહે દારોગાના દરબારમાં પ્રવેશ કર્યો. આવી રીતે તેમણે ઘણી ઝડપથી ગિરજાકુમારનો પત્તો મેળવી તેને ઓળખી કાઢયો. ગિરજાકુમારે જે ચાલાકીથી આત્મરક્ષણ કર્યું હતું એ જાણવામાં આવતાં તેની બુદ્ધિમાની માટે અર્જુનસિંહને ઘણું આશ્ચર્ય લાગ્યું છતાં સઘળો ભેદ ખુલ્લો ન થઇ જાય એ માટે તેમણે ઘણી સંભાળ રાખી. માથામાં દર્દ થયાનું નિમિત્ત દર્શાવી તેઓ દારોગા અને ખરા બિહારીસિંહ સાથે ઘણી થોડી વાતચિત કરતા હતા.

"બિહારીસિંહને સાથે લઇ ગિરજાકુમાર જ્યારે જમાનીઆની બહાર નીકળ્યો ત્યારે અર્જુનસિંહે પણ વેશ બદલી તેમનો પીછો લીધો. બિહારીસિંહ અને ગિરજાકુમારે એક દિવસ સુધી તો નિર્વિઘ્ને માર્ગ કાપ્યો. બીજે દિવસે માર્ગમાં એક સ્થળે સુયોગ મળતાં ગિરજાકુમારને એકલો બેઠેલો જોઇ અર્જુનસિંહ તેની પાસે ગયા તથા પોતાની ઓળખાણ આપીને તેમણે ઝડપથી તેની સાથે કેટલીક ઉપયોગી વાતચિત કરી લીધી. જમાનીઆ ગયા પછી તેમણે જે કાંઇ કર્યું હતું તે, હવે પછી શું કરવું તે અને તેઓ હવે તેને કયા વખતે કેવા વેશમાં મળશે એ સમજાવી દીધું.

"અર્જુનસિંહે ગિરજાકુમારને જે હકીકત સમજાવી તે થોડા વખત પછી હું જણાવીશ. આ સ્થળે કેવળ એટલું જ કહેવું બસ છે કે, ગિરજાકુમારને સમજાવી અર્જુનસિંહ પાછા જમાનીઆ ચાલ્યા ગયા. તથા રાત્રિને સમયે હરનામસિંહને બેહોશ બનાવી કેદમાંથી બ્હાર કાઢી શહેરથી થોડે અંતરે આવેલા મયદાનમાં લઇ જઇ છૂટો મૂકી દીધો અને પછી તેમણે પોતાનો રસ્તો પકડયો. હરનામસિંહ શુદ્ધિમાં આવ્યા પછી પોતાને ઘેર ચાલ્યો જાય તથા તેને કોણે કેદ પકડી કેવો વ્યવહાર ચલાવવામાં આવ્યો એ તે સમજી શકે નહિ એવા હેતુથી જ અર્જુનસિંહે તેમ કર્યું.

"પછી અર્જુનસિંહ ઘણી ઝડપથી મ્હારી પાસે આવી પહોંચ્યા તથા જે કાંઇ બન્યું હતું તે તેમણે મ્હને કહી સંભળાવ્યું. ગિરજાકુમારની હકીકત સાંભળી હું ઘણો પ્રસન્ન થયો તથા મ્હેં બેગમની સાથે જે વર્તન ચલાવ્યું હતું તે હકીકત અર્જુનસિંહને કહી સંભળાવી તેમજ તેની પાસેથી જે પત્રો વગેરે મળી આવ્યું હતું તે પણ બતાવ્યું. વળી બેગમ મ્હારે ત્યાં કેદ હોવાથી હવે તેની શી વ્યવસ્થા કરવી એ સંબંધી મ્હેં તેમની સલાહ પૂછી.

"મહારાજ! એ વખતે મ્હારા મનમાં ત્રણ વિષયની ચિંતા હતી. તેમાંનો એક વિષય એ હતો કે, પિશાચપતિ અને મ્હારી વચ્ચે ખટપટ ચાલતી હોઇ તેમણે પોતાનું મૃત્યુ થયેલું જાહિર કરેલું હોવા છતાં તેમનાં પત્ની શાન્તાદેવી મ્હારે ત્યાં આવીને રહ્યાં હતાં. તેની દુર્દશા જોઇ મ્હારો આત્મા અત્યંત વ્યથિત થતો હતો. આવી સ્થિતિ હોવાથી પિશાચપતિને મળી તેમને સમજાવીને કોઇ પણ પ્રકારે સીધે રસ્તે લાવવાનો મ્હારો વિચાર હતો. બીજી ચિંતા રાણા ગોપાલસિંહના મૃત્યુનો ખરો ભેદ જાણવાની હતી અને ત્રીજી ચિંતા લક્ષ્મીદેવી

અને બલભદ્રસિંહજીને દારોગાની કેદમાંથી છોડાવવાની હતી. એટલા માટે જ અમે એટલો બધો પરિશ્રમ સહન કર્યો હતો.

"બેગમ પાસેથી મળેલા પત્રો, હીરાની વીંટી વગેરે તપાસી જોતાં ઘણી હકીકત અમારા જાણવામાં આવી. વિજયપાલે પિશાચપતિ સંબંધી બેગમને જે પત્રો લખ્યા હતા તેમાંના કેટલાક એમાં હતા. એ પત્રો વાંચી અમે જાણી શક્યા કે, માયાવિનીના ખરા પિતાને આ વિજયપાલસિંહે જ માયાવિની અને દારોગાની ઇચ્છાનુસાર મારી નાખ્યો હતો. વળી બલભદ્રસિંહજી જીવતા હોવાની બાતમી પણ એ પત્રોમાંથી જ અમને મળી હતી. લક્ષ્મીદેવી કોઇ પણ રીતે દારોગાના પંઝામાંથી છટકી પલાયન કરી ગયાની તથા તેમને પકડવા માટે દારોગાઓ કરવા માંડેલી વ્યવસ્થાની માહિતી પણ એ કાગળોમાંથી જ અમને મળી. પેલી હીરાની વીંટી માયાવિનીના પિતાની હતી જે તેને મારી નાખ્યા પછી વિજયપાલસિંહને મળી આવી હતી. એ વીંટી સાથે એક પત્ર બાંધેલો હોઇ એમાં બલભદ્રસિંહજીને કેદમાં રાખવાની તથા માયાવિનીના પિતાને મારી નાખવાની દારોગા અને માયાવિની તરફથી આજ્ઞા કરવામાં આવી હતી. એ સર્વે પત્રો, વીંટી વગેરે પિશાચપતિ બેગમને ત્યાંથી લાવેલા હોઈ હમણાં એ દરબારમાં હાજર છે. એ સર્વ વસ્તુઓ મ્હારા હાથમાં આવ્યા પછી બેગમ જ્યારે મ્હારી કેદમાંથી છૂટીને પલાયન કરી ગઇ ત્યારે એ વસ્તુઓને પણ તે પાછી પોતાની સાથે લઇ ગઇ હતી. ત્યાર પછી હું પણ આ બદમાશોની પ્રપંચજાળનો શિકાર થઇ ગયો હતો. એ સર્વે કાર્યમાં પિશાચપતિનો મુખ્ય હાથ હોઇ પાછળથી તેમને તેમની ગંભીર ભૂલ માટે પુષ્કળ પશ્ચાત્તાપ કરવો પડ્યો છે."

દિલીપસિંહની આ હકીકત સાંભળી મહારાજ દેવીસિંહે

એ પત્રો અને વીંટી જોવાની પોતાની ઇચ્છા દર્શાવી. જ્યોતિસિંહે પ્રથમ મહારાજને અને પછી સર્વેને એ વસ્તુઓ બતાવી. ત્યાર પછી મહારાજનો સંકેત થતાં દિલીપસિંહ પાછો પોતાની કર્મકથા કહેવા લાગ્યો:–"અર્જુનસિંહ મ્હારી પાસે વિશેષ સમય સુધી રોકાયા નહિ. એ વખતે અમારે જે નિશ્ચય કરવાનો હતો તે અમે ઘણી ઝડપથી કરી નાખ્યો. ત્યાર પછી અર્જુનસિંહની સાથે હું પણ ઘરની બ્હાર નીકળ્યો તથા અમે બન્ને મિત્રો ગિરજાકુમાર તરફ રવાના થયા.

"હવે અર્જુનસિંહને મળ્યા પછી ગિરજાકુમારે શું શું કર્યું એ હકીકત હુ નિવેદન કરું છું. બિહારીસિંહ અને ગિરજાકુમાર પ્રવાસ કરતા કરતા બેગમના મકાનથી પાંચ ગાઉને અંતરે આવેલા એક સ્થળે જઇ પહોંચ્યા. ત્યાં એક ન્હાનું ગામ હોઇ પ્રવાસીઓને માટે ખાનપાનની સાધારણ વસ્તુઓ મળતી હતી. એ ગામમાં કંદોઇની પણ એક દુકાન હતી. ગામની બ્હાર જમીનદારોના કેટલાક જુના દેખાવના બગીચાઓ હોઇ નજીકમાં પલાસનું એક ન્હાનું જંગલ પણ આવેલું હતું.

સંધ્યાકાળ થવાને એક કલાકનો વિલંબ હતો. એક પ્રહર રાત્રિ થાય એ અરસ્સામાં બેગમને ત્યાં પહોંચી શકાય તેમ હોવાથી એ ગામ આગળ નહિ રોકાતાં ચાલ્યા જવાની જ બિહારીસિંહની ઇચ્છા હતી; પરંતુ ગિરજાકુમાર તેની ઇચ્છાને સમ્મત થયો નહિ. તેણે કહ્યું, 'હું ઘણો થાકી ગયો છું તથા હવે એક ગાઉ સૂધી પણ ચાલી શકવા જેટલી મ્હારામાં શક્તિ નથી તેથી આજની રાત આ ગામમાં, ગામ બ્હાર કોઇ બગીચામાં અથવા તો જંગલમાં જ વીતાડવાની મ્હારી ઇચ્છા છે ?'

"જો કે બન્નેની ઇચ્છાથી વિરુદ્ધ પ્રકારની હોવા છતાં લાચારીથી બિહારીસિંહને ગિરજાકુમારની વાત માનવી પડી. એ રાત્રિ

અમુક બગીચામાં જ વીતાડવાનો તેમણે નિશ્ચય કર્યો. સંધ્યાકાળ થયા પછી તેઓ બન્ને ગામમાં આવેલી હલવાઇની દુકાને ગયા અને ત્યાંથી ખાવાની વસ્તુઓ ખરીદ કરી ગામની બહાર ચાલ્યા આવ્યા.

"વસુંધરા ઉપર જ્યોત્સ્નાના પ્રકાશનો વિસ્તાર થયેલો હતો. ચારે તરફ ગંભીર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયું હતું. બિહારીસિંહ અને ગિરજાકુમાર એક વૃક્ષ નીચે બેસી ધીમે ધીમે ભોજન કરતા વાતચિત કરતા હતા. ગિરજાકુમારે કહ્યું, 'આજે એવી કકડીને ભૂખ લાગી છે કે, આ પુરીઓ અમૃત જેવી મધુર તથા સ્વાદિષ્ટ લાગે છે.'

બિહારીસિંહ બોલ્યો, 'એમ લાગવાનું કારણ કાંઈ એકલી ભૂખ નથી. પુરીઓ બની છે પણ સારી. વળી આજે આપણે ભાંગ પણ રગડા જેવી બનાવીને પીધી છે.'

ગિરજા:–અરે ભાંગના નશાથી તો પ્રવાસનો સઘળો શ્રમ દૂર થઇ જશે અને વ્યાકુળ ચિત્ત શાન્ત થશે.

બિહારી:–પરંતુ જેમ જેમ વખત પસાર થાય છે તેમ તેમ નસો તેજ થતો જાય છે.

ગિરજા:–આપણે અત્યારે ક્યાં કોઇ કાર્ય કરવું છે કે નશાની ચિંતા રાખવી પડે?

બિહારી:–પણ આપણે આપણાં લુગડાં લત્તાં અને વાટવા સંભાળવાની ચિંતા તો રાખવી જોઇએ ને?

ગિરજાકુમારે હસીને કહ્યું, 'જો આ સમયે પિશાચપતિની મુલાકાત થાય તો ઘણી મઝા પડે.'

બિહારી:–એ ઘણો બહાદુર, શક્તિસંપન્ન અને સાહસિક હોવા છતાં હમણાં પણ હું તેની સાથે લડવાને તૈયાર છું.

ગિરજાઃ—એમની કદર તો રાણા ગોપાલસિંહજી બરાબર કરી જાણતા હતા.

બિહારીઃ—મ્હને તો એ વાત ખરી લાગતી નથી.

ગિરજાઃ—જો પ્રસંગ પ્રાપ્ત થશે તો મ્હારા શબ્દોની સત્યતા હું સાબિત કરી આપીશ.

બિહારીઃ—કેવી રીતે સાબિત કરશો ?

ગિરજાઃ—રાણા ગોપાલસિંહજીને મુખે જ સાબિત કરી બતાવીશ.

બિહારીસિંહે હસીને કહ્યું, 'ભાંગના નશાથી તમે પાગલ બની ગયા છો કે શું ? રાણા ગોપાલસિંહજી ક્યાં જીવતા છે કે તમે તેમને મુખે આ વાત સાબિત કરી બતાવશો ? !'

ગિરજાઃ-ખરું પૂછો તો મ્હારે કહેવું જોઇએ કે રાણા ગોપાલ-સિંહજીનો સ્વર્ગવાસ થવાની વાત ઉપર હું વિશ્વાસ મૂકી શકતો નથી.

બિહારીસિંહ ચમકી ઉઠીને બોલ્યો, 'એ વાત ઉપર વિશ્વાસ નહિ બેસવાનું શું પ્રમાણ તમારી પાસે છે ?'

ગિરજાઃ-મ્હારી પાસે ઘણાં પ્રમાણો છે; પરંતુ એ વિષય ઉપર વાદવિવાદ કરવાની મ્હારી ઇચ્છા નથી. જે ખરી વાત છે તે તમે જાણતા હોવાથી તમારા મનને જ પૂછી જુઓ.

બિહારીઃ—હું તો એમ જ જાણું છું કે, રાણાજીનો વૈકુંઠવાસ થયો છે.

ગિરજાઃ—તમે ગમે તેમ કહો. હું આ વિષય ઉપર વૃથા વાદ-વિવાદ કરવાને ઇચ્છતો નથી.

બિહારીઃ—પરંતુ કહો તો ખરા કે, શા ઉપરથી તમે રાણાજી જીવતા છે એમ કહ્યું ?

ગિરજાઃ—એ સંબંધી હું કાંઇ કહીશ નહિ.

બિહારીઃ—આવી એક સામાન્ય વાત તમે મ્હારાથી છુપાવો છો અને હું પૂછું છું તો પણ નથી કહેતા એ શું તમારા જેવા મિત્રનું મિત્રાચારીનું વર્તન ગણાય કે ?

ગિરજાકુમારે હસીને કહ્યું, ' આ આક્ષેપ જો તમારા ઉપર મૂકવામાં આવે તો જ તે સર્વાંશે વ્યાજબી ગણાય. તમે પોતે જ જ્યારે મિત્રાચારીનો વિચાર કર્યા સિવાય ખરી હકીકત મ્હારાથી છુપાવો છો ત્યારે પછી મ્હારે એ સંબંધી શા માટે કાંઇ કહેવું જોઇએ?'

બિહારીસિંહે સંકુચિત બની જઇને કહ્યું, ' હું તો કાંઇ નથી છુપાવતો. '

ગિરજાકુમારે કહ્યું, ' ત્યારે તમે મ્હારા ગળા ઉપર હાથ મૂકીને કહો જોઇએ કે, રાણાજી મરી ગયા છે. ' પછી હું તરત જ રાણાજી જીવતા છે કે નહિ, એ સાબિત કરી બતાવીશ. જો તમે ખરી હકીકત કહેશો તો એ વિષયમાં શી શી નવી વાતો ઉત્પન્ન થઇ છે તથા એ વિષય હવે કેવું રૂપ ધારણ કરે તેમ છે એ પણ તમને કહીશ.

બિહારીસિંહે સ્વગત કાંઇ વિચાર કરીને કહ્યું, ' પ્રથમ તમે જે હકીકત જાણતા હો તે કહો. પછી હું જે જાણતો હોઇશ તે કહીશ.'

ગિરજાઃ—એમ નહિ બની શકે.

" આ વખતે બિહારીસિંહ નશાની વિશેષતાથી પોતાના મન ઉપરનો કાબૂ ગૂમાવી બેઠો હતો. ગિરજાકુમારે તેને ભાંગ પીવડાવી હતી તે ઉપરાંત જે પુરીઓ તેણે ખાધી હતી એમાં પણ ઓળખી શકાય નહિ એવો નશાનો પદાર્થ ભેળવી દીધેલો હતો. અત્રે કહેવું જોઇએ કે, આ વિષયનો બંદોબસ્ત મ્હેં અને અર્જુનસિંહે પેલા કંદોઇને મળી પ્રથમથી જ કર્યો હતો. તથા એ વાતની ગિરજાકુમારને અર્જુનસિંહે પ્રથમથી જ ખબર આપી હતી. ગિરજાકુમારે પ્રથમથી

જ એક પ્રકારનું ઔષધ ખાધેલું હોવાથી પુરીઓમાંના નશાની તેના મગજ ઉપર કાંઇ અસર થઇ નહિ.

"બિહારીસિંહ ધીમે ધીમે ચકચૂર બની ગયો તથા થોડા વખતમાં જ તે બેહોશ બની જશે એમ લાગતું હતું. એ એવો મસ્ત અને દિમાગને ડોલાવે એવો નશો હતો કે, તેને વશ થઇ બિહારીસિંહે પોતાના અંતરનો સઘળો ભેદ ખુલ્લો કરી નાખ્યો; પરંતુ અફ્સોસ કે, પિશાચપતિએ અમારા સકળ પરિશ્રમ ઉપર પાણી ફેરવી દઇ અમારા સર્વસ્વનો નાશ કર્યો. રાણા ગોપાલસિંહજી સંબંધીનો ભેદ જાણવામાં આવ્યા છતાં અમે કેમ કાંઇ કરી શક્યા નહિ એનું કારણ હવે પછી આપશ્રીના જાણવામાં આવશે.

"ગિરજાકુમાર અને બિહારીસિંહ વચ્ચે વાતચિત ચાલતી હતી એવામાં હું અને અર્જુનસિંહ એ સ્થળે જઇ થોડે દૂર ઉભા રહી તેમની હકીકત સાંભળતા હતા. બિહારીસિંહ બેહોશ બની જાય અને ગિરજાકુમાર અમને બોલાવે એવી અમે રાહ જોતા હતા.

"ગિરજાકુમારે પુનઃ ભાર દઇને કહ્યું, 'એમ નહિ બની શકે. પ્રથમ તમારે જ સઘળી ખરી હકીકત કહી તમારા દિલનો પર્દો ખુલ્લો કરી દોસ્તીનો ખરો પરિચય કરાવવો જોઇએ. વળી તમે મ્હને ખરી હકીકત કહી છે કે ખોટી એ તત્કાળ હું સમજી શકીશ; કેમ કે સઘળો ભેદ હું સારી રીતે જાણું છું.'

"બિહારીસિંહે કહ્યું, 'મ્હને પણ એમ લાગે છે કે, એ સઘળો ભેદ તમે સારી રીતે જાણો છો. હશે, હવે હું કોઇ પણ વાત તમારાથી છુપાવીશ નહિ; છતાં હમણાં તો હું એટલું જ કહું છું કે, રાણાજી ખરી રીતે સ્વર્ગવાસી થયા નથી પણ જીવતા છે. બીજી હકીકત હું હવે પછી યથાવકાશે કહીશ.'

ગિરજાઃ—મ્હને પણ એમ જ લાગે છે. તમે કાંઈ વિશેષ હકીકત કહો તો તમારાં વચનો ઉપર હું વિશ્વાસ મૂકી શકું.

ગિરજાકુમારની વાતનો બિહારીસિંહ કાંઇ ઉત્તર આપવા જતો હતો એવામાં સ્હામેથી એક માણસ આવતો નજરે પડયો. એ માણસ નજીક આવ્યો એટલે ચાંદનીના પ્રકાશમાં એમ માલૂમ પડયું કે તે પિશાચપતિ છે. બિહારીસિંહ પિશાચપતિને જોઇ ગભરાઈ ગયો. તેણે ગિરજાકુમારને કહ્યું, 'પિશાચપતિ આવ્યો છે માટે સાવધાન બની જાઓ.' પછી તેઓ બન્ને સાવધાનતાથી ઉઠી ઉભા થયા. પિશાચપતિએ પણ નિર્ભયતાથી તેમની પાસે ઉપસ્થિત થઇને કહ્યું, 'તમને બન્નેને હું સારી રીતે ઓળખું છું. તમે લોકો પણ ઓળખી શકયા હશો કે હું પિશાચપતિ છું!' બિહારીસિંહ બોલ્યો, 'બેશક, હું તમને ઓળખી શકયો છું પણ અમારા વિષયમાં તમે જરૂર છેતરાયા હશો.' પિશાચપતિએ હસીને કહ્યું, 'હું કોઇથી કદાપિ છેતરાઉં તેમ નથી. હું સારી રીતે જાણુંછું કે તમે બન્ને બિહારીસિંહ અને ગિરજાકુમાર છો. તે સાથે મ્હને એમ લાગે છે કે તમે મ્હને પકડવાના જ હેતુથી જમાનીઆની બ્હાર નીકળી પડયા છો. મ્હને તમે તમારા જેવો બેવકૂફ ન સમજશો. (ગિરજાકુમાર તરફ ઇશારો કરીને) જે માણસને આજ સુધી તમે ઓળખી શકયા નથી, જેને તમે હજી સુધી શિવશંકર સમજે છો તે દિલીપસિંહનો શિષ્ય ગિરજાકુમાર હોઇ હું તેને ઘણી સારી રીતે ઓળખું છું જેને ગિરજાકુમાર જેવા એક સાધારણ છોકરાએ ઉલ્લુ બનાવ્યો છે તથા આટલા દિવસ સુધી સાથે રહેવા છતાં જે ગિરજાકુમારને ઓળખી શકયો નથી એ બેવકૂફ માણસ કયા બુદ્ધિબળથી મ્હને કેદ કરવાને ઇચ્છે છે?! ઠીક, એ બધી વાત જવા દઇ હમણાં તમે તમારી બહાદુરી અને શક્તિ બતાવવી

હોય તો બતાવો. હું તમારી પાસે ઉભો રહેલો છું. જોઉં તો ખરો કે તમે મ્હને કેવી રીતે પકડો છો ?!'

"પિશાચપતિનાં આવાં વચનો સાંભળી બિહારીસિંહ કિંકર્તવ્યવિમૂઢ બની ગયો. પિશાચપતિના જીવનના પ્રસંગોથી અને તેની શક્તિથી એ પરિચિત હતો. તે સારી રીતે જાણતો હતો કે, આવી ખુલ્લી રીતે પિશાચપતિને પકડવો એ બે ચાર માણસોની શક્તિ ઉપરાંતનું કામ હતું. વળી પોતાનો સાથી શિવશંકર નથી અને પોતાનો મદદગાર નથી પરંતુ તે પોતાને મૂર્ખ બનાવી સઘળો ભેદ જાણી લેનાર એક ચાલાક બહુરૂપી છે એમ જાણી તે પત્થરના પુતળાની માફક સ્થિર થઈ ગયો. પોતે તેને રાણા ગોપાલસિંહનો ભેદ જણાવી દીધેલો હોવાથી એ માટે પણ તેને પુષ્કળ પશ્ચાત્તાપ થવા લાગ્યો.

"ગભરામણની વિશેષતાથી બિહારીસિંહનો નશો વિશેષ તેજ બન્યો. મસ્તક નમાવી વિચાર કરતાં કરતાં તે બેહોશ બની જમીનદોસ્ત થયો. પછી ગિરજાકુમાર તરફ જોઇને પિશાચપતિએ કહ્યું, 'મ્હારી પાસેથી પલાયન કરી જવાના અગર તો બૂમ બરાડા પાડી લોકોને એકઠા કરવાના વિચારને તું છોડી દેજે.'

"ગિરજાકુમારે કહ્યું, 'મ્હેં આપનું કાંઇ નુકસાન કરેલું નથી તેથી આપે મ્હારી સાથે દુશ્મનાવટ ન રાખવી જોઇએ.' પિશાચપતિ ક્રોધકર્કશ કંઠે બોલી ઉઠ્યો, 'તું મ્હને પકડવાનો પ્રયત્ન કરે છે એ વાત હવે કેમ ભૂલી જાય છે?' ગિરજાકુમારે કહ્યું, 'ના—ના, આપની સમજફેર થાય છે. કેદમાંથી છૂટી જવા માટે જ મ્હારે આવી યુક્તિ અજમાવવી પડી હતી. વળી એ માટે જ મ્હેં બિહારીસિંહને થોડા વખત ઉપર બેશુદ્ધિનું ઔષધ ખવડાવેલું હોઇ તે બેશુદ્ધ બની જાય એટલે તેને હું મ્હારે ઘેર લઇ જવાનો હતો.' પિશા-

નૃપતિએ ગંભીરભાવ ધારણ કરીને કહ્યું, 'ત્હારું કહેવું ખરું હોય એમ લાગે છે પણ વાતમાં ને વાતમાં તું ભલભલા ચાલાકોને પણ ઉલ્લુ બનાવી ત્હારો સ્વાર્થ સાધવાની કળા સારી રીતે જાણે છે એ કાંઇ મ્હારાથી અજ્ઞાત નથી.'

" આમ કહી તેણે પોતાની પાસેથી એક લુગડાનો કડકો બ્હાર કાઢી ગિરજાકુમારના મ્હોં ઉપર દબાવી દીધો. પછીથી ગિરજાકુમારને સહજ પણ શુદ્ધિ રહી નહિ. ત્યાર પછી શું થયું એ હું કે ગિરજા-કુમાર જાણતા નથી.

" અમે બન્ને મિત્રો છુપાઇને બેઠે બેઠે બનેલો બનાવ જોઇ ઘણા ગભરાઇ ગયા. છેવટે લાચાર બની જઇ અમે ઘટનાસ્થળે ગયા તો બિહારીસિંહ અને ગિરજાકુમાર અમારા જોવામાં આવ્યા નહિ. તેમની કેવી સ્થિતિ થઇ હશે એ સંબંધી પણ અમે કાંઇ કલ્પના કરી શક્યા નહિ. અમે ઘણા દિવસ સૂધી એ પ્રદેશમાં ગિરજાકુમારની શોધ કરી પણ તેનો પત્તો લાગ્યો નહિ. અંતે લાચારીથી અફસોસ કરતા કરતા અમે ઘર તરફ પાછા ફર્યા. વિલંબ ઘણો થયો છે તથા મહા-રાજશ્રી પણ હવે કંટાળ્યા હશે તેથી જો રજા હોય તો હું આજે આટલેથી જ મ્હારી કર્મકથા બંધ કરું ? બાકી રહેલી હકીકત આવતી કાલના દરબારમાં હું કહી સંભળાવીશ."

આમ કહી દિલીપસિંહ ચુપ થઇ ગયો. મહારાજનો ઇશારો થતાં અજીતસિંહે દિલીપસિંહની વાત કબૂલ કરી. દરબાર બરખાસ્ત થયો તથા સર્વ પોત પોતાને મુકામે ચાલ્યા ગયા.

# પ્રકરણ ૨૨ મું.

## દિલીપસિંહની કર્મકથા. (ચાલુ.)

બીજે દિવસે યથા સમયે પાછો દરબાર ભરાયો તથા દિલીપસિંહે પોતાની અવશિષ્ટ રહેલી કર્મકથા કહેવા માંડીઃ—" ઘણા દિવસ વીતિ જવા છતાં ગિરજાકુમારનો કાંઇ પત્તો હું મેળવી શક્યો નહિ. વળી તે પિશાચપતિના કબજામાં ગયો હશે એમ પણ મ્હને લાગ્યું નહિ. સ્વરૂપ બદલીને હું જ્યારે ગિરજાકુમારની શોધ કર્યાં કરતો હતો ત્યારે હું એટલું તો સમજી શક્યો કે, પિશાચપતિ મ્હારી પાછળ પડયા છે તથા દારોગાને મળી જઇ તેઓ મ્હને કેદ પકડવાનો પ્રયત્ન કરે છે.

" ગિરજાકુમાર ગૂમ થયો ત્યાર પછી કેટલાંક અઠવાડીઆં વીતિ ગયાં. એવામાં એક દિવસે મધ્યરાત્રે પિશાચપતિ ઉન્માદગ્રસ્ત સ્થિતિમાં મ્હારે ઘેર ઉપસ્થિત થયો તથા તેણે તેના પુત્રને મ્હારો પુત્ર સમજી નિર્દયતાથી તેનું ખૂન કરી નાખ્યું. એ વિષયના અફસોસને તે જીવનમાં દૂર કરી શકયો નહિ. એ સંબંધીનું સવિસ્તર વર્ણન પિશાચપતિ પોતાની જીવનકથામાં કરનાર હોવાથી હમણાં એ સંબંધી કાંઇ કહેવાની હું જરૂર ધારતો નથી. એ બનાવ બન્યો ત્યાર પછી થોડા દિવસે પિશાચપતિને લીધે હું દારોગાના પંઝામાં ફસાઇ પડયો.

" જ્યાં સુધી હું સ્વતંત્ર રહ્યો ત્યાં સુધી ગિરજાકુમારની કાંઇ હકીકત જાણી શકયો નહિ. પછી હું જ્યારે પરાધીન થઇ કારાગૃહવાસી થયો ત્યારે ગિરજાકુમાર સાથે મુલાકાત થવાથી હું તેની સઘળી

હકીકત જાણી શકયો. પિશાચપતિએ ગિરજાકુમારને પકડી દારોગાને સ્વાધીન કર્યો હતો તથા દુષ્ટ દારોગાએ તેને કેદમાં રાખ્યો હતો. ગિરજાકુમાર પિશાચપતિના પંઝામાં સપડાયો ત્યાર પછીની જે હકીકત મ્હારા જાણવામાં આવી છે તેનો હું સંક્ષેપમાં અત્રે ઉલ્લેખ કરું છું. શુદ્ધિમાં આવ્યા પછી તેણે પોતાને એક પત્થરના સ્થંભ સાથે બંધાયલો જોયો. એ સ્થંભ કોઇ સુસજ્જિત ઓરડાની બ્હારના ચોકમાં આવેલો હોય એમ તેને લાગ્યું. વિસ્મિત અને ભયભીત બની જઇ તે ચોતરફ જોવા લાગ્યો; પરંતુ એ કોનું મકાન છે એ સંબંધી તે કાંઇ નિશ્ચય કરી શકયો નહિ. તેણે પોતાની સ્હામે પિશાચપતિ, બિહારીસિંહ અને દારોગાને બેઠેલા જોઇ એ દારોગાનું મકાન હશે એવો પોતાના મનમાં વિચાર કર્યો.

"ગિરજાકુમાર, દારોગો, બિહારીસિંહ અને પિશાચપતિ વચ્ચે ઘણા સમય સુધી વિવિધ પ્રકારની વાતચિત ચાલી. ગિરજાકુમારે એ વખતે પણ એ લોકોને એવી હકીકત કહી કે તેઓ ખરો ભેદ જાણી શકયા નહિ. એમ છતાં ગિરજાકુમાર એમના પંઝામાંથી મુક્ત થઇ શકયો નહિ. એ લોકોએ તેને તિલિસ્મીની અંદર આવેલા કારાગૃહમાં કેદ કર્યો. તેનો એવો દૃઢ વિશ્વાસ થઇ ગયો હતો કે, વાસ્તવિક રીતે રાણા ગોપાલસિંહજી મરી ગયા નથી; પરંતુ કેદમાં પડેલા છે.

"રાણા ગોપાલસિંહ જીવતા છે એ વાત જો કે ગિરજાકુમાર જાણી શકયો; પરંતુ તેનું પરિણામ કાંઇ આવ્યું નહિ; કેમ કે એ વાત જાણવામાં આવતાંની સાથે જ તેને કેદ કરવામાં આવ્યો હતો. જો અમારામાંથી કોઇના જાણવામાં એમ આવ્યું હોત કે રાણાજી જીવતા છે અને કેદમાં પડેલા છે તો અમે જરૂર કોઇ પણ રીતે તેમને છોડાવત; પણ અફસોસ.

" ઘણા દિવસ સુધી તપાસ કરવા છતાં ગિરજાકુમારનો જ્યારે કાંઇ પત્તો લાગ્યો નહિ ત્યારે લાચાર બની જઇને હું ઇન્દ્રદેવ પાસે ગયો અને મ્હેં તેમને સઘળી હકીકત કહી સંભળાવી ભવિષ્યમાં શું કરવું એ સંબંધી તેમની સલાહ પૂછી. પુષ્કળ વિચાર કર્યા પછી ઇન્દ્રદેવે કહ્યું, ' તમે કોઇ પણ પ્રકારે દારોગાને પકડી કેદ કરી લાવો અને પછી તેનું સ્વરૂપ ધારણ કરી આઠ દશ દિવસ સુધી તેના મકાનમાં જઇને રહો. એ સમય દરમ્યાન દારોગાના નોકરોને મુખે ગિરજાકુમાર કેદ પકડાયો છે કે કેમ અગર તેની કેવી સ્થિતિ થઇ છે એ હકીકત તમે જાણી શકશો; પણ દારોગાને કેદ કરવાનું કામ કઠિન છે એમાં શંકા નથી.'

" ઇન્દ્રદેવનો વિચાર મ્હને ઘણો પસંદ પડ્યો તથા હું દારોગાને કેદ કરવાની ચિંતામાં પડ્યો. ઇન્દ્રદેવ પાસેથી વિદાય થઇ હું અર્જુનસિંહને ઘેર ગયો તથા ઇન્દ્રદેવે દર્શાવેલો વિચાર મ્હેં તેમને જણાવ્યો. એમણે પણ એ વિચાર પસંદ કરી મ્હારી સાથે જમાનીઆ આવવાની તત્પરતા દર્શાવી. પછી અમે બન્ને જણા વેશ બદલી જમાનીઆ તરફ જવા લાગ્યા.

" સંધ્યાકાળ ઉપસ્થિત થવાની તેયારી હતી એવામાં અમે બન્ને જણા જમાનીઆ શહેર નજીક જઇ પહોંચ્યા. એ સમયે સ્હામેથી દારોગાનો એક સિપાહી આવતો નજરે પડયો. અમે ઘણા ખુશી થયા. અર્જુનસિંહે મ્હને કહ્યું, 'ભાઇ! શુકન તો બહુ સારા મળ્યા છે. ચોતરફ નિસ્તબ્ધતા ફેલાયલી હોઇ શિકાર સ્હામેથી આપણા તરફ આવે છે. હમણાં આપણે એને કેદ કરવો જોઇએ. ત્યાર પછી એનું સ્વરૂપ ધારણ કરી દારોગા પાસે જઇને આપણે એને છેતરવો જોઇએ.'

" અમે બે જણ હતા અને સિપાહી એકલો હતો તેથી વિશેષ

ચાલાકી ચલાવવાની જરૂર પડે તેમ નહોતી. કેવળ તકરાર કરવાથી જ કામ થઈ શકે તેમ હતું. એ સિપાહી પાસે આવ્યો એટલે અર્જુનસિંહે જાણી જોઈને તેને ધક્કો માર્યો. દારોગાના ઘમંડ ઉપર ફુલાઈ જઈ તેણે અમારી સાથે તકરાર કરવા માંડી. છેવટે અમે બન્ને તેને કેદ કરી બેશુદ્ધ બનાવી દઈ થોડે દૂર આવેલા જંગલમાં લઈ જઈ તેની જડતી લેવા લાગ્યા. એની પાસેથી પિશાચપતિના નામનો એક પત્ર મળી આવ્યો. એ પત્ર દારોગાએ પોતાને હાથે લખેલો હોઈ તેમાં નીચે પ્રમાણે હકીકત હતી;—

'પ્રિય પિશાચપતિ !

ઘણા દિવસથી તમારી રાહ જોયા કરું છું; પરંતુ મુલાકાત થતી નથી તો હવે ક્યારે મુલાકાત થશે અને કેટલા દિવસમાં કામ પાર પડશે તે સ્પષ્ટતાથી જણાવશો.'

"એ પત્ર વાંચી અમે બન્નેએ એ સિપાહીને છોડી દેવાનો વિચાર કર્યો; કેમ કે તેની પાછળ પાછળ જવાથી પિશાચપતિ ક્યાં રહેશે તે જાણી શકાશે અને એ પ્રકાર જાણવામાં આવતાં ઘણું કાર્ય થઈ શકશે એમ અમે ધાર્યું.

"ઉપરોક્ત પત્ર અમે પાછો એ માણસના ખીસ્સામાં મૂકી દઈ તેને તકરારવાળી જગ્યાએ લઈ જઈને સુવાડયો. પછી તેને લખલખો સુંઘાડી થોડે દૂર છુપાઈ જઈ તેની શુદ્ધિમાં આવવાની રાહ જોવા લાગ્યા. એ વખતે અર્ધરાત્રિ વીતિ ગઈ હતી.

"શુદ્ધિમાં આવ્યા પછી એ માણસે વિસ્મિત અને આશ્ચર્યચકિત દૃષ્ટિથી થોડા સમય સુધી આમતેમ જોયું. ત્યાર પછી ઉઠી ઉભો થઈ તે માર્ગ કાપવા લાગ્યો. અમે પણ છુપાતા છુપાતા ચુપકીદીથી તેની પાછળ પાછળ જવા લાગ્યા.

પ્રભાતકાળના પ્રકાશનો પૂર્વાકાશમાં વિસ્તાર થવાની તૈયારી હતી એવામાં અમે એ માણસની પાછળ પાછળ એક ઘીચ જંગલમાં જઇ પહોંચ્યા. થોડા સમય સુધી જંગલમાં માર્ગ કાપીને એ માણસ એક પત્થરની શિલા ઉપર બેસી ગયો. એ માણસ થાકી ગયેલો હોઇ થોડા વખત માટે વિશ્રાન્તિ લેવાને ઇચ્છતો હોય એમ લાગતું હતું; પણ ખરી રીતે તેમ નહોતું. વિના વિલંબે આસપાસની ઝાડીમાંથી કેટલાક હથિયારબંધ માણસોએ આવી પહોંચી મ્હને તથા અર્જુનસિંહને ઘેરી લીધા. એ સર્વ માણસોના હાથમાં નગ્ન સમશેરો હોઇ તેમનાં મ્હોં બુરખામાં ઢંકાયલાં હતાં.

"લઢયા કર્યા સિવાય કેદી બની દુઃખ ભોગવવાની અમારી ઇચ્છા નહોતી. તેથી સ્ફુર્તિથી તલ્વાર મ્યાન બ્હાર ખેંચી કાઢી અમે એ બુરખાવાળાઓની સાથે લઢવા તૈયાર થઇ ગયા. એવામાં એ માણસોમાંનો એક પોતાનો બુરખો ઊંચો કરી દઇ મ્હારી પાસે આવ્યો. પ્રભાતકાળના ઉજ્વળ પ્રકાશમાં એ માણસનું મ્હોં નજરે પડતાં જ હું સમજી શક્યો કે એ પિશાચપતિ છે તથા અમારા બન્નેના તરફ જોઇ તે હસે છે!

"પિશાચપતિનું મ્હોં જોવામાં આવતાં જ હું અને અર્જુનસિંહ ચમકી ઉઠયા તથા મ્હારાથી તેમના નામનો સાહજિક જ ઉચ્ચાર થઇ ગયો. પછી જે માણસની પાછળ પાછળ અમે આ જંગલમાં આવ્યા હતા તેના ઉપર મ્હારી નજર પડી. મ્હેં એ માણસોને એ માણસની સાથે ઉભા રહી અમારા તરફ ઇશારો કરીને કાંઇ વાતચિત કરતા જોયા.

"મ્હેં પિશાચપતિના નામનો ઉચ્ચાર કર્યો એટલે પિશાચપતિએ હસીને કહ્યું, 'તમારી માન્યતા બરાબર છે. હું પિશાચપતિ

જ છું. હવે તમે તમારાં નામ કહેશો ?' મ્હેં કહ્યું, 'અમે બન્ને ગરીબ મુસાફર છીએ.' પિશાચપતિ હસીને બોલ્યો, 'તમારી માફક પિશાચપતિ પોતાનું સ્વરૂપ બદલી નાખતો નથી તથા તે તમારા જેવા વેશધારીઓને ઓળખી કાઢવામાં વિલંબ કરતો નથી.' મ્હેં પૂછ્યું, 'જો એમ જ હોય તો તમે જ કહો કે અમે કોણ છીએ ?' પિશાચપતિએ ઉત્તરમાં કહ્યું, 'જે દિલીપસિંહ અને અર્જુનસિંહને હું ઘણા દિવસથી શોધ્યા કરતો હતો તે જ તમે છો.' મ્હેં આશ્ચર્ય પામીને કહ્યું, 'ઠીક છે, જ્યારે તમે મ્હને ઓળખી શક્યા છો ત્યારે પછી મ્હારે શામાટે આત્મગોપન કરવું જોઇએ ? હવે કહો જોઇએ કે તમે શા માટે મ્હને શોધ્યા કરતા હતા ?' પિશાચપતિએ કહ્યું, 'આપને મળી આપની પાસે મ્હારા અપરાધોની ક્ષમા માગવાની મ્હારી ઇચ્છા હતી. ખુશામદ, પ્રાર્થના, કાલાવાલા કરી તમારા ચરણોમાં નમી પડી હું એમ કહેવાને ઇચ્છતો હતો કે, એક વખત મ્હને મ્હારા અપરાધની ક્ષમા આપો. ત્યાર પછી તમારી મરજી હોય તો તો તમે મ્હારું મસ્તક ધડથી જૂદું કરી નાખો.' હું બોલ્યો, 'તમારા અંતરમાં આવી ઇચ્છા ઉત્પન્ન થઇ એ આશ્ચર્યનો વિષય છે. તમે ખરાબ માર્ગે ચઢયા છો એ હવે તમારાથી સમજી શકાય છે કે ?' પિશાચપતિએ કહ્યું, 'જી હા. હું હવે સારી રીતે સમજી શક્યો છું કે, હું મ્હારા પગમાં જાણી જોઇને જ કુહાડી મારું છું.' મ્હેં કહ્યું, 'જો તમે તમારા અંતઃકરણપૂર્વક આમ કહેતા હો તો એ ઘણા આનન્દની વાત છે.' પિશાચપતિ બોલ્યો, 'હું જે કાંઇ કહું છું તે મ્હારા અંતઃકરણપૂર્વક જ કહું છું. મ્હને મ્હારાં ભૂતકાળનાં કાર્યો માટે હવે પુષ્કળ પશ્ચાત્તાપ થાય છે.' મ્હેં પૂછ્યું, 'શાં શાં કાર્યો માટે તમને પશ્ચાત્તાપ થાય છે એ કહો તો ખરા ?' પિશાચપતિએ કહ્યું, 'એ સંબંધી મ્હને

કૃપા કરીને કાંઈ પૂછશો નહિ. પગથી માથા સૂધી હું ગુન્હેગાર હોવાથી મ્હારા ગુન્હાઓ હું કેવી રીતે ગણી બતાવું ?' મ્હેં કહ્યું, 'ન ગણાવો તો ચિંતા નહિ; પણ કહો તો ખરા કે મ્હારી પાસે તમે ક્ષમા શામાટે માગો છો ? તમે મ્હારું કાંઇ બગાડ્યું નથી.' પિશાચપતિએ કહ્યું, 'આમ બોલી તમે તમારા અંતરના મહત્વનો પરિચય કરાવો છો. ખરી રીતે જોવા જતાં મ્હેં તમારો ઘણો ગંભીર ગુન્હો કર્યો છે. બીજા ગુન્હાઓ તો દૂર રહ્યા પણ મ્હેં તમારી નજર આગળ તમારા પુત્રને મારી નાખ્યો છે........' પિશાચપતિનું વાક્ય પૂર્ણ થતાં પહેલાં જ હું બોલી ઉઠ્યો, 'ના–ના, પિશાચપતિ! તમે ભૂલો છો. તમે મ્હારા નહિ પણ તમારા જ પુત્રને મારી નાખ્યો છે એ વાત તમે જાણતા હો એમ લાગતું નથી.' પિશાપતિએ ચમકી ઉઠી વ્યાકુળતાથી કહ્યું, 'આ તમે શું કહો છો ?' મ્હેં કહ્યું, 'હું જે કહું છું તે સાચું જ કહું છું. એ કાર્યમાં ભૂલથાપ ખાઇ તમે તમારા હાથે જ તમારા પુત્રને મારી નાખ્યો છે. એ વખતે તમારી પત્ની શાન્તાદેવી બીમાર થઇ મ્હારે ત્યાં આવી હતી તથા તમારા એ પૈશાચિક કાર્યને તેણે પોતાની નજરે જોયું હતું.' પિશાચપતિએ ગભરાઇ જઇને કહ્યું, 'ત્યારે શું હજી પણ મ્હારી સ્ત્રી તમારે ઘેર જ છે ?' મ્હેં ઉત્તર આપ્યો, 'ના, એ મરી ગઇ છે; કેમ કે બીમારીમાં તે પુત્રના વિયોગશોકને સહન કરી શકી નહિ.'

"થોડા સમય સૂધી ચુપકીદીથી કાંઇ વિચાર કર્યા પછી પિશાચપતિએ કહ્યું, 'ના–ના, મ્હને તો એમ લાગે છે કે, તમે પોતે જ મ્હારા પુત્રને મારી નાખી મ્હારા ઉપરનું તમારું વૈર વાળ્યું છે.' આ વખતે અર્જુનસિંહે કહ્યું, 'પિશાચપતિ! તમે દિલીપસિંહ ઉપર આ ખોટો આક્ષેપ મૂકો છો. તમે પોતે જ તમારા પુત્રને મારી નાખ્યો

છે એ પ્રકાર હું પણ સારી રીતે જાણું છું.' પિશાચપતિ બોલ્યા, 'જો મ્હેં જ મ્હારા પુત્રને મારી નાખ્યો હોય તો પણ હું દિલીપ-સિંહનો ગુન્હેગાર છું. મ્હારાથી બીજા પણ કેટલાક ગુન્હા થયા છે. સારું થયું કે, મ્હારી સ્ત્રી મરી ગઇ નહિ તો હું એની આગળ......' મ્હેં કહ્યું, 'પણ હરનામસિંહ અને નારંગીને ઇશ્વર કુશળ રાખે એવી જ મહાપ્રભુને મ્હારી અનન્યભાવથી પ્રાર્થના છે.' પિશાચપતિએ અંતરના ઉંડાણમાંથી એક નિશ્વાસ મૂકીને કહ્યું, 'બેશક, આ પિશાચપતિ ઘણો કમનસીબ છે.' 'મ્હેં કહ્યું, 'જો હજી પણ સમજી જઇને સન્માર્ગે ચાલશો તો કાળક્રમે અવશ્ય સુખી થઇ શકશો.' પિશાચપતિએ કહ્યું, 'તમારું કહેવું ખરું છે. હું હવે તમે કહેશો તે પ્રમાણે જ વર્તીશ. હવે જો મ્હને આજ્ઞા આપો તો જે માણસની પાછળ પાછળ તમે અહીં સુધી આવ્યા છો તેની સાથે હું થોડી વાતચિત કરી આવું ?'

"આમ કહી પિશાચપતિ એ માણસ પાસે ચાલ્યો ગયો; પણ તેના બુરખાવાળા સાથીઓ અમને ઘેરીને જ ઉભા રહ્યા. એ વખતે મ્હારા મનની સ્થિતિ અતિ વિચિત્ર હતી. પિશાચપતિની વાતચિતનો યથાર્થ હેતુ શો હતો તથા તેનું અંતિમ પરિણામ કેવું આવશે એ સંબંધી હું કાંઇ નિશ્ચય કરી શકતો નહોતો; આમ છતાં કોઇ પણ પ્રકારે પિશાચપતિને સન્માર્ગે લઇ જવાનો મ્હારો વિચાર હતો; પણ ખરી રીતે જોવા જતાં હું ઠગાયો.

"પેલા માણસ સાથે વાતચિત કરવામાં પિશાચપતિએ વિશેષ સમય ગૂમાવ્યો નહિ એને જલ્દી વિદાય કરી દઈ પુનઃ મ્હારી પાસે આવી તેમણે કહ્યું, 'કમબખ્ત દારોગો મ્હને છેતરવાનો પ્રપંચ કરે છે. તે મ્હારે હાથે જ મ્હારા મિત્રોને કેદ પકડાવવાને ઇચ્છે છે.' મ્હેં કહ્યું,

'દારોગો ઘણો શયતાન છે. એની જાળમાં ફસાશો તો તમારી બરબાદી થઇ જશે. અમે હવે વિદાય થવા ઇચ્છીએ છીએ તથા તમારા તરફની કેવી આશા રાખવી એ જાણવાની અમારી ઇચ્છા છે.' પિશાચપતિએ કહ્યું, 'મ્હારા તરફથી તમે હરેક પ્રકારની આશા રાખી શકો તેમ છો. તમે જેમ કહેશો તેમ જ હું કરીશ. વળી તમારી સાથે જ હું તમારે ત્યાં આવીશ.' મ્હેં કહ્યું, 'જો તમે એમ જ કરો તો મ્હારા આનંદનો પાર રહે નહિ.' પિશાચપતિએ કહ્યું, 'હું એમ જ કરીશ પણ પ્રથમ તમે કહો જોઇએ કે તમે મ્હારા અપરાધની મ્હને અંતઃકરણપૂર્વક ક્ષમા આપી છે કે નહિ?' મ્હેં કહ્યું, 'ઠીક, ત્યારે હમણાં તો તમે મ્હારા મુકામપર જ ચાલો.' મ્હેં પૂછ્યું, તમારો મુકામ કેટલે છેટે છે?' તેમણે કહ્યું, 'નજીકમાં જ છે. આપણે થોડા સમયમાં જ ત્યાં જઇ પહોંચીશું.' મ્હેં કહ્યું, 'ભલે ચાલો, પરંતુ પાછા ફરતી વખતે તમે અમારી સાથે આવવાનું કબૂલ કરો. તેમણે મ્હારું કહેવું કબૂલ કર્યું. પછી અમે તેમની પાછળ પાછળ જવા લાગ્યા.

"પિશાચપતિએ એ સ્થળે જ અમને કેમ કેદ ન કર્યા એવો વિચાર આપના સર્વના મનમાં ઉપજતો હશે; પરંતુ પિશાચપતિથી એમ થઇ શકે તેમ નહોતું. જો કે તેમની પાસે કેટલાક સિપાહીઓ અને નોકરો હાજર હતાં છતાં મ્હને તથા અર્જુનસિંહને ખુલ્લા મયદાનમાં એક સાથે કેદ કરવા એ કાર્ય પોતાની શક્તિ બ્હારનું છે એમ તેઓ સારી રીતે સમજતા હતા. વળી પોતાનો વાટવો અર્જુનસિંહે જ ચોરી લીધો છે એ વાતની પિશાચપતિને ત્યાં સુધી ખબર નહોતી. તે દિવસે અર્જુનસિંહે પોતાને મુખે જ એ વાત તેમને કહી ત્યારે તેઓ જાણી શક્યા.

"લગભગ એક ગાઉ સુધી અમે પિશાચપતિની પાછળ પાછળ ચાલ્યા ગયા. ત્યાર પછી બે પહાડની વચ્ચે આવેલી એક એકાન્ત જનશૂન્ય ઘાટીમાં અમે ઉપસ્થિત થયા. એ ઘાટીને રસ્તેથી અમે પિ-શાચપતિને મુકામે જઈ પહોંચ્યા. એ એક એવું સ્થાન હતું કે જ્યાં કોઈ મુસાફર આવી શકે જ નહિ. જે ખોહમાં પિશાચપતિનો મુકામ હતો એ ઘણી લાંબી તથા વીસ પચીસ માણસો રહી શકે એવી હતી. વળી પિશાચપતિ એટલા માણસોની સાથે જ ત્યાં રહેતા હતા,

"પિશાચપતિએ ત્યાં અમારી ઘણી ખાતર બરદાસ કરી તથા તેમણે વારંવાર ગદ્‌ગદ કંઠે મ્હારી પાસે ક્ષમા માગી. ખાવા પીવાની સઘળી વસ્તુઓ ત્યાં તૈયાર હતી. સંકેત થતાં પિશાચપતિના માણસોએ વિવિધ પ્રકારની ખાદ્ય સામગ્રી બનાવવા માંડી. કેટલાક માણસો ન્હાવા ધોવાનો સરસામાન યથાસ્થિત કરવા લાગ્યા.

"પિશાચપતિ સાથેની વાતચિતથી તથા તેમના વ્યવહારથી હું અને અર્જુનસિંહ ઘણા પ્રસન્ન થયા હતા, તેઓ હવે સન્માર્ગે આવશે એવી અમારા મનમાં આશા ઉપજી હતી. અમે સ્નાન સંધ્યાદિ કરી નિશ્ચિંત થયા ત્યાં સુધીમાં ભોજન પણ તૈયાર થઈ ગયું. કોઈ પણ પ્રકારની ચિંતા રાખ્યા સિવાય અમે ત્રણે જણાએ ભોજન કર્યું. ત્યાર પછી નિશ્ચિંતતાથી બેસીને અમે એક બીજાની સાથે વાતચિત કરવા લાગ્યા. પિશાચપતિએ કહ્યું, 'દિલીપસિંહ! મ્હારી સ્ત્રીનો દેહાંત થયો તથા મ્હારા હાથે એક ઘણું ખોટું કાર્ય થયું એ માટે મ્હને ઘણો અફસોસ થાય છે, મ્હેં કહ્યું, 'બેશક અફસોસ થાય એમ જ બન્યું છે; પરંતુ જે બનવાનું હતું તે બની ગયું છે. હવે તમે ઘેર આવી પ્રામાણિકતાથી સઘળું કામકાજ કરો.' પિશાચપતિએ કહ્યું, 'ઠીક છે, પણ મ્હને એમ થાય છે કે, હવે ઘેર જવાથી શો લાભ

છે ? મ્હારી પત્ની પરલોકવાસિની થઇ છે. હવે બીજી સ્ત્રી સાથે લગ્ન કરવાનો મ્હારો વિચાર નથી. આમ હોવાથી શું સુખ ભોગવવા માટે હું પાછો શહેરમાં આવીને વસું ?' 'તમારે હરનામસિંહ અને નારંગીનો વિચાર કરવાની જરૂર છે. વળી વિધુર પુરુષો શહેરમાં રહી પ્રામાણિકતાથી કાર્યવ્યવસાય નથી કરી શકતા કે ?' પિશાચપતિએ મ્હારા આ વાકયના ઉત્તરમાં કહ્યું, 'નારંગી અને હરનામસિંહ બાલક હોઇ તેમને ઘણા સારા સ્થળે આશ્રય મળ્યો છે. તે સિવાય માયાસુંદરી તેમને બન્નેને આવશ્યકીય સહાયતા કરે છે. આમ હોવાથી એમને માટે મ્હને કોઇ પણ પ્રકારની ચિંતા નથી. હવે હું તમારી બીજી વાતનો ઉત્તર આપું છું. હું હવે કોઇને મ્હારું મ્હોં બતાવી શકું તેમ નહિ હોવાથી શહેરમાં પ્રામાણિકતાથી રહીને હું શું કરી શકું તેમ છું ? દયારામવાળા બનાવે મ્હને બદનામ કર્યો હતો તેમાં આ બાળકનું ખૂન થવાથી એ બદનામીમાં વધારો થયો છે. હવે હું સારા માણસોમાં શું મ્હોં લઇને બેસી શકું તેમ છું ?' મ્હેં કહ્યું, 'અમારા જેવા બે ત્રણ માણસો સિવાય એ બન્ને બનાવોની બીજા કોઇને માહિતી નથી તથા અમે કદાપિ તમારું કાંઇ અનિષ્ટ કરીએ તેમ નથી.' પિશાચપતિએ શંકાશીલ ભાવથી કહ્યું, 'આજકાલ તમે મ્હારી સાથે દુશ્મનાવટ કરો છો તથા મ્હને દારોગાના પંઝામાં ફસાવવાનો પ્રયત્ન કરો છો તેથી તમારા આ શબ્દો ઉપર હું વિશ્વાસ મૂકી શકતો નથી. આવી સ્થિતિમાં મ્હારો ભેદ તમે બીજા કેટલાક માણસોને જણાવી દીધો હોય તો તે મ્હને સંભવિત લાગે છે.' હું બોલ્યો, 'ના—ના, પિશાચપતિ ! આ તમારી ગંભીર ભૂલ છે. મ્હેં તમારો ભેદ હજી સુધી કોઇને જણાવ્યો નથી તથા તમને દારોગાના પંઝામાં ફસાવવાની કલ્પના સુદ્ધાં મ્હેં મ્હારા મનમાં કદાપિ કરી નથી. જો

કે એ કાર્ય કરવા મ્હને દારોગાએ લખી જણાવ્યું હતું; પરંતુ એ ધુર્ત્ત બદમાશને ચાલાકીથી છેતર્યો છે. દારોગાએ પોતાને હાથે લખેલા પત્રો મ્હારી પાસે તૈયાર છે. ઘેર ગયા પછી એ પત્રો હું તમને બતાવીશ એટલે મ્હારા ઉપરનો તમારો સઘળો અવિશ્વાસ દૂર થઇ જશે.'

"આ વખતે મ્હને નશો ચઢતો હોય એમ લાગ્યું તથા મ્હારા મનમાં એક પ્રકારનો સંશય ઉપજ્યો. મ્હેં અર્જુનસિંહ તરફ ફરીને જોયું તો તેમની આંખો પણ લાલચોળ બની ગયેલી જોવામાં આવી. એ વખતે પિશાચપતિએ મ્હારી પાસેથી ઊઠી થોડે દૂર જઇ બેસીને કહ્યું, 'જ્યારે હું તમારે ઘેર જઇશ ત્યારે સઘળી તપાસ કરી મ્હારા મનનું સમાધાન કરીશ. હમણાં તો તમે મ્હારી શત્રુતા કરો છો એમ હું સાબિત કરી આપું તેમ છું. ?

"આમ કહી જે પત્રો મ્હેં દારોગાને લખ્યા હતા તે પોતાના ખીસ્સામાંથી બ્હાર કાઢી પિશાચપતિએ મ્હારા તરફ ફેંક્યા. દારોગા સાથે પિશાચપતિ સંબંધીનો પત્રવ્યહવાર મ્હેં શા હેતુથી કર્યો હતો. એ હું મહારાજશ્રીને જણાવી ચુકયો છું. ઉપરોક્ત પ્રસંગે દારોગાએ લખેલા પત્રો મ્હારી પાસે હાજર નહોતા નહિ તો એ પત્રો બતાવીને હું પિશાચપતિનો ભ્રમ અવશ્ય દૂર કરત. મ્હેં દારોગાને જે પત્રો લખ્યા હતા તે દારોગાએ પિશાચપતિને આપેલા હતા. અસ્તુઃ એ પત્રો જોઇને મ્હેં કહ્યું, 'હા—હા, આ પત્રો મ્હેં લખેલા છે એ હું સારી રીતે જાણું છું; પરંતુ આ પત્રો લખવામાં મ્હારો શો હેતુ હતો તેમ જ આ પત્રો લખીને મ્હેં શું કામ કર્યું છે એ તમને માલૂમ નથી. મ્હારા ઉપર દારોગાએ લખેલા જે પત્રો મ્હારે ઘેર પડ્યા છે તે તમે નહિ વાંચો ત્યાં સુધી તમારો ભ્રમ દૂર થનાર નથી.' પિશાચપતિ વિશેષ અવિશ્વાસથી બોલી ઊઠ્યા, 'બસ—બસ, હવે તમે

મ્હને વિશેષ છેતરવાનો વૃથા પ્રયત્ન ન કરશો. હવે પિશાચપતિ પાસે તમારી કોઇ પણ ચાલાકી ચાલી શકે તેમ નથી. ખરી બાત પૂછો તો તો મ્હારે કહેવું જોઇએ કે હું ઘણા દિવસથી તમારી શોધ કર્યા કરતો હતો. દૈવયોગે તમે પોતે જ મ્હારા પંઝામાં આવી ફસાયા છો. હવે મ્હારા પંઝામાંથી કોઇ પણ પ્રકારે તમારો છુટકારો થઇ શકે તેમ નથી. એ જંગલમાં હું તમને બન્નેને પકડી શકું તેમ નહિ હોવાથી ચાલાકીથી હું તમને અત્રે લઇ આવ્યો છું. ભોજનમાં બેશુદ્ધિની દવા ખવડાવી મ્હેં તમારી સઘળી શક્તિ હરી લીધી છે. હવે તમે મ્હને કાંઇ કરી શકો તેમ નથી. યાદ રાખજો કે, હવે તમને બન્નેને જહન્નમમાં મોકલી દેવામાં આવશે.'

"પિશાચનાં આ વાકયો સાંભળવામાં આવતાં અમને બન્નેને ઘણો ક્રોધ ચઢયો; પરંતુ અમારામાં ઊઠીને ઊભા થવા જેટલી પણ શક્તિ રહી નહોતી. અમારા ઉપર નશાની સંપૂર્ણ અસર થઇ હતી તથા અમારાં શરીર સર્વાંશે દુર્બળ બની ગયાં હતાં.

"થોડા વખત પછી અમે બન્ને જણા સર્વાંશે બેશુદ્ધ બની ગયા તથા અમને અમારા તનબદનની બિલકુલ શુદ્ધિ રહી નહિ. મ્હારી આંખો ઉઘડતાં અર્થાત્ શુદ્ધિમાં આવતાં મ્હેં મ્હને દારોગાના મકાનમાં કેદી થયેલો જોયો. એ વખતે મ્હારી સ્હામે દારોગો, વિજયપાલસિંહ, હરનામસિંહ અને બિહારીસિંહ બેઠેલા હતા. રાત્રિનો સમય હતો. મ્હારા હાથ પગ એક થાંભલા સાથે બાંધી લીધા હતા. અર્જુનસિંહ ક્યાં હતા તથા તેમને કેવું દુઃખ દેવામાં આવ્યું હતું એ હું જાણી શકયો નહિ.

"દારોગાએ મ્હને કહ્યું, 'દિલીપસિંહ! તમે મ્હને ફસાવવાને જાળ બિછાવેલી હોવા છતાં તમારું કાંઇ વળ્યું નથી!' મ્હેં પૂછ્યું,

'શી જાળ બિછાવી હતી ?' દારોગાએ કહ્યું, 'એ બધું કહી બતાવવાની જરૂર છે કે ? આ વખતે હું માત્ર એટલું જ કહું છું કે, તમારો શિષ્ય અમારી કેદમાં છે. વળી મ્હને ફસાવવા માટે તમે જે કાંઇ કર્યું હતું એ સંબંધીની સઘળી હકીકત હું એને મુખે સાંભળી ચુકયો છું. ગોપાલસિંહ સંબંધી મનોરમાના નામથી જે પત્ર બળાત્કારે મ્હારી પાસે લખાવવામાં આવ્યો હતો તે તમે મ્હને આપી દો. જો તમે એમ કરશો તો હું તમને તમારા અપરાધોની ક્ષમા આપીશ.' મ્હેં કહ્યું, 'તમે કયા પત્ર સંબંધી કહો છો એ હું સમજી શકતો નથી.' દારોગાએ ચ્હીડાઇને કહ્યું, 'ઠીક છે, હું પ્રથમથી જ જાણતો હતો કે લાત ખાધા સિવાય તમે નાકપર માંખ નહિ બેસવા દો. ઠીક છે, હવે હું તમારી કેવી દુર્દશા કરું છું તે જોજો !"

"આમ કહી દારોગાએ મ્હને સતાવવા માંડયો. એક મહિના સુધી મ્હને તેણે નિષ્ઠુરતાથી જે દુ:ખ દીધું છે તેનું વર્ણન નિર્જીવ શબ્દોથી હું કરી શકું તેમ નથી. એક મહિના પછી બેશુદ્ધ બનાવીને મ્હને તિલિસ્મીમાં પહોંચાડી દેવામાં આવ્યો. શુદ્ધિમાં આવ્યા પછી મ્હેં અર્જુનસિંહ અને ગિરજાકુમારને મ્હારી સ્હામે જોયા. મહારાજશ્રી ! મ્હારી કર્મકથા હવે પૂર્ણ થઇ છે."

દિલીપસિંહની કર્મકથા સાંભળી સર્વનાં મન અત્યંત દુઃખિત થયાં. સર્વ લાલચોળ આંખો કરી દારોગા અને વિજયપાલ તરફ ક્રોધયુક્ત દૃષ્ટિથી જોવા લાગ્યા. દરબાર બરખાસ્ત કરવાનો ઇશારો કરી મહારાજ ઊઠી ઊભા થયા. કેદીઓને જેલખાનામાં મોકલી સર્વ પોતપોતાને મુકામે ચાલ્યા ગયા.

# પ્રકરણ ૨૩ મું.

## કેદીઓનો ચુકાદો.

મધ્યરાત્રિ વીતિ ગઇ હતી. મહારાજ દેવીસિંહના વિશ્રામ-ભવનમાં રાણા વીરસિંહ, ગોપાલસિંહ, કુમાર ઇન્દ્રજીતસિંહ, આનન્દસિંહ, જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ, તેજ-સિંહ, તારાસિંહ, પિશાચપતિ અને ઇન્દ્રદેવ બેસીને અરસ્પરસ વાત-ચિત કરતા હતા. વૃદ્ધ મહારાજ દેવીસિંહ બિછાનામાં સૂતા હતા. તેમણે કહ્યું:–"દિલીપસિંહની કર્મકથા સાંભળી આપણે દારોગાની સઘળી દુષ્ટતા જાણી શકયા છીએ."

અજીતસિંહ:—બેશક એમજ છે. ખરું પૂછો તો ઇશ્વરે જ એ પાંચે કેદીઓનું રક્ષણ કર્યું છે; નહિ તો દારોગાએ જુલ્મ ગુજારવામાં સહજ પણ ન્યૂનતા રાખી નહોતી.

પિશાચ:—વળી દિલીપસિંહની કર્મકથા જાહિર થવાથી મ્હારે દરબારમાં વિશેષ લજ્જિત થવું પડયું છે; પણ હું શું કરું ? બદમાશ દારોગાએ દિલીપસિંહના પત્રો બતાવી મ્હને ઘણો ઉશ્કેર્યો હતો અને તેથી જ મ્હેં નહિ કરવા જેવાં કાર્યો ક્રોધાંધ બની જઇને કર્યાં હતાં.

જ્યોતિસિંહ:—એ વખત જ લુચ્ચાઇ અને છળપ્રપંચના દાવેનો હતો. પિશાચપતિ ! હવે તમે એ સઘળી ભૂતકાળની વાતોને ભૂલી જાઓ અને જે પ્રામાણિક માર્ગ તમે સ્વીકાર્યો છે એ જ માર્ગે ચાલ્યા કરો.

અજીત:—ત્યારે હવે કેદીઓ સંબંધીનો ફેંસલો કરી નાખવો જોઇએ; જેથી આવતા દરબારમાં તેમને એ ફેંસલો સંભળાવી શકાય.

દેવીસિંહે ગોપાલસિંહ તરફ જોઇને કહ્યું:—" કહો જોઇએ કે, તમારો શો વિચાર છે ? ક્યા ક્યા કેદીને શી શી શિક્ષા કરવી જોઇએ ?"

ગોપાલ:—આપ આપની ઇચ્છાનુસાર કેદીઓને શિક્ષા કરો. ફક્ત દારોગાને મ્હારે સ્વાધીન કરી તેને સજા કરવાનું કામ મ્હને સોંપવાની હું આપને નમ્રભાવથી પ્રાર્થના કરું છું.

દેવીસિંહ:—કેવળ દારોગો જ નહિ પણ બીજા જે જે તમારા કેદીઓ છે તેમને પણ તમારે સ્વાધીન કરવામાં આવશે.

ગોપાલ:—અને દિલીપસિંહ, અર્જુનસિંહ, ભરતસિંહ, હરદીન તથા ગિરજાકુમાર મ્હારા સહાયક હોવાથી તેમને મ્હને સોંપો. એમના સહવાસમાં મ્હારા દિવસો ઘણી ખુશીમાં પસાર થશે.

દેવીસિંહે અજીતસિંહના તરફ જોઇને કહ્યું:—"ભલે તેમ કરો."

અજીત:—બહુ સારું, આપ કેદીઓ સંબંધી જે આજ્ઞા કરશો તેની હું નોંધ કરું છું.

આમ કહી અજીતસિંહે લેખનસામગ્રી લઇ મહારાજની આજ્ઞાનુસાર નીચે પ્રમાણે ફેંસલો લખ્યો.

(૧) કમબખ્ત દારોગાને સજા ભોગવવા માટે રાણા ગોપાલસિંહને સ્વાધીન કરવો. રાણાજી તેમને યોગ્ય લાગે એવી સજા તેને કરશે.

(૨) શિખંડી ( દારોગાના કાકાનો છોકરો ), માયાપ્રસાદ, વિજયપાલ, હરનામસિંહ, બિહારીસિંહ, બહુરૂપી, હરનામસિંહની પુત્રી લીલા, મનોરમા, નાગર, બેગમ તથા તેની સખીઓ વગેરે કેદીઓ કે જેમનો જમાનીઆ સાથે સંબંધ છે તેમને સર્વને રાણા ગોપાલસિંહને સ્વાધીન કરવાં.

(૩) બેગમને ત્યાંથી મળી આવેલી જે સંપત્તિ કાશીરાજને ત્યાં મોકલવામાં આવી છે તે બલભદ્રસિંહજીને આપી દેવી.

(૪) શમશેરખાનની પુત્રી અને તેની સખીને સમશેરખાન પાસે મોકલી દેવી.

(૫) માયાસુંદરીને પૂછી ભીમસિંહને છોડી દેવો અને તેને પુનઃ કનકગઢની ગાદી ઉપર બેસાડવો.

(૬) કુબેરસિંહ, યારઅલ્લી, અજાયબસિંહ, ખુદાબક્ષ, બાકરઅલ્લી, ધર્મસિંહ, ગોવિંદસિંહ, ભગવાની, લલિતા, ધન્નુસિંહ તેમજ જે કેદીઓ પદ્માવતીના તળાવવાળા મકાનમાંથી મળી આવ્યાં હતાં તેમને સર્વને જીવનપર્યંત કેદખાનામાં રાખવાં.

(૭) આ ઉપરાંત બીજાં કેદીઓ હોય ( કૃષ્ણલાલ વગેરે ) તેમને પણ કેદખાનામાં મોકલી દેવાં.

(૮) દિલીપસિંહ, અર્જુનસિંહ, હરદીન, ભરતસિંહ અને ગિરજાકુમારને ગોપાલસિંહજી પાસે લઇ જવા તથા તેમને સર્વને ઘણી સારી રીતે રાખવાનો તેમણે બંદોબસ્ત કરવો.

કેદીઓ સંબંધી આવી રીતે આજ્ઞા આપી મહારાજ ચુપ થઇ ગયા તથા પુનઃ બીજી વાતચિત ચાલવા લાગી. થોડા વખત પછી દરબાર બરખાસ્ત થયો તથા સર્વ પોતપોતાને ઠેકાણે ચાલ્યાં ગયાં.

---

## પ્રકરણ ૨૪ મું.

### માયાવિની અને માધવીના મૃત્યુનો ખુલાસો.

યુવરાજ ઇન્દ્રજીતસિંહ એ ન્હાના દરબારમાંથી ઊઠી મહેલમાં ગયો તથા માયાસુંદરીના ઓરડામાં ઉપસ્થિત થયો. એ વખતે પદ્માવતી પણ એ ઓરડામાં હોઇ તે માયાસુંદરી સાથે હાસ્યવિનોદની વાતચિત કરતી હતી. યુવરાજને જોઇ

બન્ને જણીઓ ઊઠી ઊભી થઇ. પછી યુવરાજ હસતો હસતો આસનપર બેઠો એટલે માયાસુંદરી તેની સ્હામે બેઠી; પણ પદ્માવતી ઓરડાની બ્હાર ચાલી જવા લાગી. એ વખતે કુમારે તેને રોકીને કહ્યું:— "બેસો—બેસો, તમે ક્યાં ચાલ્યાં જાઓ છો ? આટલી બધી ઉતાવળ શા માટે કરો છો ?"

પદ્માવતીએ પણ બેસતાં બેસતા કહ્યું:—"વારું, બેસું છું: પણ આજે રાત્રે સૂઇ રહેવું નથી કે ?"

યુવરાજ:—એ વાત મ્હારા આવતાં પહેલાં નહોતી સૂઝી કે ?

માયાસુંદરી—આપને જોયા પછી સૂઇ રહેવાનું સૂઝયું છે.

માયાસુંદરીનું આ વાક્ય સાંભળવામાં આવતાં પદ્માવતી અને ઇન્દ્રજીતને હસવું આવ્યું. પદ્માવતીએ કહ્યું:—"દિલીપસિંહની કર્મકથાએ મ્હારાપર ઘણી અસર કરી છે. દુષ્ટોને મહારાજ શી શિક્ષા કરે છે એ જોવું જોઇએ. ખરું પૂછો તો દુષ્ટોને ઉચિત થઇ પડે એવી કોઇ શિક્ષા જ નથી."

ઇન્દ્રજીત:—તમે ખરું કહો છો. હમણાં હું મહારાજ પાસેથી જ ચાલ્યો આવું છું. ત્યાં એક અંગત માણસોનો ખાનગી દરબાર ભરાયો હતો તથા કેદીઓ સંબંધી વાતચિત ચાલતી હતી. અરે, એમ જ કહેવું જોઇએ કે ત્યાં બદમાશો સંબંધીના નિર્ણયની નોંધ કરવામાં આવતી હતી.

પદ્માવતીએ ઉત્કંઠાથી કહ્યું:—"ઠીક—ઠીક, હવે કહો તો ખરા કે, દારોગા અને વિજયપાલ માટે શી શિક્ષા ઠરાવવામાં આવી છે ?"

ઇન્દ્રજીત:—એમને શી શિક્ષા કરવી એનો નિશ્ચય રાણા ગોપાલસિંહજી કરશે; કેમ કે મહારાજશ્રીએ હમણાં એવી આજ્ઞા કરી છે કે, દારોગો, વિજયપાલ, હરનામ, શિખંડી, બિહારીસિંહ, મનોરમા,

નાગર વગેરે જે કેદીઓનો જમાનીઆ અને રાણા ગોપાલસિંહ સાથે સંબંધ છે તેમને સર્વને રાણા ગોપાલસિંહને સ્વાધીન કરવાં. રાણાજી પોતાને યોગ્ય લાગે એવી શિક્ષા એમને કરશે.

પદ્માવતી:—જે થયું છે તે સારું જ થયું છે. વડિલ મહારાજ શ્રી ઘણા દયાળુ હોવાથી કેદીઓને તેઓ ઉચિત શિક્ષા નહિ કરે એવી મ્હારી માન્યતા હતી; પરંતુ રાણા ગોપાલસિંહજી કેદીઓને વ્યાજબી શિક્ષા કરશે એમાં કાંઇ સંદેહ નથી.

ઇન્દ્રજીતે હસીને કહ્યું:—" ઠીક, હવે કહો જોઇએ કે, સઘળા કેદીઓને સજા કરવાનું કામ તમને સોંપવામાં આવ્યું હોત તો તમે તેમને કેવી સજા કરત ? "

પદ્માવતીએ સહજ વિચાર કરીને કહ્યું:—" પ્રથમ તો એમના સર્વના હાથ પગ કપાવી નાખત. પછી એમના જખ્મોને આરામ થાત એટલે એમને લોખંડનાં મ્હોટાં પિંજરાંઓમાં પુરીને જે સ્થળે ચાર રસ્તા એકઠા થાય છે એ સ્થળે એ પિંજરા રખાવી શહેરમાં એવો ઢંઢેરો ફેરવત કે, જેટલાં માણસો એ સ્થળેથી આવજા કરે તેમણે એ સર્વ કેદીઓના મ્હોં ઉપર થુંકવું. "

ઇન્દ્રજીતે સ્મિતમુખે કહ્યું:—" વાહ! તમે શિક્ષા તો ઘણી ઉત્તમ શોધી કાઢી છે. હવે તમે કેદીઓની એવી શિક્ષા કરવાની રાણા ગોપાલસિંહજીને સૂચના કરજો. "

પદ્માવતી:—અવશ્ય કરીશ. હવે કહો જોઇએ કે કૃષ્ણલાલ માટે શી આજ્ઞા થઈ છે ?

ઇન્દ્રજીત:—એને જીવનપર્યંત કેદખાનામાં રાખવાની આજ્ઞા થઇ છે. બીજા બધા કેદીઓ માટે પણ મહારાજશ્રીએ એવી જ આજ્ઞા આજ્ઞા કરી છે.

માયાસુંદરીઃ-ભીમસિંહ માટે પણ વડિલ મહારાજશ્રીએ એવી જ આજ્ઞા કરી હશે ?

ઇન્દ્રજીતઃ—ના, એને માટે બીજી આજ્ઞા થઇ છે.

માયાસુંદરીઃ—શી ?

ઇન્દ્રજીતઃ—એ તમારો ભાઇ હોવાથી તમને પૂછીને એને છૂટો કરવાની તથા કનકગઢની ગાદી ઉપર બેસાડવાની આજ્ઞા થઇ છે.

માયાસુંદરીઃ—જ્યારે છૂટો કરવાની આજ્ઞા થઇ છે ત્યારે મ્હને પૂછવાનું શું હતું ?

ઇન્દ્રજીતઃ—એ જ કે એને છૂટો થયેલો જોવાની તમારી ઇચ્છા ન હોય તો કેદમાં જ રાખવામાં આવે.

માયાસુંદરીઃ—પોતાના ભાઇને જીવનપર્યંત કેદમાં રહેલો જોવાની કોઇ પણ બ્હેનની ઇચ્છા હોય ખરી કે ? છતાં એ છૂટો થયા પછી આપની સાથે પુનઃ શત્રુતા કરશે કે કેમ એ સંબંધી હું કાંઇ કહી શકતી નથી.

ઇન્દ્રજીતઃ—એ ફરીથી લુચ્ચાઇ કરશે તો જોઇ લેવાશે.

પદ્માવતીઃ—ખરી રીતે જોવા જતાં એ કિશોરી કાકીનો કેદી છે. શિકાર પ્રસંગે તેમણે જ્યારે એને કેદ કર્યો હતો ત્યારે ફરીથી દુશ્મની નહિ કરવાના તેની પાસે સોગંદ ખવડાવ્યા હતા. આમ હોવાથી. એના સંબંધી શું કરવું એ કિશોરી કાકીને પૂછવાની જરૂર હતી.

ઇન્દ્રજીતઃ—તમારું કહેવું ખરું છે; પરંતુ મ્હારા માનવા પ્રમાણે તે હવે આપણી સાથે શત્રુતા કરશે નહિ. ( માયાસુંદરી તરફ જોઇને ) જો તમે કહેતાં હો તો હું એને તમારી પાસે બોલાવું ? તમારે તેની સાથે જે વાતચિત કરવી હોય તે કરી લ્યો.

માયાસુંદરીઃ—ના-ના, સ્વપ્નમાં પણ એનું મ્હોં જોવાની મ્હારી ઇચ્છા નથી. એના નસીબમાં જેમ થવાનું હોય તેમ ભલે થાય.

ઇન્દ્રજીતઃ—છેવટે એને છૂટો કરવા સંબંધી તમને પૂછવામાં આવશે તો તમે શું કહેશો?

માયાસુંદરી પદ્માવતી તરફ જોઇને હસીને બોલીઃ-"હું તો એમ જ કહી દઇશ કે મ્હારે બદલે કિશોરી કાકીને પૂછો; કેમ કે એ એમનો કેદી છે."

ઇન્દ્રજીતઃ—ઠીક, એ વાતને જવા દો. (પદ્માવતી તરફ જોઇને) જમાનીઆના તિલિસ્મીમાં માયાવિની અને માધવીનું મૃત્યુ કેવી રીતે નિપજ્યું એ હજી સુધી હું જાણી શક્યો નથી. એ બન્ને પોતાને હાથે મરી ગઇ કે રાણા ગોપાલસિંહે એમને મારી નાખી?

પદ્માવથીઃ—એની ખરી હકીકત હું પણ જાણુતી નથી. એ વાત મ્હેં બે વખત રાણાજીને પૂછી હતી; પરંતુ તેમણે બન્ને વખતે વાતને ઉડાવી દીધી હતી.

ઇન્દ્રજીતઃ—મ્હેં પણ એક વખતે એ વાત તેમને પૂછી હતી ત્યારે 'ભવિષ્યમાં કોઇ વખતે કહીશ.' એવો ઉત્તર તેમણે આપ્યો હતો.

માયાસુંદરીઃ—લક્ષ્મીદેવી બ્હેન એ વાત અવસ્ય જાણુતાં હશે.

પદ્માવતીઃ—ખરું છે. એમણે એ વાત રાણાજીને ભૂલાવામાં નાખીને જરૂર પૂછી લીધી હશે. હમણાં તેઓ પોતાના શયનગૃહમાં ન હોત તો હું તેમને બોલાવી લાવ્યા સિવાય રહેત નહિ.

ઇન્દ્રજીતઃ—આજે તો તેઓ એકલાં જ પોતાના વિશ્રામગૃહમાં બેઠાં હશે. હમણાં રાણા ગોપાલસિંહ ઇન્દ્રદેવની સાથે બ્હાર ગયા છે. મ્હને એમ કહી ગયા છે કે, કાલે એક પ્રહર દિવસ ચઢતાં સુધીમાં તેઓ પાછા આવશે.

પદ્માવતીઃ—ત્યારે જો આજ્ઞા આપતા હો તો હું લક્ષ્મીદેવીને બોલાવી લાવું?

ઇન્દ્રજીતઃ—ભલે, બોલાવી લાવો.

પદ્માવતી ઊઠીને ચાલી ગઇ. તથા થોડા વખતમાં જ લક્ષ્મીદેવીને બોલાવી લાવી. લક્ષ્મીદેવીએ ઇન્દ્રજીત તરફ જોઇ હસતાં હસતાં પૂછ્યુંઃ-" આવા રાત્રિના સમયે મ્હને કેમ યાદ કરવી પડી છે?"

ઇન્દ્રજીતઃ—તમે એકલાં ઉદાસ બની જઇને બેઠાં હશો તેથી તમારા દિલને બહેલાવવાની ઇચ્છાથી મ્હેં તમને અત્રે બોલાવ્યાં છે.

લક્ષ્મીદેવીએ હસીને કહ્યું:-" વાહ ! આપની મ્હારા ઉપર ઘણી કૃપા રહેતી હોય એમ લાગે છે. ( બેસીને ) તમારી કોઇ તકરારનો નિકાલ કરાવવાના હેતુથી તો મ્હને નથી બોલાવવામાં આવીને ?"

ઇન્દ્રજીતઃ—ના–ના, એવું કાંઇ નથી. માયાવિની અને માધવીના મૃત્યુ સંબંધી અમારી વચ્ચે વાતચિત ચાલતી હતી; કેમ કે એ બન્ને જણીઓના મૃત્યુનું કારણ કોઇ જાણતું નથી. વળી રાણાજીને એ વાત પૂછવામાં આવતાં તેમણે તેનો ઉત્તર નહિ આપતાં વાતને ઉડાવી દીધી છે. આમ હોવાથી જ હમણાં તમને તકલીફ આપવામાં આવી છે. તમે એ વાત રાણાજીને જરૂર પૂછી લીધી હશે એવો મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે.

લક્ષ્મીદેવીઃ—છે તો એમ જ. મ્હેં ઘણી હઠ કરીને એ વાત એમની પાસેથી સાંભળી લીધી છે; પણ એ વાત સાંભળ્યા પછી મ્હારા મનમાં ઘૃણા ઉપજી છે. જે કોઇ એ વાત સાંભળે તેના મનમાં ઘૃણા ઉપજે તેમ હોવાથી જ રાણાજી વાતને ઉડાવી દેતા હશે!

ઇન્દ્રજીતઃ—પણ તમે એ વાત અમને કહો તો ખરાં.

લક્ષ્મીઃ—માધવીને તો રાણાજીએ મારી નથી; પરંતુ માયાવિ-

નીને તેમણે જ મારી છે. વળી જે બેઇજ્જતી અને દુઃખથી તેમણે તેને મારી નાખી છે તે જાણવામાં આવતાં રૂંવાં ખડાં થઇ જાય છે. જો કે માધવીને તેમણે કાંઇ કહ્યું નહોતું; પરંતુ તે પોતાની નજર આગળ માયાવિની ઉપર ગુજરતો જુલ્મ જોઇ શકી નહિ. એ જુલ્મ જોઇ તે ભયથી બેશુદ્ધ બની ગઇ. એ વાતમાં સાંભળવા જેવું કાંઇ નથી. મ્હને તે કહેતાં ઘણી ઘૃણા ઉપજે છે.

ઇન્દ્રજીતઃ—બસ–બસ, હું સમજી ગયો છું. એ વિષયની વિશેષ હકીકત સાંભળવાની હવે મ્હારી ઇચ્છા નથી. એ બન્ને જણીઓનું મૃત્યુ કોઇ અદ્‌ભુત બનાવથી બન્યું છે કે કેમ એટલું જ જાણવાને હું ઇચ્છતો હતો.

લક્ષ્મીઃ—ના, એવું કાંઇ બન્યું નથી. ઠીક, હવે કહો જોઇએ કે કાલે કેદીઓ સંબંધી શું કરવામાં આવનાર છે? દિલીપસિંહની કર્મકથા તો સમાપ્ત થઇ ગઇ છે. હવે કોઇ જાણવા જેવી હકીકત રહી હોય એમ લાગતું નથી.

ઇન્દ્રજીતઃ—કેદીઓનો ફેંસલો તો હવે અપાઇ ગયો છે. મહારાજશ્રીએ એમના સંબંધી હુકમો પણ લખાવી દીધા છે જે કાલે કે પરમ દિવસે દરબારમાં સંભળાવવામાં આવશે.

લક્ષ્મીઃ—મહારાજશ્રીએ કોને કોને માટે શા શા હુકમ કર્યા છે?

આના ઉત્તરમાં ઇન્દ્રજીતે સઘળી હકીકત લક્ષ્મીદેવીને કહી સંભળાવી. એ હકીકત સાંભળી રહ્યા પછી લક્ષ્મીદેવીએ કહ્યું:–" ઘણો સારો નિકાલ કરવામાં આવ્યો છે."

માયાસુંદરીએ હસતાં હસતાં કહ્યું:–" તમારાં દુશ્મનોને તમારા કબ્જામાં સોંપવામાં આવેલાં હોવાથી હવે તમે બરાબર બદલો લઇ શકશો!"

લક્ષ્મીદેવીઃ—બેશક (ઇન્દ્રજીત તરફ જોઇને) પિશાચપતિએ પોતાની જીવનકથા લખીને મહારાજશ્રીને આપી છે કે નહિ?

ઇન્દ્રજીતઃ—આજે આપનાર છે.

લક્ષ્મીઃ—જે તિલિસ્મીમાં લોકો હસતા હસતા કૂદી પડે છે એનો તમાશો અમને ક્યારે બતાવવામાં આવશે?

ઇન્દ્રજીતઃ—કાલે કે પરમ દિવસે એ તિલિસ્મીનો સઘળો ભેદ સર્વના જાણવામાં આવશે.

લક્ષ્મીઃ—ઠીક, આપના ભાઇસાહેબ (રાણા ગોપાલસિંહ) ક્યાં ગયા છે તે કહો જોઇએ?

માયાસુંદરીએ હસીને કહ્યુંઃ—"છેવટે પણ એ વાત પૂછ્યા વિના ન રહેવાયું કે?!"

એવામાં બ્હારથી એવો અવાજ આવ્યો કે, "શા માટે તેઓ એ વાત ન પૂછે? તેઓ પોતાની વસ્તુની જ સંભાળ રાખે છે–બીજાની વસ્તુ કાંઇ છીનવી લેતાં નથી. ઘણા દિવસ પછી ગુમ થયેલી વસ્તુ જ્યારે પુનઃ પ્રાપ્ત થાય છે ત્યારે કારણ વિના પણ પુનઃ તે ગૂમ થઇ જવાનો ભય રહે છે. આમ હોવાથી રાણાજીની વાત પૂછી તેમણે શું ખોટું કર્યું છે?"

આ અવાજ સાંભળવામાં આવતાંની સાથે જ સર્વની નજર નારંગી ઉપર પડી. તે હસતી હસતી ઓરડામાં આવતી હતી. માયા-સુંદરીએ તેના તરફ જોઇ હસતાં હસતાં કહ્યું, "વગર પૈસે વકિલાત કરવા અહીં તને કોણે બોલાવી હતી?"

નારંગીએ પણ હાસ્ય મુખે કહ્યું, "બોલાવે કોણ? આ રસ્તો મ્હારાથી અજાણ્યો છે કે? તમે સર્વ મધ્યરાત્રિના સમયે આટલી બધી ગરબડ કેમ કરતાં હતાં?"

પદ્માવતીએ વિનોદભાવથી હાથ જોડીને કહ્યું:–" અમારી ગરબડથી આપની નિદ્રાનો ભંગ થશે અને પછી સાદી પલંગડી ઉપર આપનાથી સૂઇ રહી શકાશે નહિ એવી અમને ખબર નહોતી."

કુમારઃ—એમ કેમ નથી કહેતી કે એકલીને ગમતું નહિ હોવાથી સોબતીની શોધ કરતી હતી ? !

નારંગીઃ—જી હા, હું આપને જ શોધ્યા કરતી હતી!

ઇન્દ્રજીતઃ—ઠીક, અહીં આવીને બેસ અને એમ સમજ કે તને હું મળી ગયો છું.

નારંગીએ બેસીને માયાસુંદરીને કહ્યું:—" આજે તમને કોઇ આરામ નહિ લેવા દે. ( કુમાર તરફ જોઇને ) હવે કેદીઓને ક્યારે સજા કરવામાં આવશે ?"

ઇન્દ્રજીતઃ—કેદીઓનો નિકાલ થઇ ગયો છે. તેમનામાંથી કોઇને તમને પસંદ પડે એવી સજા નહિ કરવામાં આવે.

કુમાર ઇન્દ્રજીતે નારંગીને પણ કેદીઓ સંબંધીની સઘળી હકીકત કહી સંભળાવી.

નારંગીઃ—હું જરૂર લક્ષ્મીદેવી બ્હેનની સાથે જમાનીઆ જઇને મ્હારી નજરે દારોગા વગેરેની દુર્દશા જોઇશ.

થોડા સમય સુધી આવી વાત ચાલ્યા કરી. પછી લક્ષ્મીદેવી, પદ્માવતી અને નારંગી પોતપોતાને ઠેકાણે ચાલી ગઇ.



# પ્રકરણ ૨૫ મું.

## તિલિસ્મી ઇમારતનો ભેદ.

પ્રભાતકાળના પ્રકાશનો ગગનપટપર વિસ્તાર થતો હતો. દક્ષિણનો શીતળ વાયુ સ્વચ્છંદતાથી વિહરતો હતો. આ સમયે પિશાચપતિ અને લક્ષ્મણસિંહ એક બીજાનો હાથ પકડી જંગલની એક બાજૂએ આવેલા મયદાનમાં ફરતા હતા તથા ધીમે ધીમે હાસ્યવિનોદની વાર્તાચિત કરતા હતા. લક્ષ્મણસિંહે કહ્યુઃ-"પિશાચપતિ! હું હમણાં તમને ઘણી ખુશાની એક નવી વાત કહી સંભળાવું છું."

પિશાચઃ—એવી તે શી વાત છે ?

લક્ષ્મણઃ—ફાયદો થાય એવી વાત છે. જો તમે પ્રયત્ન કરશો તો લાખ બે લાખ રૂપિયા સહેલાઇથી મેળવી શકશો.

પિશાચઃ—એવો તે શો ઉદ્યોગ છે કે જે કરવાથી આજે જ લાખ બે લાખ રૂપિયા મળે તેમ છે ? વળી એ પ્રકાર તમે જાણતા હોવા છતાં એ રકમ મેળવવાનો પ્રયત્ન તમે પોતે જ કેમ કરતા નથી ?

લક્ષ્મણઃ—હું પણ અવશ્ય પ્રયત્ન કરીશ છતાં જેની મરજી પડે તે એ રકમ મેળવી શકે એવું એ સહેલું કાર્ય નથી. જેનું નસીબ પ્રસન્ન હશે તથા જેની બુદ્ધિશક્તિ કામ કરી શકશે તે જ એ રકમ મેળવી શકશે. હું સારી રીતે જાણું છું કે, અમારા કરતાં તમારી બુદ્ધિશક્તિ ઘણી વિચક્ષણ છે તથા તમે ઘણા દૂરદર્શી છો. આમ હોવાથી જ જો તમે પ્રયત્ન કરશો તો લાખ બે લાખ રૂપિયા મેળવી શકશો એમ હું કહું છું. જો કે અમે અમીર જેવી જ સ્થિતિમાં

છીએ તથા દ્રવ્યસંપત્તિનો અમને બિલકુલ અભાવ નથી; છતાં પણ આ રકમ કાંઇ થોડી નથી. તદુપરાંત હરિફાઇમાં વિજય મેળવવાથી આત્મા પ્રસન્ન થાય તેમ છે.

પિશાચઃ—પણ શું કરવાથી એ રકમ મળે તેમ છે એ કહો તો ખરા ?

લક્ષ્મણઃ—પેલું જે તિલિસ્મી મકાન બનાવવામાં આવ્યું છે, કે જેની અંદર લોકો હસતા હસતા કૂદી પડે છે એના સંબંધી મહારાજશ્રીએ ગઇ રાત્રે એવી આજ્ઞા કરી છે કે, 'સઘળા સાધારણ લોકો તો એ તિલિસ્મી ઉપર ચઢી ચુકયા છે; છતાં કોઇ ઇનામ મેળવવા ભાગ્યશાળી થયું નથી. હવે કાલે આપણા બહુરૂપીઓએ એ તિલિસ્મી ઉપર ચઢી પોતાની બુદ્ધિશક્તિનો પરિચય કરાવવો. તેમને માટે ઇનામની રકમ પણ બમણી કરવામાં આવે છે; પરંતુ એ કામમાં અજીતસિંહજી, જ્યોતિસિંહ, તેજસિંહ અને તારાસિંહે ભાગ લેવાનો નથી.'

પિશાચઃ—વાહ ! બહુ સારી વાત છે. ઘણા દિવસથી એ તિલિસ્મી ઇમારત ઉપર ચઢી તેનો ભેદ જાણવાની મ્હારી ઇચ્છા હતી; પરંતુ મહારાજશ્રીની આજ્ઞા સિવાય હું મ્હારી એ ઇચ્છા પૂર્ણ કરી શકતો નહોતો. ઠીક, હવે અજીતસિંહજી વગેરેએ એ કામમાં ભાગ લેવો નહિ એવી આજ્ઞા મહારાજશ્રીએ શા કારણથી કરી છે ?

લક્ષ્મણઃ—એ ચાર જણ એ વિષયનો ભેદ જાણતા હોવાથી જ મહારાજશ્રીએ એવી આજ્ઞા કરી છે.

પિશાચઃ—જો એમ જ હોય તો તમે પણ એ વિષયનો થોડો ઘણો ભેદ જાણતા હશો; કેમ કે તમે એક વખત એવા મકાનમાં જઇ ચુકેલા છો. એ પ્રસંગે તેજસિંહ પણ તમારી સાથે હતા.

લક્ષ્મણઃ—ખરું છે; પણ એથી અસલ ભેદ જાણી શકાય એવો

સંભવ છે કે? વળી એ જો સંભવિત હોય તો આ જલસામાં હજારો લોકો એ ઇમારતમાં જઇ ચુક્યા છે તથા બીજી વખત કોઇને જવું હોય તો તેમ કરવાનો પણ પ્રતિબંધ નહોતો. આમ છતાં કોઇને એ ભેદ સમજાયો નથી.

પિશાચઃ—ત્યારે એમાં છે શું?

લક્ષ્મણઃ—એ હું જાણતો નથી. બે ત્રણ દિવસ પછી એ ભેદ પણ જણાશે.

પિશાચઃ—પહેલાં એક વખત તમે જ્યારે એવા મકાનમાં કૂદી પડયા હતા ત્યારે એમાં શું જોયું હતું? વળી હસવાની શી જરૂર હતી?

લક્ષ્મણઃ—એ વખતે જે કાંઇ બન્યું હતું તે હું તમને કહી સંભળાવું છું; કેમ કે હવે એ હકીકત કહેવામાં કાંઇ અડચણ નથી. હું કમંદ લગાવીને જ્યારે એ મકાનની દિવાલ ઉપર ચઢયો ત્યારે દિવાલ ઘણી પહોળી માલૂમ પડી. આમ હોવાથી દિવાલની છેક ઉપર ગયા સિવાય બીજી તરફની કોઇ વસ્તુ જોઇ શકાય તેમ નહોતું. છેવટે લાચાર બની જઇ દિવાલ ઉપર ચઢી જઇ નીચો વળી હું પેલી તરફ જોવા લાગ્યો. અંદરની જમીન ચાર પાંચ હાથ જેટલી નીચી હતી તથા એ મકાનની છત જેવી જણાતી હતી. આ સમયે હું અટકળથી એમ કહી શકી છું કે, એ દિવાલ નહિ પણ કપડાનો ચંદરવો તાણેલો હતો. વળી એમાંથી એક પ્રકારની વરાળ કિંવા બાષ્પ નીકળતી હતી. તેથી મન ઉપર નશા જેવી અસર થતી હતી અને પુષ્કળ હસવાની ઇચ્છા થવા છતાં બન્ને પગ ધીમે ધીમે ઘણા દુર્બળ બની જતા હતા......

પિશાચપતિ વચ્ચે જ બોલી ઉઠયોઃ—" ઠીક, હવે કહો જોઇએ કે, નીચા વળીને અંદર જોતાં પહેલાં મન ઉપર નશા જેવું કાંઇ લા-

ગતું હતું કે નહિ ?"

લક્ષ્મણઃ—ક્યારે ? દિવાલપર ચઢયા પછી કે ?

પિશાચઃ—હા, દિવાલપર ચઢયા પછી નીચા વળી અંદર જોતાં પહેલાં ?

લક્ષ્મણસિંહે ક્ષણુ કાળ સુધી વિચાર કરી ઉત્તરમાં કહ્યુંઃ—"નશો તો નહિ પણ દુર્બળતા જરૂર જણાતી હતી."

પિશાચઃ—ઠીક પછી ?

લક્ષ્મણઃ—અંદરની છત ઉપર માયાસુંદરીને હાથમાં ચાબુક લઇ ઉભી રહેલી મ્હેં જોઇ. તેની રહામે કેટલાક બળવાન માણસો ઉભેલા હોઇ તેઓ માયાસુંદરીને પકડીને બાંધવાની ઇચ્છા રાખતા હતા; છતાં માયાસુંદરી કોઇના કાબૂમાં આવતી નહોતી. પેલા માણસો જેમ જેમ આગળ આવતા હતા તેમ તેમ ચાબુકના ફટકા મારી માયાસુંદરી તેમને પાછા વાળતી હતી. આવી સ્થિતિમાં એ માણસોની સ્થિતિ જોઇ હસવું રોકી શકાતું નહોતું. વળી પેલી બાષ્પથી ઉત્પન્ન થયેલો નશો હાસ્યના વેગને પ્રબળ બનાવી દેતો હતો. પગમાં પાછા ફરવાની શક્તિ નહોતી; પણ પેલી તરફની જમીન વિશેષ નીચી નહિ હોવાથી તથા માયાસુંદરીનું રક્ષણ કરવાની પણ જરૂર હોવાથી એ તરફ કૂદી પડવામાં હરકત લાગતી નહોતી. અસ્તુઃ હું પેલી બાજૂએ કૂદી પડયો અરે એમજ કહોને કે ઢળી પડયો. ત્યાર પછી મ્હને મ્હારા તન બદનની બિલ્કુલ શુદ્ધિ રહી નહિ. પછી શું થયું એ હું જાણુતો નથી. શુદ્ધિમાં આવ્યા પછી મ્હેં મ્હને પોતાને કેદખાનામાં જોયો.

પિશાચઃ—ત્યારે એ કામ કરીને તમે શો સાર કાઢયો ?

લક્ષ્મણઃ—કાંઇ જ નહિ. મ્હને એમ લાગે છે કે, કોઇ પ્રકારની દવાના નશાથી એ ઇમારત ઉપર ચઢનાર માણુસનું મગજ ખરાબ થઇ જાય છે.

પિશાચઃ-કેવળ એટલું જ નથી. તમારી વાત સાંભળી એ સંબંધી મ્હેં વિશેષ વિચાર કર્યો છે. હશે કાંઇ ચિંતા નહિ-કાલે જોઇ લેવાશે. બનતા સૂધી તો હું એ તિલિસ્મી ઇમારત ઉપર ચઢીને જરૂર પાછો ઉતરી શકીશ. જેવો દેખાવ તમે જોયો હતો તેવો જ દેખાવ ઇમારતપર ચઢેલા બીજા માણસોએ જોયો હશે. તમે માયા-સુંદરીને જોયાં છે અને બીજા લોકોએ કોઇ બીજી સ્ત્રીને જોઇ હશે; છતાં એ એક જ પ્રકારનો દેખાવ છે.

આવા પ્રકારની વાતચિત કરતાં કરતાં બન્ને બહુરૂપીઓએ થોડા સમય સુધી પ્રભાતકાળના શીતળ વાયુનું સેવન કર્યું. પછી તેઓ જ્યારે ઘર તરફ પાછા ફરી મહારાજ પાસે ઉપસ્થિત થયા ત્યારે તેમણે એમ સાંભળ્યું કે, બહુરૂપીઓ પેલી તિલિસ્મી ઇમારત ઉપર ચઢવાની તૈયારી કરી રહ્યા છે.

બે કલાક જેટલો દિવસ ચઢ્યો હતો. મહારાજ દેવીસિંહ, વીર-સિંહ, ગોપાલસિંહ, ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ વગેરે બારીઓ નજીક બેસી જે તિલિસ્મી ઇમારતમાં માણસો હસતા હસતા કૂદી પડતા હતા એ ઇમારત તરફ જોઇ રહ્યા હતા. એ મકાનની નીચે ઘણી ખુરસીઓ રાખવામાં આવી હતી. તેના ઉપર આપણા બહુરૂ-પીઓ અને બીજા કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો બેઠેલા હતા. બહુરૂપીઓ એ તિલિસ્મી ઇમારત ઉપર ચઢીને તેમની બુદ્ધિશક્તિનો કેવો પરિ-ચય કરાવે છે એ જાણવા સર્વ અધીરા બની ગયા હતા.

બીજા બહુરૂપીઓનો પોષાક સામાન્ય પ્રકારનો હતો; પરંતુ આ સમયે પિશાચપતિએ અદ્દ્ભુત પોષાક પહેરેલો હતો. મ્હોં સિવાય તેના શરીરનો કોઇ પણ ભાગ ખુલ્લો નહોતો. તેણે ઘણો મ્હોટો

પાયજામો પહેર્યો હતો. શરીરપર અંગરખાને બદલે ગોદડી જેવું રૂનું ભરેલું મ્હોટું પહેરણ પહેર્યું હતું. માથે કાળો ફેંટો બાંધ્યો હતો. તેનો પાછળનો છેડો પીઠપર થઇ છેક પગ સૂધી લટકતો હતો. તેની હાથની આંગળીઓ પણ પહેરણમાં ઢંકાઇ ગઇ હતી. પગમાંના જોડા પણ વિચિત્ર પ્રકારના હતા. સર્વને એમ જ લાગતું હતું કે પિશાચપતિએ મશ્કરાપણાને લીધે જ એવો પોષાક પહેર્યો છે.

સર્વથી પ્રથમ કપટશંકર એ મકાનની દિવાલ ઉપર ચઢ્યો તથા પેલી તરફ નીચો વળી જોવા લાગ્યો; પરંતુ પાંચ સાત ક્ષણથી વિશેષ સમય સૂધી તે સ્થિર રહી શક્યો નહિ. પછી તે હસતો હસતો ઇમારતની અંદર કૂદી પડ્યો.

ત્યાર પછી બદ્રીનાથ, અઘોરનાથ અને ભૈરવનાથે પ્રયત્ન કર્યો પણ તેઓ ઉપરથી પાછા નીચે આવી શક્યા નહિ. તેઓ કપટશંકરની માફક હસતા હસતા પેલી તરફ કૂદી પડ્યા.

ત્યાર પછી બીજા બહુરૂપીઓએ મહેનત કરી પણ કોઇને સફળતા મળી નહિ. અજીતસિંહ, જ્યોતિસિંહ, તેજસિંહ અને તારાસિંહ સિવાયના તમામ બહુરૂપીઓ હસતા હસતા એ તિલિસ્મી ઇમારતમાં કૂદી પડ્યા. કેવળ પિશાચપતિ રહી ગયો હતો; કેમ કે તેણે સર્વની પછી જ એ ઇમારત ઉપર ચઢવાનો વિચાર રાખ્યો હતો. છેવટે મસ્તાની ચાલથી ચાલતો ચાલતો તે સીડી પાસે ગયો તથા ધીમેથી એકેક પગથીઉં ચઢવા લાગ્યો. પછી દિવાલ ઉપર ચઢી એક વખત ચારે તરફ નજર ફેરવી નીચાવળીને ઇમારતની અંદર જોયું. અંદર શું છે તે બરાબર જોયા પછી ઝરૂખામાં બેઠેલા મહારાજ દેવીસિંહ વગેરે તરફ જોઇ નમન કરી ઉચ્ચ સ્વરે તેણે કહ્યું:– "મહારાજશ્રી! આ ઇમારતની અંદરના ભાગમાં જે કાંઇ છે તે

મ્હેં જોઇ લીધું છે. વળી દિવાલ ઉપર ઘણા વખત સુધી હું ઉભો રહ્યો છું તેથી હવે જો આજ્ઞા હોય તો નીચે ઉતરું ?”

તત્કાળ મહારાજે હાસ્યમુખે તેને નીચે ઉતરવાનો સંકેત કર્યો. પિશાચપતિ પણ આનન્દપ્રફુલ્લ મુખે નીચે ઉતર્યો. તેની પહેલાં ઇમારતમાં કુદી પડેલા સઘળા બહુરૂપીઓ પણ તિલિસ્મી મહેલમાં થઇ એ વખતે પાછા ત્યાં આવી પહોંચ્યા હતા. પિશાચપતિને ઇમારતપરથી સહિસલામત નીચે ઉતરી આવેલો જોઇ તેઓ આશ્ચર્યચકિત બની ગયા. તેમણે સર્વેએ હર્ષાતિશયથી તેને ધન્યવાદ આપ્યો. પછી સર્વ મહારાજ દેવીસિંહ પાસે ગયા. મહારાજે પ્રસન્ન થઇ બે લાખ રૂપિયા પિશાચપતિને ઇનામ તરીકે આપવાની ખજાનચીને આજ્ઞા કરી. પિશાચપતિ કયા બુદ્ધિબળનો ઉપયોગ કરીને સહિસલામત રીતે એ ઇમારત ઉપરથી પાછો નીચે ઉતરી શક્યો હશે એ જાણવા માટે સઘળા બહુરૂપીઓ અધીરા બની ગયા હતા. છેવટે અજીતસિંહે એ સંબંધી પિશાચપતિને પૂછ્યું એટલે નમ્રતાથી તેણે કહ્યું:—“ જો કે એ ભેદ હું નહિ જણાવું તો સર્વેનું આશ્ચર્ય દૂર થાય તેમ નથી; પણ મ્હેં તો ઘણી સામાન્ય યુક્તિ અજમાવી છે. મ્હેં પ્રથમથી એમ વિચાર્યું હતું કે, ઇમારતમાંથી કોઇ એવા પ્રકારની બાષ્પ ઉપર આવતી હશે કે તે જે માણસના સુંઘવામાં આવે તે બેહોશ કિંવા ગાંડા જેવો બની જાય. તે ઉપરાંત દિવાલના ઉપરના ભાગમાં વિજળીની અસર હશે તેથી ઉપર ઉભા રહેનારના શરીરમાં શિથિલતા આવવા ઉપરાંત બીજી પણ કાંઇ અસર થતી હશે. ધાતુ, માટી, ચામડું અને શરીર વગેરેમાં વિજળીની અસર થાય છે પણ લાકડામાં થતી નથી એ હું સારી રીતે જાણતો હોવાથી મ્હેં મ્હારા પગની આસપાસ લાકડાના વહેરથી ભરેલા થેલાઓ બાંધી દીધા તથા

જોડાના તળીઆંમાં પણ લાકડાનાં જ પાટીઆં બેસાડી દીધાં. એથી દિવાલમાંની વિજળીની મ્હારા શરીર ઉપર કાંઇ અસર થઈ નહિ. વળી પેલી બાષ્પના અદ્ભુત નશાની મ્હારા મગજ ઉપર કાંઈ અસર થાય નહિ એટલા માટે પ્રથમથી જ મ્હેં ઔષધ ખાઇ લીધું હતું. એટલી બધી તૈયારી કરેલી હોવા છતાં ઇમારતની અંદર જોતાં સુધી મ્હેં મ્હારો શ્વાસ રુંધી રાખ્યો હતો. ઇમારતની અંદર મ્હેં હાલતાં ચાલતાં ઘણાં પુતળાંઓ જોયાં. વળી ભીંત ઉપર જડેલી પીત્તળની જાળી તથા તેની સાથે જોડાયલા અસંખ્ય તારો તરફ પણ મ્હારું ધ્યાન ખેંચાયું હતું. જો કે એ સઘળી યોજનાનો અસલ ભેદ મ્હારા જાણવામાં આવ્યો નથી છતાં મ્હારા બચાવ માટે મ્હેં જે યુક્તિનો ઉપયોગ કર્યો તે સફળ થઇ છે."

આમ કહી પિશાચપતિએ પોતાના ખંજરની ધારથી પોતાના પાયજામાના કપડામાં છિદ્ર કર્યું અને તેમાંથી લાકડાનો જોડ઼ કાઢી સર્વને બતાવ્યો. પિશાચપતિની ચાલાકી અને ચતુરાઇ જાણી સર્વ આનન્દિત થયા. મહારાજે સઘળા બહુરૂપીઓ તરફ જોઇને કહ્યું:—" ખરેખર, પિશાચપતિએ ઘણી ઉત્તમ યુક્તિ શોધી કાઢીને હરિફાઇમાં વિજય મેળવ્યો છે! એ ઇમારતમાં શું છે એ હું હવે કહું છું. જમાનીઆના તિલિસ્મીમાંથી ઇન્દ્રજીતસિંહ એક કૂતરો લાવ્યા છે. એ કૂતરો ઘણો ન્હાનો હોઇ તે આરસ પત્થરનો બનેલો હોય એવો લાગે છે. વળી પીત્તળના અસંખ્ય તારો તેની આસપાસ વીંટાળેલા છે. વાસ્તવિક રીતે જોવા જતાં એ કૂતરાને અનેક રાસાયનિક વસ્તુઓથી બનાવવામાં આવ્યો છે. તેને જ્યારે પાણીમાં મૂકવામાં આવે છે ત્યારે તેમાંથી મગજને મસ્ત બનાવી દે એવી બાષ્પ નીકળવા માંડે છે. વળી તેની આસપાસ વીંટળાયલા તારોમાં વિદ્યુત્ ઉત્પન્ન

થાય છે. દિવાલની ઉપર જે જાળી પાથરેલી છે તેની સાથે એ તારના છેડાઓ જોડવામાં આવ્યા છે. બાષ્પ અને વિદ્યુતની અસરથી બેહોશ થઇ તેમાં કૂદી પડનાર માણસને વાગે નહિ એટલા માટે શામિયાના ઉપર ચંદરવો બાંધવામાં આવ્યો છે. વળી ત્યાં જે પુતળાંઓ ગમ્મત કરતાં નજરે પડે છે તે પુતળાંઓ નહિ પરંતુ ખરાં માણસો છે. તેઓ સ્વરૂપ બદલીને તમાશો ભજવી બતાવે છે. એક પ્રકારનો ખાસ પોષાક પહેરવાથી અને ઔષધ સુંઘવાથી તેમના ઉપર પેલી બાષ્પ અને વિજળીની અસર થતી નથી! એ ખેલ કરી બતાવવાની રીત પણ પેલા કૂતરા સાથે મળી આવેલા તામ્રપત્ર ઉપર લખેલી છે. ઇન્દ્રજીત કુમારે જણાવ્યું છે તે પ્રમાણે જમાનીઆના તિલિસ્મીમાં એવા અનેક કૂતરાઓ અને પશુઓ છે. આપણે તિલિસ્મીમાં ફરવા જઇશું ત્યારે એ સઘળું નિશ્ચિંતતાથી જોઇ શકીશું."

ત્યાર પછી કેટલીક વાતચિત થઇ અને ભોજનનો સમય થતાં મેળાવડો વિસર્જન થયો.

---

## પ્રકરણ ૨૬ મું.

### છેવટ.

અપરાધીઓની તપાસનો ફેંસલો આપવાને ત્રીજે દિવસે જાહિર દરબાર ભરાયો; એમાં કેદીઓને હાજર કરવામાં આવ્યાં. ગુન્હેગારોને શી શિક્ષા કરવામાં આવે છે એ જાણવા માટે દરબારમાં ઘણા લોક હાજર થયા હતા. મહારાજ દેવીસિંહે લખાવેલો ફેંસલો જ્યોતિસિંહે અપરાધીઓને વાંચી સંભ-

જાણ્યો. એ સાંભળી કમબખ્ત દારોગો, વિજયપાલ, હરનામસિંહ વગેરે આક્રંદ કરવા લાગ્યા. તેઓ બન્ને હાથ જોડી મહારાજ તરફ જોઇને કહેવા લાગ્યાઃ–" અમને રાણા ગોપાલસિંહજીને સ્વાધીન નહિ કરતાં આ સ્થળે જ અમારો શિરચ્છેદ કરાવી નાખો."

કેદીઓએ ઘણા કાલાવાલા તથા આક્રંદ કર્યું; પરંતુ તે તરફ ધ્યાન આપવામાં આવ્યું નહિ. મહારાજે જે પ્રમાણે ફેંસલો લખાવ્યો હતો તે પ્રમાણે જ વ્યવસ્થા કરવામાં આવી. એ ફેંસલો સર્વને પસંદ પડયો.

ઉપરનાં સઘળાં કાર્યથી નિવૃત્ત થયા પછી એક મ્હોટો જલસો કરવામાં આવ્યો તથા કેટલાક દિવસ સુધી આનન્દનો ઉપભોગ ભોગવી સર્વ પોતપોતાના સ્થાન તરફ વિદાય થયાં. રાણો ગોપાલસિંહ કેદીઓને સાથે લઇ જમાનીઆ ચાલ્યો ગયો. લક્ષ્મીદેવી તેની સાથે ગઇ. જ્યોતિસિંહ તથા બીજા ઘણા માણસો તેમને પહોંચાડવા ગયા હતા. એ માણસો જ્યારે પાછા ફર્યા ત્યારે મહિલામંડળને સાથે લઇ મહારાણા વીરસિંહ, ઇન્દ્રજીત, આનન્દસિંહ વગેરે પુનઃ તિલિસ્મીમાં ગયા. સર્વેએ તિલિસ્મીની ઘણી સહેલ કરી. થોડા દિવસ પછી શ્યામગઢના ભોંયરાની સહેલ પણ સર્વેને કરાવવામાં આવી. પછી સર્વ હાસ્યવિનોદમાં પોતાના દિવસો પસાર કરવા લાગ્યાં.

પ્રિય વાંચકબંધુઓ ! હવે અમારી આ બ્હત્ નવલકથા સંપૂર્ણ થાય છે. છેવટે અમે એ લખવાની જરૂર ધારીએ છીએ કે, પિશાચપતિએ પોતે કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે પોતાની જીવનકથા લખી દરબારમાં રજૂ કરી તથા મહારાજ દેવીસિંહ વગેરેએ તે વાંચી સાંભળીને પોતાના ખજાનામાં રખાવી દીધી !

આ નવલકથાનો પિશાચપતિની ખાસ જીવનકથા સાથે ખાસ

સંબંધ નહિ હોવાથી તેને આ નવલકથામાં સમાવેશ નહિ કરતાં પિશાચપતિ સંબંધીના જે કેટલાક ખાસ ભેદનો આ વાર્ત્તા સાથે સંબંધ હતો તે જણાવી દેવામાં આવ્યા છે; તથાપિ પિશાચપતિ-ની જીવનકથા કે જેને ' મૃગલોચનીનો ઉપસંહાર ' કહી શકાય તેમ છે તે સ્વતંત્ર રૂપથી લખી પ્રેમી પાઠકોને સમર્પણ કરવામાં આવશે. વળી જેમણે મૃગલોચની નવલકથા વાંચી હશે તથા જેમણે નહિ વાંચી હોય તેઓ સર્વ એ નવલકથા વાંચી શકશે તથા આનન્દ મેળવી શકશે. ગ્રાહક થવાની ઇચ્છા રાખનાર વાંચક બંધુઓએ ' લુહાણા–બંધુ ' ઑફિસ–અમદાવાદને શિરનામે પોતાનાં નામ નોંધાવવાં. અંતે જે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આ મ્હોટી નવલકથા સંપૂર્ણ લખી વાંચકોના કરકમળમાં અર્પણ કરી શકાઇ છે તે પિતાનો ઉપકાર માની લેખિનીને થોડા વખત માટે વિરામ આપ-વાની રજા લઉં છું.

સમાપ્ત.

# અત્યંત લોકપ્રિય વાંચવા લાયક નવલકથાઓ અને લાયબ્રેરી ઉપયોગી પુસ્તકોનું

# સંક્ષિપ્ત સૂચિપત્ર.

**સંતસે શયતાન** અથવા કામાંધનાં કાળાં કામ-ભા. ૧-૨-૩ મુખમાં રામ બગલમાં છુરી લઇ ફરનારા, મનુષ્ય પિશાચ તથા માનવી પિશાચિકાનું આ નવલકથામાં એક રસિક અને ચિત્તાકર્ષક ચિત્ર આલેખવામાં આવ્યું છે. કિં. રૂ. ૬.

**કલંકરની કટાર** અથવા સંસાર ખાંડાની ધાર ભાગ ૧-૨-૩ શયતાની ચક્કર, ભોંયરાનાં ભેદ ભરેલાં કુકર્મો, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. ત્રણે ભાગનું મૂલ્ય ૭-૮-૦

**મણી મોહન**—ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલાં વાર્તાનાં પુસ્તકોમાં મણી મોહનને પહેલા વર્ગમાં મૂકવામાં આવે છે. એટલુંજ કહેવાથી એની લોકપ્રિયતા સમજી શકાય તેમ છે. પાકું પુઠું કિં.રૂ.૨ા

**સ્નેહમયી અને વિષમયી**—એ વિરોધી સ્વભાવવાળી યુવતી-ઓની આ નવલકથા વાંચવા લાયક છે. પાકું પુઠું કિં. રૂ. ૨ા

**મુરાદેવી** ભાગ ૧-૨-૩. નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિ-માન્ અને કૌટિલ્ય વિદ્યાવિશારદ ચાણક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, તે સર્વ વિષયોનું વિવેચન ઘણુંજ રસિક છે. ત્રણે ભાગની કિં. રૂ. ૬-૦-૦

**રાજા દેવીદાસ અથવા રમણીની રણભૂમિ**—સતી સાધ્વીની શૂરવીરતા અને બહાદુર બહારવટીઆઓની બહાદુરીવાળા પ્રસંગોથી આ વાર્તાનું પાનેપાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૩-૦-૦

**રાક્ષસોની રતિક્રીડા**—ભયંકર ભેદો, લુચ્ચાઓની લુચ્ચાઇઓ, તિલસ્માતી મકાનોમાં થતાં કારસ્થાનો, વગેરેનું રસિક વર્ણન છે. પાકું સોનેરી મનોહર પુઠું. ૨-૮-૦.

**મહાકાળીનું ખડ્ગ**—આ નવલકથા અદ્ભુત બનાવોથી ભર-પુર હોઇ વાંચકની જીજ્ઞાસા વધારે છે પાકું પુઠું કીં. રૂ. ૨.

**અલ્લાઉદ્દીનનો ઉદય**—આર્ય સન્નારીઓના શિયળનું રક્ષણ કરવા માટે તે વખતના રજપૂત રાજાઓ પોતાનો કેવો આત્મભોગ આપતા તેનું વર્ણન ઘણુંજ રસિક છે. પાંચ ચિત્રો છે. પાકું પુઠું કીં. રૂ. ૨॥

**કુતરો કે કાળ ?**—ડિટેકટીવ પોતાના કાર્યમાં જે ચતુરાઈ, બહાદુરી અને કુશળતા વાપરે છે તેની ખુબી ઓરજ છે. પાકું પુંઠું મૂલ્ય રૂ. ૨)

**કમનસીબ લીલા** (ભાગ ૧-૨)—આ નવલકથામાં સાંસારિક ઘટનાઓ તાદૃશ્ય દૃષ્ટિ સમક્ષ ઉભીજ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે. આજે જ મંગાવો અને જ્ઞાન સાથે અપૂર્વ આનંદ મેળવો. બન્ને ભાગનું પાકું પુઠું કિં. રૂ. ૪॥

**મધુર મિલન**—તમારી પત્નીને આ નવલકથા વંચાવો, તમે વાંચો, પ્રેમની દિવ્યતા શિખો અને તમને પૃથ્વીપર અપૂર્વ આનંદમય સ્વર્ગ દેખાશે. કિં. રૂ. ૨-૦-૦

**કલંકિત કાઉન્ટેસ યાને ખુની કોણ ?** (ડિટેકટીવ નોવેલ) પ્રેમને માટે લક્ષ્મીને તુચ્છ ગણવાની દિવ્યવૃત્તિ, હૃદયની કુમાશ અને પ્રેમાળ હૃદયનું માધુર્ય ઘડીભર પ્રેમના રસપૂર્ણ હૉજમાં સ્નાન કરાવશે કિં. રૂ. ૩.

**સૌન્દર્યવિજય**—(ભાગ ૧-૨-૩-૪-૫) રેનોલ્ડઝના રાયહાઉસ પ્લૉટનું અક્ષરસહ ભાષાન્તર. વાર્તા મનોહર અને ચિત્તાકર્ષક છે. પાકું પુઠું પાંચે ભાગની કિં. રૂ. ૧૦॥

**દશલાખનો દલ્લો** અથવા **રત્નકંકણ**—ડીટેકટીવ વાર્તા રસપૂર્ણ અને રોમાંચ ઉપજાવે તેમ છે. કિ. ૨॥

**કલંકિત કુમારિકા**—ડીટેકટીવ વાર્તા અસંખ્ય ભેદ ભરેલા બનાવોથી ભરપુર છે. પાકુ પુઠું કિ. ૨॥

**સુન્દર અને વિદ્યાનંદ**—આ નવલકથામાં તેના વિદ્વાન લેખકે સાંસારિક ઘટનાઓનું આબેહુબ આલેખન કર્યું છે. પાકુ પુઠું કિં. ૧I

**મધુર મધુરી અથવા મુંબઈની મોહિની**—રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપૂર. ચાર ચિત્રો સહિત પાકુ પુઠું કિં. ૧II

**પંદર લાખપર પાણી**—શ્રીમંત ગૃહસ્થે પોતાના દીકરાને આપેલો પંદર લાખ રૂ. નો વારસો ફકત એક વર્ષના અરસામાં કેવી રીતે ઉડાવી નાંખ્યો તેનું વર્ણન છે. પાકુ પુઠું કિ. ૧I

**રત્નમંજરી**—આદિથી અંત પર્યંત આધ્યાત્મિક જ્ઞાન પ્રદેશમાં વિચરી, માયા પટને છિન્ન ભિન્ન કરી પરમપદમાં નિયોજી, વિલીન થાય છે. ( સચિત્ર ) કિં. ૨

**બેગમહાલ** ( ભા. ૧-૨)—આ નવલકથાના માધુર્યનું વર્ણન માત્ર શબ્દોથી થાય તેમ નથી. આજે જ વાંચો બન્ને ભાગની કિ. ૪

**કામાંધ કામિની**—ડિટેકટીવ વાર્તા. એક ચોર એવું સરસ કામ બજવી બતાવે છે કે તેની બહાદુરી માટે ' વાહ વાહ ' કર્યા સિવાય રહેવાતું નથી. પાકું પુઠું. કિં. ૨II

**ભકતાણી કે ભામટી ?**—આમાં ચાલુ જમાનાનો સારો ચિતાર આપ્યો છે. હાસ્યરસ પણ ભરપુર છે. પાકુ પુઠું કિ. રૂ. ૧II

**બગદાદનો બાદશાહ**—શયતાનિતથી ભરેલી સુંદરીઓ સંસારમાં કેવા અનર્થો કરે છે એ ખાસ વાંચવા લાયક છે. પાકું પુઠું કિં. રૂ. ૨II

**રાણી વ્રજસુંદરી**—બ્રાહ્મણ કન્યામાંથી રાજરાણી થઇ પતિ કાળા પહાડની સ્હામે રણભૂમિમાં કૂદી પડવું વગેરે સત્ય ઐતિહાસિક ઘટનાઓથી ભરપુર કીં. રૂ. ૨I

**ભયંકર ભેદ**—રેનોલ્ડકૃત ફૌસ્ટનું આ અક્ષરસહ ભાષાન્તર નારાયણ વિસનજી ઠક્કુરે કર્યું છે. સચિત્ર(ભા.૧-૨) પાકું પુઠું કિં.રૂ.પII

**રમણી કે રાક્ષસી ?**—અબળા જ્યારે મદનના મદથી ઉન્મત્ત બની જાય છે ત્યારે પોતાના વિકારની તૃપ્તિ માટે તે કેવાં ભયાનક કૃત્યો કરે છે તેનો ચીતાર છે. કિ. ૧ાા રૂ.

**નાદીરનો દોરદમામ** નારાયણ વિસનજી ઠક્કુરકૃત નવલકથા. કિં રૂ. ૨ાા

**મારી ભયંકર સંસારયાત્રા—એક નિરાધાર અબળાનો આર્તનાદ !** ઠક્કુર નારાયણકૃત સામાજિક નવલકથા. ખાસ વાંચવા યોગ્ય છે. કિં. ૨ાા રૂ.

**લતા અને લલિતા ભાગ ૧ થી ૫** ( સચિત્ર ) આ વાર્તાનો દરેક ભાગ અત્યંત રસિક તથા મનોહર છે આ વાર્તા આનંદ સાથે સદુપદેશથી સંપૂર્ણ ભરેલી છે. પાકું પુઠું કી. રૂ. ૮ા.

**કાશ્મીર અને કેસરી**—(બીજી આવૃત્તિ) રસિક ઐતિહાસિક નવલકથા પૃ૪ ૨૫૦ પાકું પુઠું કિ. ૧ાા રૂ.

**પિશાચમંદિર ભાગ ૧–૨**—( સચિત્ર ) રેનોલ્ડઝ કૃત ઓન્ઝરટેન્યુનું ભાષાન્તર. પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરિતા જ વહે છે. કિં. ૬ા રૂ.

**ભાગ્યચક્રનો મહામંત્ર**—આ સચિત્ર નવલકથા અનેક ઘટનાઓથી ભરપુર છે. પાકું પુઠું કિ. ૨ રૂ.

**કંગાલ કેદી અથવા સ્નેહ બંધન** ( સચિત્ર ) ભાગ ૧–૨ આ નવલકથા અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ છે. પાકું પુઠું કી. ૪ાા રૂ.

**દગાબાજ દુનિયા—સચિત્ર**–રા. વ્રજલાલ ઠક્કરકૃત, વાર્તાની વસ્તુસંકલના એવી અદ્ભુત, પરંતુ સંભવિત છે કે, પ્રત્યેક પૃષ્ઠે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે. કિં. ૨ા રૂ.

**ભાગ્યદેવીની ભયંકરતા**—પ્રત્યેક હિંદુ સ્ત્રીને આ નવલકથા વાંચવાની ખાસ ભલામણ છે. ચાર સુંદર ચિત્રો, પાકું પૂઠું કિં. ૧॥

**પિશાચિની કે પ્રેમદા ?**—ભૂતપ્રેતના ભયંકર ઉપદ્રવને લીધે ઉપજતું ભ્રમમૂલક દુઃખ વગેરે ઘટનાઓ ઘણી રસિક છે. કિં. ૧॥

**સ્વર્ગમાં શયતાન**—આ નવલકથા અનેક રસિક ચમત્કારિક, અને આકર્ષક ઘટનાઓથી ભરપુર છે. પાકું પુઠું કિં. ૧॥

**મૃગલોચની અથવા માયાપ્રાબલ્ય**—ભાગ ૧ થી ૧૦ આ નવલકથા વાર્ત્તાપ્રિય વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ ઘણા ભેદભરમોથી ભરપુર છે. કિં. રૂ ૨૧.

**મરૂભૂમિની મોહિની**—રા. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત. આ વિસ્મયકર અને ચિત્તહર ઘટનાઓથી પરિપૂર્ણ નવલકથા વાંચવાની પ્રત્યેકને ખાસ ભલામણ છે. પાકું પુઠું કિં. ૧।

**રણઘેલા રજપૂતો**—સતીઓનું શૂરાતન ભાગ ૧-૨ (આવૃત્તિ ત્રીજી ) રજપૂતોની વીરતા, અને કર્તવ્યપરાયણતા જાણવા માટે આ ઉત્તમ વાર્તા છે. વ્રજલાલ જા. ઠક્કર કૃત. બન્ને ભાગની કિં. ૪।

**મધુ-માલતી** ભા. ૧-૨—આ સામાજિક નવલકથામાં સામાજિક વિષયોનું ઘણું રસિક આલેખન કરેલું છે. પાકું પુંઠું કિં ૩-૦-૦.

**મનોહારિણી માયા**—આ નવલકથાની વસ્તુસંકલના એટલી બધી રસિક છે કે એક વખત વાંચવા લીધા પછી પડતી મૂકવાનું મન થશે નહિ. પાકું પુંઠું કિં. ૧॥ રૂ.

**તારાસુંદરી**—આર્ય બાળાઓની ધાર્મિકતા તથા કઠોરમાં કઠોર સંયોગમાં પણ તેમના પાતિવ્રત રક્ષણની કુશળતા જોવી હોય તો વાંચો કિં. રૂ. ૩

**સંસારસંગ્રામ ભાગ ૧-૨**—ધર્મપરાયણા સાધ્વી કેવી અડગ

અને અથાગ રીતે પતિભક્તિમાં લીન રહે છે વગેરે વિષયો અપૂર્વ છે. કિં. રૂ. ૩ાા

**પરાક્રમની પતાકા** ( ડિટેક્ટિવ ) જાપાનના પ્રિન્સે ભેદી ખૂન શી રીતે કર્યાં તથા તેનો પત્તો છેવટ સુધી શા કારણથી ન મળ્યો વગેરે જાણવા વાંચો. પાકું પુઠું કિં રાા રૂ.

**ભવાનીનો ભોગ ભા. ૧-૨**—રજપૂત બાળિકાઓના ધીર વીરતાનાં બનાવો વાંચતાં આંખોમાંથી ચોધારાં આંસુ વહેવા માંડે છે. પાકું પુઠું કિં રૂ. ૩ાા

**ગોરા**—ડૉક્ટર રવીન્દ્રનાથની પદલાલિત્યવાળી અને ભાવનામય લેખિનીથી લખાયેલી આ નવલકથાની પ્રશંસા કરવાની જરૂર નથી. પાકું પુઠું કી. ૩ા

**બંસરીઆલા**—( સચિત્ર ) આ સામાજિક નવલકથાની એક જ વર્ષમાં બીજી આવૃત્તિ થઇ છે એ ઉપરથી તેની લોકપ્રિયતા સમજી શકાશે. સોનેરી પુઠું મૂલ્ય રૂ. ૩ ત્રણ

**કુંઅન**—( ભાગ ૧-૨ ) આનંદસહિત ઉપદેશ મેળવવાનું આ નવલકથા સર્વોત્કૃષ્ટ સાધન છે. મૂલ્ય પાકુ પુઠું. કિં. ૩-૦-૦

**નોકાડુબી**—કિંવા આશ્ચર્યઘટના જગવિખ્યાત કવીન્દ્ર સર રવીન્દ્રનાથ ટાગોરકૃત્ત નોકાડુબીનું શબ્દશઃ ભાષાન્તર છે. પાકું પુઠું. કિં. રૂ. ૩ાા

**ભેદી ખજાનો**—ડીટેક્ટીવ વાર્ત્તા. ખૂની કોણ છે, ચોર કોણ છે અને જાસુસ કોણ છે એ આખર સુધી સમજાતુંજ નથી. આ ભેદ ભરેલા બનાવોવાળી વાર્ત્તા છે. પાકું પુઠું કિં. રાા રૂ.

**ગેબી ખુન**—ડીટેક્ટીવ વાર્ત્તા. ખરો ખૂની કોણ છે અને ખૂનનો આરોપ કોનાપર આવી પડે છે વગેરે અદ્દભુત બનાવોથી ભરપૂર મૂલ્ય રૂ. ૨ા

**ભાગે શયતાન ( તલવારનું તુફાન )**—એક શયતાન લુંટારાનાં ભીષણ કાવત્રાં આદિ વિષયો વાંચતાં ચક્ષુઓમાંથી અશ્રુજળની વૃષ્ટિ થાય છે. કિં. ર॥ રૂ.

**કિશોરસિંહ અથવા દુઃખનો પહાડ**—( ભાગ ૧-૨-૩ ) રેનોલ્ડઝકૃત કેનેથનો અનુવાદ. ઘણા ઘણા રોમાંચકારક બનાવોથી આ વાર્તા ભરપુર છે. પાકુ પુઠું ત્રણે ભાગની કિં. ૮ રૂ.

**તરૂણ તપસ્વિની**—ભા ૧-૨ (સચિત્ર) સાધુના વેશમાં ફરતા શયતાનો કેવી પ્રપંચજાળ પાથરી ભોળા મનુષ્યોને ભરમાવે છે તેનો યથાર્થ ચીતાર છે. પાકુ પુઠું કિં. ૬ રૂ.

**વસંત વિજય ભા. ૧-૨-૩ ચડતી પડતીના ચમત્કાર**—એક નિષ્ઠુર હૃદયના દંપતિનાં રાક્ષસી કુકર્મોનો અસરકારક ચીતાર. કિં. રૂ. ૮-૪-૦.

**કાળરાત્રિનું ખુની ખંજર**—( ભાગ ૧-૨ ) ધર્મનીતિ, સત્ય અને સ્વદેશપ્રીતિ વગેરેનો અસરકારક ઉપદેશ આપેલો છે. ( આવૃત્તિ ૪ થી ) કી. ૫-૮-૦.

**કુસુમકાન્ત ( સંસાર શેત્રંજ )**—સતી સાધ્વી સ્ત્રીઓ સતીત્વને કેવી રીતે નભાવે છે અને સ્વધર્મનું રક્ષણ કરે છે વગેરે સર્વ વિષયોનું ઉજ્વલ ચિત્ર. મૂલ્ય રૂ. ર॥

**જુલ્મી જાલિમ યાને ધ્રુજતી ધરા**—સચિત્ર અદ્દભુત કારસ્થાનો અને ભૈરવના મંદિરના ભેદી ભોંયરાના ભયંકર પ્રપંચોનો ચિતાર છે. કિં. રૂા. ૩

**પદ્મલતા યાને કંટકમાં ગુલાબ**—( સચિત્ર ) ટુંકાણમાં આ નવલકથા સૌએ અવશ્ય વાંચવી જ જોઇએ કિં. રૂ. ૨-૪-૦.

**કલ્યાણી અથવા હજાર વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન**—આ એક ઐતિહાસિક વાર્તા પૂર્વનો કોઇ ઓરજ ખ્યાલ આપે છે. પાકું લાયબ્રેરી શોભાવે પુંઠું કિં. રૂ. ર॥.

**નટવર**— ( ચંડાલ ચૉકડી ) અથવા મ્હોટાનાં છોકરાં શ્રીમંતોના છકેલ છોકરાંઓનો ચિતાર. ચીત્રો સહિત ત્રણ ભાગ સાથે કિ. રૂ. ૩.

**કલિકૌતક**—( હાસ્યરસનો હોજ ) રોતી સુરતને પણ ખડખડાટ હસાવશે. આજે જ મંગાવી ખાત્રી કરો. કી. રૂ. ૧.

**રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર**. (આવૃત્તી બીજી સચિત્ર ) રતિ તથા પુરૂષ કામવાસના, મૈથુન દોષ વર્ણન, રતિપ્રકાર, આસનવિવરણ, ઇચ્છાનુસાર પુત્ર પૂત્રી પ્રાપ્ત કરવાનો ઉપાય, માબાપ કાળાં હોવા છતાં સફેદ બચ્ચાં ઉત્પન્ન કરવાનો ઉપાય, ગર્ભસ્ત્રાવ અને ગર્ભપાત, ચાંદી, બદ, મુત્રરોગ, નપુંષકત્વ વગેરે ઘણા ઉપયોગી વિષયોથી ભરપુર છે. પાકું પૂઠું મૂલ્ય રૂ. ૩।

**જીવનશિક્ષા**—જીવનના ઉંચામાં ઉંચા સિધાન્તોનું આ પુસ્તક છે. આ પુસ્તક વાર્તા નથી પણ જીવનનો પાયો છે. કિં. રૂ. ૧–૮–૦

**નવદંપતિને શીખામણ**—પતિપત્નીઓએ આ પુસ્તક પોતાના નિત્યના મિત્ર તરીકે સાથે રાખવું જોઇએ. પાકું પુઠું કિ. રૂ. ૨–૦–૦

**આનન્દઝરણાં**—( એક સુન્દર કથાગુચ્છ ) જગપ્રસિદ્ધ ડૉ. રવીન્દ્રનાથ ટાગોરની એક ભાવમયી સંપૂર્ણ વાર્ત્તા સાથે કિં. રૂ. ૨–૪–૦

**ધી સેલ્ફ ઇંગ્લીશ ઇન્સ્ટ્રક્ટર ( રાજભાષા )** આ પુસ્તક ઇંગ્રેજી ભણનારાઓને એક રત્નરૂપ છે. થોડી મહેનતે અને થોડું થોડું ભણવાથી આ પુસ્તકના આધારે ઇંગ્રેજી શીખી શકાય છે. જરૂર મંગાવો કીંમત ૧–૮–૦

**ધી એવ્હરી ડે કોરસપોન્ડન્સ**—અથવા રોજનો પત્ર વ્યવહાર. આમાં સ્નેહીઓ, સગાંવહાલાં, અરજીઓ, ભલામણ પત્રો, રેલવે કંપની, પોસ્ટ મંદવાડ મરણ, વગેરે સર્વ પ્રકારના પત્રવ્યવહારના

જોઇયે તેવા તૈયાર નમુના તથા તેનો ગુજરાતીમાં અર્થ સાથે આપેલો છે. કિં. રૂ. ૧-૮-૦

**ઘેલી કુસુમ**—સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ, બાળિકા શિક્ષણ, પુનર્લગ્ન વગેરે વિષયો ઘણા સારા ચર્ચ્યા છે. પાકું પુંઠું કિં. ૨-૦-૦

**જીવનચંદ્ર**—એક સારો ખ્યાલ આપતી સામાજિક નવલકથા કિં. રૂ. ૨.

**વ્યવહાર નીતિ દર્પણ**—આ પુસ્તક તમે એકજ વખત વાંચશો તો તમારો એક સુબોધક મિત્ર થશે. પાકું પુંઠું રૂ. ૨-૮-૦.

**નારાયણ ગદ્યગંગા**—રા. ઠક્કુર નારાયણના સાહિત્ય અને ઇતિહાસ વિષયક અત્યન્ત ઉત્તમ, માર્મિક ગદ્ય લેખોનો સંગ્રહ ( સચિત્ર ) કી. ૩-૮-૦

**લાવણ્યમયી અને પ્રચંડ જ્વાળામુખી**—આમાં બે ઐતિહાસિક વાર્તાઓ છે. બન્ને રસિક, ચિત્તાકર્ષક અને જ્ઞાનપ્રદ હોઇ વાંચવા યોગ્ય છે. રૂ. કિં. ૨॥

**પીનલકોડ**—( ફોજદારી કાયદો ) ગુજરાતીમાં દરેક ફોજદારી ગુન્હાઓમાંથી બચવા આ પુસ્તક પ્રત્યેકે પોતાની પાસે રાખવાની જરૂર છે. કિં. ૯ રૂ.

**કબીરકાવ્ય**—ગમે તેવા પાષાણ હૃદયવાળા માણસને પણ આ પુસ્તક સારૂં જ્ઞાન આપી નૂતન જીંદગીમાં પ્રવેશ કરાવે છે કિં. ૩-૪-૦

**બુલબુલ**—સુપ્રસિદ્ધ મરાઠી નોવેલનો અનુવાદ ઘણીજ સરળ અને રસાળ ભાષામાં હોવાથી વાંચવા યોગ્ય છે. કિં. રૂ. ૩-૮-૦

**યૌવનચક્ર**—નારાયણ વિસનજી ઠક્કુરકૃત નવીન રસિક નવલકથા. ઘણી જ રસિક હોઇ હમણાંજ બહાર પડી છે. કિં. રૂ. ૩-૦-૦

| | |
|---|---|
| કિશોરસિંહ ભા. ૧—૨—૩ | ૮—૦ |
| કીસ્મતની કીસ્તી | ૧—૮ |
| કુસુમકુમારી ભા. ૧—૨ | ૦—૮ |
| કુસુમાવતી—ઐતિહાસિક વારતા | ૨—૦ |
| કુળાંગારનું ઉછળતું લોહી. | ૧—૦ |
| કુંદન કુસુમ ભા. ૧ થી ૮ | ૧૨—૦ |
| કુમુદા અને કુસુમ | ૦—૮ |
| કુસુમ કંટક (રમણીકેરાક્ષસી) | ૨—૮ |
| કુસુમકળા | ૩—૮ |
| *કુતરો. કે કાળ—ડીટેકટીવ વારતા | ૨—૦ |
| કુસુમકાન્ત (સંસારશેતરંજ) | ૨—૪ |
| કૃષ્ણલાલનાં કાવત્રાં | ૧—૦ |
| કૃષ્ણલાલનું વીલ | ૦—૧૨ |
| કોલ્ડબ્લેક ( બળવાના વખતની વારતા ) | ૩—૦ |
| કંચન ભા. ૧—૨ | ૩—૦ |
| કંગાલ કેદી ભા. ૧—૨ સચિત્ર | ૪—૮ |
| ખૂરીયા ખંજર | ૧—૦ |
| આસ્મગોરી સચિત્ર | ૨—૮ |
| ગુણલક્ષ્મી | ૧—૪ |
| ગુલશાના (આદર્શ અબળા) | ૧—૮ |
| ગુલવાડીનું ગુલાબ | ૩—૮ |
| ગુલઝાર | ૨—૦ |
| સંસારદર્શન. | ૨—૮ |
| *ગેબીખૂન ડીટેકટીવ વારતા | ૨—૪ |
| ગોરા—રવીંદ્રનાથ ટાગોરકૃત | ૩—૪ |
| ગંધાતો ગુલાબ | ૩—૮ |
| ઘાસીરામ કોટવાલ | ૦—૧૦ |
| ઘેલી કુંસુમ—સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ. | ૨—૦ |
| ચરિત્ર ચંદ્રિકા | ૨—૧૨ |
| ચક્રવર્તી બાપા રાવળ | ૦—૧૨ |
| ચમત્કારિક ગુફા ભા. ૧—૨ (સચિત્ર) | ૫—૮ |
| ચાંદબીબી સચિત્ર | ૧—૮ |
| ચાર યોગીની વારતા | ૧—૮ |
| ચાણુક્યનંદિની | ૨—૮ |
| ચિંતામણી—વારતા | ૦—૮ |
| ચંદ્રકળા | ૨—૮ |
| ચંદ્રસિંહ અને ચંદ્રમુખી | ૧—૪ |
| જનાનખાનાની બીબીઓ | ૧—૮ |
| જમસેદની જહેમતો | ૧—૮ |
| જગન્નાથનીમુર્તિ ઐતિહાસિક | ૨—૮ |
| જગતનો ફાંસો | ૨—૦ |
| જાન કે જીગર ? | ૨—૮ |
| જાલીમ જમાનો | ૧—૪ |
| જાપાની જાસુસ ડીટેકટીવ | ૧—૮ |

| | |
|---|---|
| જીગર કે દીગર ? | ૨—૦ |
| જીવતું દોજખ | ૨—૪ |
| જીવનચંદ્ર | ૨—૦ |
| જુલ્મી જાલીમ (સચિત્ર) | ૩—૦ |
| જેહાંગીરનામું (ગુજરાતીમાં) | ૨—૦ |
| જ્યોતિકાન્ત | ૧—૪ |
| ઝહરેકાતીલ | ૧—૮ |
| ઝેરી જમાનો ભા. ૧—૨—૩ | ૫—૮ |
| ઝેરી સંસાર | ૦—૮ |
| ટાગોરની ટુંકી વારતાઓ | ૧—૪ |
| ડુબતું વહાણ | ૩—૮ |
| +ડીટેકટીવ દેવેંદ્ર | ૧—૮ |
| તરૂણ તપસ્વિની ભા. ૧—૨ (સચિત્ર) | ૬—૦ |
| તકદીરની તકલીફ (સચિત્ર) | ૨—૮ |
| તલવારની ધાર | ૧—૦ |
| તકલદી તાજ | ૩—૦ |
| તારાસુંદરી—ઐતિહાસિક | ૩—૦ |
| તેજપ્રભા | ૧—૧૨ |
| દગાબાજ દુનિયા—સચિત્ર | ૨—૪ |
| +દશલાખનો દલ્લો (ડીટેકટીવ વારતા) | ૨—૮ |
| દુર્ગા અને લક્ષ્મી | ૧—૮ |
| દુઃખી દીના | ૩—૦ |
| દોલતે દુનિયા | ૨—૮ |
| નટવર (સચિત્ર) | ૩—૦ |
| નરગીજ નાટકકાર | ૧—૮ |
| નરસિંહ મહેતા નોવેલ | ૦—૧૨ |
| નવલગંગા | ૩—૮ |
| નલિનીકાન્ત | ૧—૦ |
| નસીબનો નાઝ | ૨—૪ |
| નવ સુબોધક વારતાઓ | ૦—૮ |
| નાદીરનો દોરદમામ | ૨—૮ |
| ન્યાયના ખૂનમાં નીતિ (સચિત્ર) | ૨—૦ |
| નીલમ માણેક ભા. ૧થી૮ | ૧૨—૦ |
| નિરંજની અથવા વરઘેલી વનિતા | ૪—૦ |
| નીઝામી વારતાઓ | ૦—૧૦ |
| નૂરે ઇસ્લામ બાદશાહ બાબર | ૪—૮ |
| નૂરજહાં મોટી | ૧—૦ |
| નૂરેનઝર | ૧—૦ |
| નોકરીનો ઉમેદવાર | ૧—૪ |
| નૌકાડૂબી રવીંદ્રનાથકૃત | ૩—૮ |
| નંદનવનનો નાશ | ૨—૦ |
| પરસ્તાને ચકમ | ૧—૮ |
| પ્રતાપી પીટરનું ચરિત્ર | ૧—૮ |
| *પરાક્રમનીપતાકા (ડીટેકટીવ) | ૨—૮ |
| પદ્મિની (ભસ્મીભૂત ચિતોડ) | ૨—૮ |
| પચીસો વર્ષ પૂર્વેનું હિન્દુસ્થાન | ૧—૪ |
| પદ્મનાભ | ૧—૮ |

પ્રફુલતા કંટકમાં ગુલાબ ૨–૦
પ્રવાલમા ૧–૦
પ્રભાત ( ગુર્જરગીરા) ૧–૮
પ્રભાતચંદ્ર ૧–૦
પ્રમોદા દિલેર દિલારામ
( સચિત્ર ) ૦–૧૪
પાતાળની પ્રેમદા ૧–૦
પારસી પુત્રી પ્રકાશ ૧–૪
પાપી પિતા ૦–૧૦
પિશાચ મંદિર રેનોલ્ડઝકૃત
ભા. ૧–૨ સચિત્ર ૬–૦
પિશાચિની કે પ્રેમદા ? ૧–૮
પિશાચોની પ્રપંચલીલા ૧–૪
પિશાચી પ્રેમ ૦–૧૨
પુષ્પાયુદ્ધ ૧–૮
પુરાતન દીલ્લી ( સચિત્ર ) ૨–૮
પૃથુકુમાર ૨–૦
પેશ્વાની પડતીનો પ્રસ્તાવ ૨–૮
પેશાવરના હિન્દુ હીરા ૧–૪
પેશાવરની પદ્મિની ૧–૮
પંદર લાખપર પાણી ૧–૪
પંજાબ રહસ્ય ( સચિત્ર ) ૧–૮
પંચતંત્ર ૨–૦
પંચાક્ષરનો જયશિખરી
ભા. ૧–૨ ૪–૦

બગદાદનો બાદશાહ–ઐતિહાસિક ૨–૮
બહાદુર કશો અનાથ તારા
તથા પ્રમોદસુંદરી
ભા. ૧–૨ ૪–૦
બસ તારેજ ખાતર ૨–૦
બ્રહ્મદેશની રાણી ૧–૦
બહાદુર બાળા ૦–૮
બ્રહ્મચારિણી ૧–૮
બાગેશયતાન ( ડીટેક્ટીવ ) ૨–૮
બાજીરાવ બલ્લાળ (સચિત્ર) ૨–૦
બાપ કે સાપ ? ૧–૪
બીફલેસ બેરીસ્ટર ( સચિત્ર) ૧–૮
બીરબલ અને બાદશાહ ૦–૧૨
બુલબુલ ૩–૮
બેગમ મહાલ ભા. ૧–૨ ૪–૦
બેદિલ કે બેવફા ૩–૦
બે બેહેનો ૦–૧૨
બેરીસ્ટરની બૈરી (સચિત્ર) ૨–૮
બંસરીબાલા (સચિત્ર) ૩–૦
ભક્તાણી કે ભામટી ? ૧–૮
ભદ્રંભદ્ર ૧–૮
ભમણુચંદ્ર ૧–૦
ભમણુચંદ્રના ભેદનો ભવાડો ૧–૪
ભયંકર ન્યાય ૦–૧૨

સુંદર અને વિધાનંદ (સચિત્ર) ૧—૪
સુરલીલાલ (સચિત્ર) ૧—૪
સુંદર અને રસિક ભા.૧—૨ ૦—૧૨
સુધરેલી સંગીતા ૧—૮
સુધરેલી સીતા ૧—૮
સુધાહાસિની (રમેશચંદ્ર દત્તકૃત) ૧—૮
*સુશુપ્તસુંદરી (ડિટેક્ટીવ) ૧—૪
સુવર્ણકુમારી ૧—૮
સૃષ્ટિસૌંદર્ય ૦—૧૨
હક્કદારનો હક્ક ૩—૦
હાથનાં કર્યાં હૈયે વાગે ૧—૮
હાજીબાબાનાં સાહસ કર્મો ૧—૮
હિન્દુસ્તાનની ખુબસુરત બાદશાહી બેગમો ૧—૮
હિન્દુ બેરીસ્ટર-સદ્ગુણીસુમન ૧—૦

## વૈદકનાં પુસ્તકો.

અનંતરંગ (રસિક રંગ વિલાસ) ૧—૦
અમૃત સાગર ૫—૦
કાળજ્ઞાન ૦—૬
જ્વર સાગર (તાવસાગર) ૧—૦
દુઃખનિવારણ ૦—૧૨
નપુંસકાનંદમંદાર ૧—૮
નવદંપતીને શીખામણ ૨—૦
મદનપાલ નીઘંટ ગુજરાતી ૨૫ ૨—૮
મદનપાલનીઘંટ ગ્લેજ કાગળ ૩—૦
રતિશાસ્ત્ર કોકશાસ્ત્ર ૩—૮
વૈદ્યજીવન (લોલીંબ રાજકૃત) ૦—૮
વૈદ્ય વલ્લભ (વૈદ્ય વતંસ) સહિત ૦—૬
વનસ્પતીકોષ ૦—૧૨
શારંગધર સંહિતા ગ્લેજ કાગળ ૪—૦
શારંગધર સંહિતા રફ કાગળ ૩—૮
સુખશાન્તિ કોષ ૨—૦

## જ્યોતિષનાં પુસ્તકો.

ચમત્કાર મયુખ (ત્રિકાળદર્શી આયના) ૧—૮
જ્યોતિષ શિક્ષક ૦—૮
જ્યોતિષસાર અને જ્યોતિષરત્ન ૧—૪
જ્યોતિષસત્ર ૦—૧૨
બૃહત્સામુદ્રિક શાસ્ત્ર ૧—૪
ભવિષ્યફળ ૦—૬
મેઘમાળા ૦—૧૨

## હુન્નરનાં પુસ્તકો.

ઇલેક્ટ્રોપ્લેટીંગનો હુન્નર શીખવાની સામગ્રી ૦—૧૨
દુરબીનજ્ઞાન સરવે વગેરે માટે ૪—૦
નૂતન હુન્નર સાગર ૧૩૦૦ હુન્નર ૩—૦
પૈસા કમાવાનાં સાધન ૦—૨

| | |
|---|---|
| વ્યવહાર નીતિદર્પણ ( વાંચવા યોગ્ય ) | ૨–૮ |
| સતીમંડળ ભા. ૧–૨ | ૭–૮ |
| સતી ત્રીવેણી | ૧–૮ |
| સતીચરીત્ર સંગ્રહ | ૩–૦ |
| સતી દમયન્તી | ૦–૮ |
| ગાયન પ્રવેશિકા | ૦–૧૨ |
| સાધ્વી શશીકલા | ૧–૦ |
| સામાજીક વાર્તાઓ ( સ્ત્રી· પ્રયોગી | ૦–૬ |
| સંસાર દર્શન | ૩–૦ |
| સાસરે જતી પુત્રીને પિતાનો પ્રબોધ | ૦–૫ |
| સ્ત્રીઓનાં સારાં કામ | ૦–૮ |
| સ્ત્રી કર્તવ્ય અને પુરૂષોને બોધ | ૨–૦ |
| સ્ત્રીદર્પણ | ૦–૧૨ |
| સ્ત્રીઓની મહત્તા | ૧–૮ |
| સુંદરી સદ્બોધ માળા | ૧–૦ |
| સંસાર સંગ્રામ–ભા. ૧–૨ | ૩–૦ |
| શાકપાક અને પકવાન શાસ્ત્ર | ૨–૦ |

### ઇતિહાસનાં પુસ્તકો.

| | |
|---|---|
| આયને અકબરી | ૧–૦ |
| ઇંગ્લાંડનો ઇતિહાસ–ગુજરાતીમાં | ૩–૦ |
| ઓલીયાઓનો ઇતિહાસ | ૧–૦ |
| ટાડ રાજસ્થાન ભા.૧-૨ સંપૂર્ણ | ૧૦-૦ |
| તવારીખે ફ્રાન્સીયાન | ૫–૦ |
| વૈષ્ણવ ધર્મનો ઇતિહાસ | ૧–૦ |
| હિન્દની હાલત (કવિતામાં) | ૦–૮ |

### ઉર્દુ ઝબાન ગુજરાતી હુરૂફોમાં પુસ્તકો.

| | |
|---|---|
| અલેફલયેલા | ૦–૮ |
| ગુલેબકાવલી | ૦–૧૪ |
| ચારદર વેશ | ૦–૧૦ |
| તોતા કહાની | ૦–૧૪ |
| દાસ્તાને તીલીસ્મે હોશરૂબા | ૩–૮ |
| દાસ્તાને અમીરહમઝા | ૩–૦ |
| મનસુર મોહના | ૨–૦ |
| મલેક મહમદ ગેતીઅફરોજ | ૦–૧૨ |
| ફ્લોરા ફ્લોરેંડા ભા. ૧–૨ | ૫–૦ |
| ફસાને અજાયબ | ૦–૧૨ |
| કુતુહલ ઇસલામ ભા. ૧ થી ૧૦ સુધી. | ૧૦–૦ |
| કુતુહલ્સ્યામ | ૧–૮ |
| યુસુફઝુલેખા | ૦–૧૪ |
| હાતમતાઇ | ૧–૨ |

### સંગ્રાહ્ય પુસ્તકો.

| | |
|---|---|
| ગુજરાત સર્વ સંગ્રહ | ૩–૮ |
| સતી દેવાંગના | ૧–૦ |
| જીવનશિક્ષા | ૧–૮ |
| જીવન સાફલ્ય | ૨–૦ |
| નારાયણ ગદ્યગંગા (સચિત્ર) | ૩–૮ |
| સાહીત્યાદર્શ | ૧–૧૨ |

| | |
|---|---|
| હીન્દુસ્તાનની મુસાફરી | ૧–૪ |
| હીન્દુસ્તાનનાં આંચળવાળાં પ્રાણીઓ | ૨–૮ |

## ધર્મનાં પુસ્તકો.

| | |
|---|---|
| આપણો ધર્મ | ૪–૦ |
| જાલંધર આખ્યાન (રાગરાગણીમાં) | ૧–૪ |
| બસોબાવન વૈષ્ણવની વારતા | ૫–૦ |
| ભક્તમાળા ગુજરાતી | ૨–૮ |
| મહાભારત (વારતામાં) | ૬–૦ |
| રવિકાન્ત (વેદાન્તનું) | ૨–૮ |
| વિષ્ણુપુરાણ ગુજરાતી ભાષાન્તર સચિત્ર | ૩–૦ |
| શિવપુરાણ (રાગરાગણીમાં) | ૪–૦ |
| શિવગીતા મૂળ સાથે ગુજરાતીમાં | ૨–૦ |
| શંકરાચાર્ય દ્વાદશરત્ન ગુજરાતીમાં | ૧–૮ |
| શંકરાચાર્ય નવરત્ન ગુજરાતીમાં | ૧–૮ |
| શંકરાચાર્યનું જીવનચરિત્ર | ૧–૮ |
| સ્પર્શકાન્ત (વેદાન્ત ગ્રંથ) | ૩–૦ |
| સત્યધર્મ જ્ઞાન શિક્ષા | ૧–૮ |

## ભજનનાં પુસ્તકો.

| | |
|---|---|
| આત્મજ્ઞાનનો ભંડાર | ૦–૮ |
| કાવ્યદોહન મોટું | ૧–૪ |
| છોટમકૃત કીર્તનમાળા | ૦–૧૦ |
| તત્વસાર ભજનાવલી | ૦–૧૨ |
| પ્રીતમવાણી પ્રીતમકૃત ભજનો | ૦–૧૦ |
| ભજનાવલી દયાનંદકૃત મોટી | ૦–૮ |
| ભજન મહાસાગર સારાં સારાં પદો | ૧–૦ |
| ભજન ભંડાર | ૦–૫ |
| ભજનરત્નાકર (અમરવાણી) | ૧–૪ |
| ભક્તિભંડાર | ૧–૦ |
| રવિપ્રકાશ ભજનામૃત | ૦–૧૨ |
| સંતસમાજ ભજનાવલી | ૦–૧૨ |
| સુબોધ ચિંતામણી | ૦–૮ |
| જ્ઞાન ચિંતામણી ભજનો | ૨–૮ |

☞ સર્વ પત્રવ્યવહાર નીચેને શિરનામે કરવો. જથ્થાબંધ પુસ્તકો ખરીદનારને સારૂં કમિશન આપવામાં આવશે.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,

બુકસેલર અને પબ્લિશર,

ત્રણ દરવાજા—અમદાવાદ.